લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઈન્સ્ટીટયૂટ

તરફથી પ્રગટ થતું

# સ્થાનિક સ્વરાજ્ય

(ત્રૈમાસિક)

તંત્રી:—ચુનીલાલ ડી. બારફીવાલા, એમ. એ., એલએલ. બી.
સહતંત્રી:—પ્રાણલાલ કીરપારામ દેશાઈ, બી. એ., એસ. ટી. સી. ડી.

વર્ષ ૩, અંક ૧] ઑક્ટોબર ૧૯૩૬. [ક્રમાંક ૯

વિષયાનુક્રમણિકા — પાનું

ગ્રામોધ્ધાર
શ્રી. એસ. એસ. નાયક, બી.એ., બી. એસસી. (એડીનબરો) એલ. સી. ઈ. (મુંબાઈ) ... ... ... ... ... ૨૦૯
મુંબાઈ શહેરમાં પ્રાથમિક શિક્ષણ વ્યવસ્થા ... ... ... ૨૨૧
શાંઘાઈમાં ઈન્ટરનેશનલ સ્થાનિક સ્વરાજ્ય
શ્રી. ઈશ્વરલાલ રામશંકર રાવળ, બી. એ., એલએલ. બી. ... ... ૨૩૦
લોકલ બોર્ડ, ગ્રામ પંચાયત વગેરે:
ચૂંટણીઓ અને નીમણુંકો ... ... ... ... ... ... ૨૩૧
ઉત્તર ડીવીઝનની લેન્ડ રેવન્યુ
સન ૧૯૩૪–૩૫ ના અગત્યના આંકડા ... ... ... ... ૨૪૦
મ્યુનિસિપલ નોકરોની સ્થિતિ ... ... ... ... ... ૨૪૨
થાણા ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડના ૧૯૩૫–૩૬ ના વાર્ષિક હીસાબ ... ... ૨૪૩
આપણા સ્થાનિક સ્વરાજ્યનું વહાણ કઈ દિશામાં હંકારાય છે? ... ... ૨૪૩
મુંબાઈની હાઈકોર્ટનો એક અગત્યનો ચુકાદો
લોકલ બોર્ડમાં બેલટથી મત લેવા માટેના નિયમો કાયદેસર નથી ... ૨૪૪
થાણા જીલ્લાની સ્કુલ બોર્ડનો ૧૯૩૫–૩૬ નો રિપોર્ટ ... ... ... ૨૪૬
મુંબાઈની ધારાસભામાં ઉત્તર વિભાગને લગતી અગત્યની પ્રશ્નોતરી ... ૨૪૭
શ્રી. ચંદુલાલ ભગુભાઈ દલાલ, બી. કોમ. (મુંબાઈ) ડી. પી. એ. (લંડન) ... ૨૫૦

# "સ્થાનિક સ્વરાજ્ય" ત્રૈમાસિક



આ ઈન્સ્ટીટયૂટ તરફથી અંગ્રેજી, મરાઠી અને કેનેરીઝ એ ત્રણ ભાષામાં એક બીજાથી સ્વતંત્ર ત્રૈમાસિકો પ્રગટ થાય છે.

ગુજરાતી ભાષા બોલનાર પ્રજાના ખાસ લાભ માટે ઈન્સ્ટીટયૂટે આ ત્રૈમાસિક પ્રગટ કરવાનું સાહસ કરેલ છે. આશા છે કે ગુજરાતની સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓ અને સભ્યો ઉપરાંત આ વિષયમાં રસ લેનાર દરેક ગૃહસ્થ અમારા આ પ્રયાસને ફત્તેહમંદ બનાવવા ઘટતો સહકાર આપશે.

જે સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓ આ ઈન્સ્ટીટયૂટમાં સભ્ય તરીકે દાખલ થઇ છે, તે સંસ્થાને અંગ્રેજી અથવા ગુજરાતી ત્રૈમાસિક મફત મોકલવામાં આવશે. જે સભ્ય-સંસ્થાને બન્ને ભાષામાં ત્રૈમાસિકની જરૂર હોય તેને વાર્ષિક રૂા. ૧) ભરવાથી બન્ને પત્રો મળી શકશે. ઉત્તર વિભાગની ઘણી અગત્યની સંસ્થાઓ સભ્ય તરીકે દાખલ થઇ ચૂકી છે. બીજી સંસ્થાઓને સભ્ય તરીકે સ્થાનિક સ્વરાજ્યના વિકાસને ઉદ્દેશીને ઇન્સ્ટીટ્યૂટે જે પ્રવૃત્તિઓ આદરી છે તેમાં સહાયભૂત થવા વિનંતી કરવામાં આવે છે.

જાહેર ખબર આપનારાઓ માટે આ પત્ર ઉત્તમ સાધન છે. જાહેર ખબર માટે નીચે મુજબ દર ઠરાવવામાં આવ્યા છે:—

| | એક વખત | બે વખત | ચાર વખત |
|---|---|---|---|
| આખું પાનું | રૂા. ૭ાા | રૂાા ૧૩) | રૂા. ૨૫) |
| અર્ધું પાનું | રૂા. ૪) | રૂા. ૭) | રૂા. ૧૩) |
| ¼ પાનું | રૂા. ૨ાા | રૂા. ૪) | રૂા. ૭) |

પુંઠા ઉપર (અંદરની બાજુ)–ઉપરના ભાવથી દોઢ ગણા.

પુંઠા ઉપર (બહારની બાજુ)–ઉપરના ભાવથી બમણા.

ખાસ ભાવને લગતી વિગત માટે લખો:—

૧૧ એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ.

સુપ્રિન્ટેન્ડન્ટ
લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટીટયુટ.

# સ્થાનિક સ્વરાજ્ય

(ત્રૈમાસિક)

વર્ષ ૩, અંક ૧] ઑક્ટોબર ૧૯૩૬. [ક્રમાંક ૯

## ગ્રામોદ્ધાર

લેખક :–શ્રી. એસ. એસ. નાયક, બી. એ. બી. એસ. સી. (એડીનબરો)
એસ. સી. ઇ. (મુંબાઇ.)

ગ્રામોદ્ધારની ચળવળ બાબતમાં એટલું બધું બોલાઇ, લખાઇ તેમજ પ્રગટ થઇ ચુક્યું છે કે તે સંબંધમાં કાંઇ પણ વિશેષ લખવું તે દરેકને હાસ્યજનક લાગશે.

ઘણા લેખકો તેમજ વક્તાઓએ આ બાબતને બની શકે તેટલા દૃષ્ટિબિંદુથી તપાસી છે; પણ હું માનું છું કે ઘણા થોડા જણેજ તેને ખરા અને મુખ્ય દૃષ્ટિબિંદુથી જોઇ છે અને તે દૃષ્ટિબિંદુ તે ગામડીઆનું પોતાનું. આ ચળવળનું મૂળ હું માનું છું ત્યાં સુધી બહુ સરળ છે. સન ૧૯૨૯–૩૧ ની અસહકારની ચળવળમાં કોંગ્રેસે ગ્રામ્ય જનતાને અપીલ કરી અને અસહકારની ચળવળથી શું શું મળી જશે એ વિચારથી ગ્રામ્ય હિંદ બહુ હેરત પામી ગયું. આ ઉપરથી કોઇ તીક્ષ્ણ બુદ્ધિવાળા સરકારી અમલદારને લાગ્યું કે આ ચળવળની અસર કરતાં વધારે અસર કરે એવું જો કાંઇ કરવામાં નહિ આવે તો ગ્રામ્ય જનતા *કોંગ્રેસવાદી થઇ જશે; એટલે તેણે ગ્રામોદ્ધારનો કાર્યક્રમ ગોઠવી કાઢયો.* આ યોજનાને સરકારે ઉપાડી લીધી અને તેને વિશાળ સ્વરૂપ આપવામાં આવ્યું. આના જવાબમાં કોંગ્રેસે ગ્રામ્ય ઉદ્યોગોને ઉત્તેજન આપવાનું કાર્ય શરૂ કીધું. આ પછી સરકારે ગ્રામોદ્ધારને માટે એક કરોડ રૂપીઆ કાઢવાના નક્કી કીધા.

આધુનિક હિંદમાં સુસંસ્થાપિત સંસ્થાઓ ખાસ કરીને બે છે–સરકાર અને કોંગ્રેસ; અને આ બેજ સંસ્થાઓ સામાન્ય વર્ગની પ્રવૃત્તિઓના સંસર્ગમાં હોઇ તેમને થોડે ઘણે અંશે અસર કરી શકે છે અને તેમની ઊંઘ ઉડાડી શકે છે. મને તો લાગે છે કે આ બન્ને સંસ્થાઓમાંના ખાસ સંચાલકો ગ્રામોદ્ધારની ચળવળ પ્રત્યે ગામડાંઓને તેમજ સામાન્ય વર્ગોને સુધારવાની ચળવળ તરીકે ભલે જોતા હોય, પણ સામાન્ય કાર્યકર્તાઓને તો તે એક મુખ્ય ઉદ્દેશ સાધવા માટેનાજ પગથીઆ તરીકે જણાય છે એટલે કે તે એક રાજદ્વારી દૃષ્ટિબિંદુથીજ યોજાયલી ચળવળ છે અને ગ્રામ્ય જનતાનો તો તેમાં ફક્ત પ્યાદા તરીકેજ ઉપયોગ થયો છે. આ ઉપરથી એમ નથી સમજવાનું કે આ માટે જે લોકો કાંઇપણ વેતન વગર કામ કરે છે તેઓમાં જે લોકો વેતન લઇને ફરજ

તરીકે કામ કરે છે તેમના કરતાં કાંઇ ઓછો ઉત્સાહ છે અથવા તેઓ તેમાં ઓછો રસ લે છે. સારાએ દેશમાં એવા ઘણા મહાન્ પુરુષો છે કે જેઓ આ ચળવળમાં ખાસ કામ કરવાના પ્રેમ અને તમન્નાથી કામ કરે છે; ઘણા એવા પણ છે કે જેઓ ફરજ તરીકે પોતાનું કર્તવ્ય બજાવે છે; અને સરકારી, અસહકારી તેમજ સરકાર વિરુદ્ધની એવી પણ કેટલીક કમિટીઓ છે કે જે તેમના વહીવટદારી અધિકારીઓએ ગોઠવી કાઢેલી યોજનાઓને અનુસરે છે, અનુસરવાની કોશિષ કરે છે અથવા એમ બતાવે છે કે તેને અનુસરવાની તેઓ કોશિષ કર્યે જાય છે. આ કમિટીઓમાં કેટલાક એવા માણસોને લેવામાં આવ્યા હોય છે કે જેમને આવી કમિટીઓમાંથી બાતલ કરી શકાય નહિ; કેટલાક એવા હોય છે કે જેમને પોતાનાં નામ છાપામાં પ્રગટ થયલાં જોવાની તીવ્ર તમન્ના હોય છે જેથી તેઓ પોતાથી ઓછા નસીબવંત મિત્રો આગળ એવી બડાશ મારી શકે કે તેઓ તો અમુક પ્રમુખવાળી કમિટીના સભ્ય છે અથવા અમુક કમિટીમાં અમુક માણસો તેમના સાથીદાર છે. અલબત્ત કેટલાક એવા પણ છે કે જેમને જાહેર કામો કરવાની અને કોઇપણ રીતે પોતાના દેશની તેમજ સામાન્ય વર્ગોની સેવા કરવાની તમન્ના હોય છે. કોઇક વળી એવા પણ છે કે જેમણે સામાન્ય લોકોનાં દુઃખ જાતે જોયાં છે અને જેઓ અંદરની લાગણીથી અને આત્માના અવાજને માન આપીને ગરીબ લોકોની સ્થિતિ સુધારવા તેમજ તેમનાં દુઃખો ઓછાં કરવા પોતાનું બનતું કરે છે પણ એવા બહુ જુજ હોય છે. સારાંશ એ છે કે પોતાના ખરા અંતઃકરણથી સામાન્ય વર્ગનું હિત હૈયે ધરે એવા બહુજ થોડા હોય છે અને દેખાડવા માટે અગર ના છુટકે કામ કરનારા તો ઘણા હોય છે.

આટલું વ્યવસ્થા, વ્યવસ્થાપકો અને તેમના હાથ નીચેના સાથે કામ કરનારાઓ માટે. હવે આપણે કેવા પ્રકારના કામની જરૂર છે તે મુદ્દાના પ્રશ્ન તરફ વળીશું. જ્યાં સુધી આપણે શું જોઇએ છે તે બરોબર જાણતા નહિ હોઇએ અને આપણે શું કરવા માંગીએ છીએ તેનો આપણને પોતાનેજ બરોબર ખ્યાલ નહિ હોય ત્યાં સુધી આપણે જે જે ઉપાયો યોજીશું તે સઘળા સ્થાનિકજ રહેવાના; અને ખાસ રોગ બાજુએ મુકી ફક્ત બહાર માલમ પડી આવતાં ચિન્હોનીજ ચિકિત્સા થવાની. આ સ્થિતિને વૈદકીય ઉપમાથી તપાસતાં જો કોઇને પાયોરીયા થયો હોય તો માથું દુઃખે. કબજીઆત રહે અને ઝીણો તાવ પણ આવે. હવે જો કોઇપણ ડૉકટર યા વૈદ મૂળ રોગ મુકીને બહાર જણાતાં ચિન્હોનીજ ઉપચાર કરે અને ફક્ત માથાના દુઃખાવાનીજ ચિકિત્સા કરી જો એમ સમજે કે રોગ તે સહેલાઇથી મટાડી શકશે તો તેને એક નાલાયક ડૉકટર યા વૈદ ગણવો પડશે અને આવા ઉપચાર ઉપર જે ખરચ થશે તે સઘળો વ્યર્થ જશે.

ગ્રામોદ્ધાર એ ખરું જોતાં ઘણોજ અનિશ્ચિત શબ્દ છે. કુદરતી રીતે ઉત્કર્ષને માટે જે જે ઉપાયો યોજાશે તે શબ્દના અર્થ પરત્વેજ યોજાશે. હું એ શબ્દનો અર્થ ગામડીઆઓનાજ દૃષ્ટિબિંદુથી કરીશ. એક ગામડીઓ તેના પોતાના ઉત્કર્ષનો સમાવેશ નીચેની વસ્તુઓમાં થયલો માનશે. (૧) (અ) વધારે સારો પાક. (બ) પાકની વધારે સારી કીંમત (ક) પાકને વેચવામાં વધારે સગવડ (ઢ) પાકની ઉપજતી કીંમતમાં દલાલ સાથે વહેંચણી કરવાની હોય ત્યારે પોતાને ભાગે સારો ફાળો આવે. (૨) સરકારની જમીનની મહેસુલ

આકારણી ઓછી થાય. (ક) વ્યાજના વધારે ઓછા દર (ગ) વ્યવસ્થિત રીતે અંકાયલા ગણોતના દર. ગામડીઓ ઘણાજ ગરીબ હોય છે અને તેની કમાવાની શક્તિ બહુ સંકુચિત હોય છે એ જાણીતી વાત છે. એને દિવસમાં એકવાર પણ પેટ ભરીને ખાવાનું ભાગ્યેજ મળે છે, એટલે તેને મન તો ઉત્કર્ષ એટલે એને એક વાર પણ પેટ ભરીને ખાવાનું મળે. એની બીજી ઇચ્છા પ્રમાણે ઉત્કર્ષ એવો હોવો જોઇએ કે એને એના પોતાના અને એના કુટુંબના ફાજલ પડતા વખત માટે ધંધો જોઇએ કે જેથી એના કુટુંબની આવકમાં વધારો થાય અને તેનો મુખ્ય ઉદ્દેશ કે એક વાર પણ પેટપુર ખાવાનું મળે એ પાર પડે. જો એક વાર પણ આખા કુટુંબને પેટ ભરીને ખાવાનું મળતું હોય તોજ તે બીજી જરૂરીઆતો જેવી કે ૩ (અ) પ્રાથમિક કેળવણી, (બ) દવાખાના, (ક) ગ્રામ પંચાયત વિગેરે જેવું સામુદાયિક જીવન અને એવા જીવન માટે કેળવે એવી બીજી સમાજો વિગેરેનો વિચાર કરી શકે અને સૌથી છેલ્લી એની ઇચ્છા એવી હોય કે ૪ (અ) ન્યુસ પેપર, (બ) રેડીઓ, (ક) જાહેર ભાષણો વિગેરે દ્વારા સામાન્ય કેળવણીની મોજ પણ તેને મળે.

ગામડીઆની જરૂરીઆતોનું ધોરણ ઉપર બતાવ્યું તેમ તેના દૃષ્ટિબિંદુ પ્રમાણે એક બીજાથી ઉતરતા ક્રમનું છે અને જ્યાં સુધી તેની મુખ્ય જરૂરીઆત જે પોષણની છે તે પુરી પડે નહિ ત્યાં સુધી તેને બીજી ગૌણ જરૂરીઆતોની કાંઇજ કીંમત નથી. હવે આપણે તેમને ક્રમવાર લઇશું અને તેના વિચાર પ્રમાણે તેમનો અર્થ શું થાય છે તે તપાસીશું.

## મુખ્ય જરૂરીઆતો

### (અ) વધારે સારો પાક

આમાં ઘણી વસ્તુઓનો સમાવેશ થાય છે. પહેલાં તો દરેક હોલ્ડીંગ કરકસરવાળું હોલ્ડીંગ હોવું જોઇએ, જેથી તેને ખેડવામાં જે મહેનત અને પૈસાનો વ્યય થાય તેનો પુરેપુરો બદલો મળે એટલે કે કુટુંબનું પોષણ થાય અને તેની ખાસ જરૂરીઆતો પુરી પડે. હિંદુ અને મુસલમાન કાયદા પ્રમાણે હોલ્ડીંગના કટકા કરવામાં આવે છે તેમ થતું અટકવું જોઇએ. એ પ્રમાણે કાયદો કરવાથીજ બની શકે એમ છે. આ માટે એક બીલ મુંબાઇ ધારાસભામાં લાવવામાં આવ્યું હતું, પણ તેમાં એટલા બધા અણુગુગતા કાનુનો હતા કે લોકોએ તેનો દૃઢતાથી અને ગુસ્સાથી વિરોધ કર્યો અને તેથી તેને પડતું મુકવું પડ્યું. ભવિષ્યની સભામાં જો કોઇ બીન-સરકારી સભ્ય આ માટે બીલ આણે તો તે એક સ્તુત્ય પગલું છે.

બીજું કામ એ છે કે ખેતીનાં સાધનોમાં સુધારો થવો જોઇએ. કેટલીક જગ્યાએ જે સાધનો જોવામાં આવે છે તે બહુ જુના કાળનાં હોય છે. દાખલા તરીકે લાકડાનું હળ. ખેતીનાં સાધનોનો વૈજ્ઞાનિક અભ્યાસ કરવાની એવી કોશિષ થતી નથી કે તેમાં એવા સુધારા થાય કે જેથી ખેતીનું કામ સરળ અને મહેનત અને ખરચની બાબતમાં કરકસરવાળું થાય. આ સાધનો વિષે વખતો વખત આપણા સાંભળવામાં આવે છે પણ તે તો તેમાં જેનો સ્વાર્થ છે એવા તરફથી જેમ કે વિદેશી કંપનીઓના એજન્ટો અને એડવર્ટી-

છઉરો જેમને પોતાનો માલ ખપાવવો છે પણ ખેડુતના ભલા માટે તેમને કાંઇ પડી નથી. આ કામ તો કોઇ સરકારી વૈજ્ઞાનિક ખાતુંજ કરી શકે એમ છે.

આ સંબંધમાં એક ચેતવણી આપવી યોગ્ય લાગે છે. અલબત આપણને સુધારાના સાધનો જોઇએ છીએ પણ એ સઘળાં સાહિત્યો હિંદની દોલતમાંથી હિંદી દેખરેખ નીચે હિંદી કુંપનીઓએ બનાવેલા હોવા જોઇએ. નહિતર તો દેશની નજીવી આવક ઉપર ઉલટો સખત બોજો પડશે.

હવે પાકની જે જાતો ઉગાડવામાં આવે છે તે સંબંધે કેટલીક જમીનો કેટલીક જાતના પાકો માટેજ ખાસ યોગ્ય હોય છે; અલબત્ત પાકની જાત, આબોહવા અને વરસાદ અથવા પાણીનાં સાધન ઉપર પણ આધાર રહે છે. દેશની એકે એક ઇંચની જમીનની માપણી થવી જોઇએ અને તે કયા પાકને માટે લાયક છે તેની વૈજ્ઞાનિક રીતે શોધખોળ થવી જોઇએ. ત્યાર પછી માલીક તેજ પાક તેમાં રોપે એવી તેને ફરજ પાડવી જોઇએ. આજે દેશમાં કેટલીએ જમીન ખેડયા વગરની પડી રહી છે, કારણ કે તેમાં યોગ્ય પાક ઉગાડાતા નથી. આ જમીનો ફળદ્રુપ બનાવવી જોઇએ; આમ કરવાથી જમીનની કીંમત તેમજ દેશની આવક પણ વધે. જરમની, ઇટલી અને એવા બીજા કેટલાક દેશોએ માફક નહિ આવે એવી આબોહવામાં અને મહેનત વડે પણ પાકની કીંમત વધારી છે અને એમ કરી દેસની અને લોકોની સમૃદ્ધિમાં વધારો કર્યો છે. આનું કારણ વૈજ્ઞાનિક શોધખોળ છે. આપણા દેશમાં આવી શોધખોળની ખાસ જરૂર છે અને તે પણ સરકારજ કરી શકે એમ છે. જે જમીનો પાકને માટે અયોગ્ય છે તેમાં જો તે રબર અગર રેશમનો ઉદ્યોગ વધારવા માટે યોગ્ય હોય તો તેમાં રબર અગર સેતુરીનાં ઝાડો રોપાવવાં જોઇએ. જે જમીનો આને માટે પણ અયોગ્ય હોય અને ફક્ત ઢોરોને કામ આવે એવી હોય તો તેનો વપરાશ ઢોરો માટે કરવો જોઇએ.

ઢોરનો ઉદ્યોગ વધારવાનો પ્રશ્ન પણ ઘણો ઉપયોગી છે અને જો તે વધારવામાં આવે તો તે પણ પાકની બરોબરી કરી શકે એમ છે. આપણા દેશમાં આ વિષયમાં સૌથી આગળ "ડતાં ઢોરનો ઉછેર અને ડેરી ફાર્મીંગ છે. ઢોરનો જથ્થો ઘણો નિર્માલ્ય છે અને આ શ જ્યાં ગૌરક્ષણને ધર્મ તરીકે માન્યું છે ત્યાંજ આપણને દુધ બહુજ હલકી જાતનું અને ળસેળવાળું મળે છે. ઘી ઘણા લોકો વાપરે છે પણ તે પણ ભેળસેળવાળુંજ હોય છે. ોરક્ષણ પાછળ લાખો રૂપીઆ વપરાય છે પણ મારા વિચાર પ્રમાણે તો તે બધા કામાજ જાય છે. ધર્મને નામે હલકી જાતના, સુકાયલા, રોગી, અપંગ અને કાંઇપણ ામમાં ન આવે એવા ઢોરોનો સંગ્રહ થાય છે. તેમના ઘાસચારા પાછળ મોટી રકમ ખરચ- ામાં આવે છે જ્યારે ખેડુત અને ગોવાળીઆનું ધન જે દુધાળી ગાય તેના ઘાસચારા માટે ાંઇ ઠેકાણું હોતું નથી. જો હું એમ જાહેર કરૂં કે જે ઢોરોને ગૌરક્ષાને નામે ચાલતી સંસ્થાઓમાં રાખવામાં આવ્યા હોય અને જેમના ખોરાક પાછળ પુષ્કળ ખરચ થતો હોય તેમને તેમના ચામડા માટે કતલખાનામાં આપી દેવા અને તેમની પાછળ જે લાખોની રકમ ખરચવામાં આવે છે તે સારી ગાયો અને આખલા પાછળ ખરચવા, જેથી ગાયની જાતમાં સુધારો થાય અને સારૂં દુધ મળે તો મને ખાત્રી છે કે લોકો મને જરૂર ધીટકારી

કારે; છતાં એવા ફીટકાર અને ધીક્કારને બાજુએ મુકીને પણ મારૂં કહેવું એટલું જ કે જે ખરચ આવી ગૌરક્ષણની સંસ્થાઓમાં થાય છે તે ખરચ ઢોરની જાત સુધારવા પાછળ થવો જોઇએ. મને ખબર છે કે કેટલીક એવી સંસ્થાઓ છે કે જે ઢોરની જાત સુધારવા માટે પણ ખાસ પગલાં લે છે. તેમને માટે આ ટીકા નથી.

મને જાણીને બહુ હર્ષ થાય છે કે હાલના વાઇસરોય સાહેબ આ વિષયમાં બહુ સારો રસ લે છે અને ઘણી જગ્યાએ ઉછેર માટે સારા આખલાની જરૂરીઆત જણાવે છે. મને ખાત્રી છે કે જો એમના પ્રયાસથી સારૂં પરિણામ આવશે તો ભવિષ્યની પ્રજાને માટે તે આશિર્વાદ રૂપ થઇ પડશે. ઢોરના ઉછેરને જો ધંધા તરીકે સ્વીકાર્યો હોય તો મધ્ય હિંદના વણજારાઓએ તે પ્રમાણે કર્યું છે, પણ તેઓ અણકેળવાયલા હોઇ તેમના પ્રયાસો અવૈજ્ઞાનિક અને ફક્ત ભરણ પોષણ મેળવવા પુરતાજ છે. દુધના પ્રશ્નની તેમને બહુ દરકાર નથી. હિંદ જેવા દેશમાં જ્યાં લોકો ફળાહારી છે અને જ્યાં સારા દુધ માટે આશા રાખી શકાય એમ છે ત્યાં આપણને ખરાબમાં ખરાબ દુધ મળે છે અને દુનિયાના બીજા બધા ભાગો કરતાં આપણે ત્યાં ગેલન દીઠ દુધની કીંમત વધારે છે. મુંબાઇ કરતાં લંડનમાં દુધ વધારે સસ્તું અને સારૂં મળે છે. એક ઇંગ્રેજી ગાય એક હિંદી ગાય કરતાં સરેરાશ દરરોજ દશગણું દુધ વધારે આપે છે. આ બહુ મુદ્દાનો સવાલ છે અને દરેકને એમ થશે કે મુંબાઇ અને બીજાં શહેરોમાં દુધનો ધંધો ગંદા અને અપ્રમાણિક લૈવાના કરતાં વધારે શીધા અને પ્રમાણિક માણસોના હાથમાં હોય તો વધારે સારૂં.

ઉછેરવા લાયક ઢોરોમાં બીજી જાત ઘેટાની છે. જે લોકો બકરા પાળે છે તેમને હું ઘેટા પાળવાની સલાહ આપું છું કેમકે ઘેટા ઉન પણ આપે છે. આ ધંધો પણ અજ્ઞાન અને અભણ ધનગરના હાથમાં છે. ઇંગ્લાંડમાં ઘેટા જે પ્રમાણે કામમાં લેવાય છે તે પ્રમાણમાં તેમની ૩૦ થી ૪૦ જાતો છે અને તેમનો ઉછેર બહુ કાળજીપૂર્વક કરવામાં આવે છે. આપણે ત્યાં આ વિષયમાં કાંઇજ પ્રયાસ થતો નથી. ફક્ત માઇસુરમાં આ બાબતમાં કાંઇક કરવામાં આવ્યું છે અને ત્યાં એક અમલદારને ઘેટાના ઉછેર સંબંધી શિક્ષણ મેળવવા માટે સ્કૉટલેંડ મોકલવામાં આવ્યા હતા. આ સદ્‌ગ્રહસ્થના પાછા ફરવા પછી ત્યાં આ વિષયમાં શું પગલા લેવામાં આવ્યા તેની અમને ચોક્કસ ખબર નથી.

મરઘાં પાળવાનો ઉદ્યોગ એ ગૌણ છે અને આગળ જુદા મથાળા નીચે એનો ઉલ્લેખ કર્યો છે, પણ આપણે આ વિષય અત્રે ચર્ચીએ છીએ એટલે અહિં પણ તે વિષયમાં નિર્દેશ કરીશું. હાલમાં જે મરઘાં જોવામાં આવે છે તે બહુ ખરાબ હાલતમાં છે; તેઓનાં ઇંડાં બહુજ નાનાં હોય છે અને તેઓ પણ ઘણુંખરૂં હાડકાંવાળાંજ હોય છે. એક ઇંગ્લીશ અગર આયરીશ ઈંડું વજનમાં ૨ થી ૨॥ ઔંસ જેટલું હોય છે; ત્યારે એક હિંદી ઈંડાનું વજન ફક્ત ૧ થી ૧॥ ઔંસ જેટલું હોય છે. અહિંનાં મરઘાંને શેરીઓમાં અગર ઉકરડા ઉપર પોતાનો ખોરાક શોધી લેવા માટે છુટા મુકી દેવામાં આવે છે એટલે તેઓ ઘણી વખત કેટલીક ગંદી ચીજો પણ ખાય છે. મરઘાઓમાં નરજાત પણ બેદરકારીપણે શોધવામાં અને રાખવામાં આવે છે એટલે નવી જાત પણ ઘણીજ

નિર્માલ્ય ઉત્પન્ન થાય છે. કેટલીક જગ્યાઓ—જેમકે રોહ્‌ડસ્‌ આયલેન્ડ અને લેગહોર્ન—માં કુકડાનો ઉછેર શરૂ કરવામાં આવ્યો છે, પણ ઈંડાં તેમજ નાનાં બચ્ચાં બહુ મોઘાં પડે છે. અને તેના પોષકને તેની જાત સુધારવા માટે કાંઇપણુ શિક્ષણુ કે શિખામણ આપવામાં આવતી નથી. જો કોઇ શખ્સ ઉછેર માટે સારી જાતનો કુકડો ખરીદે તો તેને બોનસ આપવું જોઇએ અને જો કોઇ શખ્શ મુરઘીખાનું રાખતો હોય તો તેને સારી બક્ષીસ આપવી જોઇએ એવી સુચના હું કરૂં છું. આ દિશામાં ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ ઘણી પ્રગતિ કરી શકે એમ છે. ડુક્કર તેમજ બતકાંના ઉછેરનો પ્રશ્ન બહુ નજીવો છે એટલે હુ તેને છેડતો નથી. છતાં એક વાત તો નક્કી છે કે આ જાતનો ઉછેર પણ મહત્ત્વનો છે અને ગ્રામોદ્ધાર સંબંધી કામ કરનારાઓએ શોધખોળ કરવા લાયકનો છે.

સારા પાકના મથાળામાં હુ જે બી શોધવામાં આવે છે તેનો પણ સમાવેશ કરીશ. એક જાતના પાક માટે જુદી જુદી જાતનાં બી જુદી જુદી જાતનાં પરિણામ નીપજાવે છે. જો કે જમીનની જાત, વરસાદ, જમીનમાંના પાણીનો નીકાલ વિગેરે ઉપર પણ મોટો આધાર રહે છે તો પણ લગભગ જુદી જુદી જાતના બીને લઇને પાકમાં લગભગ ૫૦% નો ફેર પડી જાય છે. દરેક મુખ્ય શહેરમાં સારી જાતનાં બીઆંઓ માટે ડીપો ખોલાવાં જોઇએ; અને બીઆં સારાં નરસાં હોવા બાબત અને તે મુજબ તેમનાં પરિણામ બાબત લોકોમાં શિક્ષણ ફેલાવવું જોઇએ. દાખલા તરીકે પશ્ચિમ કિનારા ઉપર આપણે ત્યાં નાળીએરીઓ રોપવામાં આવે છે. નાળીએરીમાં કેટલીક એવી પણ જાત છે કે જે દર વરસે ૨૦૦ ફળ આપે છે. મારા પોતાનાજ ગામમાં ભાગ્યે ૩૦ થી ૪૦ ફળ વાર્ષિક ઉતરતા હશે. વળી નવા ઝાડો રોપવાનાં હોય ત્યારે આપણે તેજ જાત ફરી રોપવી પડે છે, કેમકે સારી જાત આપણુને મળતી નથી તેમ તે વિષે આપણે કાંઇ જાણુતા પણ હોતા નથી. ખાતર પણ એક મહત્વનો પ્રશ્ન છે. કુદરતી ખાતર જેવાં કે, ગાયનું છાણુ, બકરા અથવા ઘેટાની લીંડી, ઝાડોની રાખ વિગેરેનો બરોબર ઉપયોગ થતો નથી અને બનાવટી ખાતર બહુ જાણમાં નથી. આ વિષયમાં પણ દરેક ખાતર હિંદી બનાવટનું હોવું જોઇએ અને દરેક જમીનને અને દરેક પાકને કયું ખાતર માફક આવશે તે વિષયમાં સારી શોધખોળ થવી જોઇએ.

રોપણી કરવાનો તેમજ લણવાનો વખત તેમજ તેમની રીત ઉપર પણ સારા પાકનો આધાર રહે છે, પણ તેમાં જમીન, બી અને વરસાદના પ્રમાણુમાં બહુ ફેર રહે છે માટે આ વિષયમાં પણ પ્રયોગો થવા જોઇએ.

છોડવાઓને લાગુ પડતા રોગ બહુ નુકસાનકારક છે અને કેટલીક વખતે પાકનો પણ નાશ કરે છે. દ્રાક્ષ, કેરી, કપાસ, જુવાર વગેરેને લાગુ પડતા રોગોએ કેટલાક વર્ષોમાં તે તે પાકોનો સદંતર નાશ કરી નાંખ્યો છે અને આ પ્રમાણે નાશ થતો અટકાવવા માટે વૈજ્ઞાનિક શોધખોળની ખાસ જરૂર છે. હું કેટલાક દાખલા આપીશ. નાશીક જીલ્લામાં છેલ્લા ૨૫ વર્ષથી દ્રાક્ષની રોપણી થાય છે. કેટલીક મોસમોમાં કેટલાક રોગો અને હીમથી પાકનો સદંતર નાશ થયલો માલમ પડ્યો છે. આંબાના મોર કેટલાક રોગથી સુકાઇ જાય છે અને તે

અટકાવવા માટે કપુરની છાંટણી કરવી જોઇએ. આ દિશામાં પુષ્કળ શોધખોળની જરૂર છે, અને લોકોમાં તેની જાણ કરવાની પણ ખાસ અગત્યતા છે. પંજાબ જેવા હિંદના કેટલાક ભાગોમાં સરકાર કપાસને લાગુ પડતા રોગો વિષે શોધખોળ ચલાવે છે. બીજા ભાગોમાં બીજા પાકો માટે પણ આની ખાસ જરૂરીઆત છે.

ખેડુતોને પાણી જો નહેર વાટે અપાતું હોય તો તે પુરતા પ્રમાણમાં અપાવું જોઇએ; અને કયા પાકો નહેરના પાણીથી વધારે સારા ઉગે છે, કઇ રીતે પાણી અપાવું જોઇએ, અને નહેરવાળી જગ્યાઓએ જે જમીન હોય તે ઉપર કેવી રીતે પાણી ફરી વળતું અટકાવી પાકનો નાશ થતો અટકાવી શકાય તેની પણ વૈજ્ઞાનિક શોધખોળ થવી જોઇએ.

મુંબાઇ સરકારના ખેતીવાડી ખાતાએ આ લેખમાં દર્શાવેલી દિશાઓમાં જે પ્રયાસો કીધા છે તે પણ મારા ધ્યાન બહાર નથી; પણ હજી સુધી તે ઘણા પ્રાથમિક કહેવાય.

આપણે જે ઇચ્છીએ છીએ તે એ છે કે ઇંગ્લાંડ અથવા જરમનીમાં એકર દીઠ જે પાક ખેડુત ઉભો કરે છે તેટલોજ પાક હિંદી ખેડુત પણ ઉભો કરી શકે એવી સ્થિતિ થવી જોઇએ અને ત્યારેજ ખેડુતને પેટપુર ખાવાનું મળી શકશે. બીજા દેશોમાં આપણે એક એકરમાં જે પાક ઉગાડીએ છીએ તેના કરતાં તેઓ ૫, ૧૦ અગર ૨૦ ઘણો પાક ઉગાડે છે અને તેથી તે લોકો વધારે સમૃદ્ધિશાન છે.

## (च) પાકની વધારે સારી કીંમત

પાક એકઠો થઇ ગયા પછી તેને વેચવો અને તરત તેના નાણા ઉભા કરવા એ પણ વિકટ પ્રશ્ન છે. ખેતીથી જે ઉત્પન્ન થાય છે તેના ભાવ પણ ઘણા હલકા હોય છે; પણ ખેડુતને જે કીંમત મળે છે તે તો સૌથી ઓછી હોય છે. પાક લણવા જેવી સ્થિતિમાં આવે તેટલામાં તો ખેડુત ઉપર કેટલાએ બોજા પડી ચુકયા હોય છે. સરકારનું મહેસુલ, સાહુકારનું મારવાડી વ્યાજ, માલીકનું જમીનનું ગણોત, અને વાણીઆએ ખેડુતને જે કાંઇ ધીરધાર કરી હોય તે ખેડુતને મુઝવી રહ્યા હોય છે. વળી દશેરા અને દિવાળી જેવા તહેવારો આવે એટલે ઘરમાં કુટુંબ તેમજ છોકરાં છૈયાં માટે પણ ઘણી વસ્તુઓ જોઇએ. આ બોજો પડે એટલે બિચારાને જે ગ્રાહક મળી આવે તેને માલ વેચી દેવો પડે છે એટલે ગ્રાહક એમજ જોવાનો કે તેને સસ્તામાં સસ્તી કીંમતે માલ શી રીતે મળે. ખેડુત જે વખતે વેચે અને બજારભાવો સ્થિરતા પકડે તે બેમાં ૪૦% થી ૧૦૦% જેટલો ફરક રહે છે. કો—ઓપરેટીવ સોસાયટીઓ ખેડુતને સખ્ત જરૂર હોય ત્યારે અને માલ ભરતી વખતે મદદ કરે છે પણ આવી સોસાયટીઓ બહુજ થોડી છે, અને આ દિશામાં હજી વધારે પ્રગતિની ખાસ જરૂર છે.

## (छ) પાકને વેચવામાં વધારે સારી સગવડ

આ મથાળા નીચે આપણે ગાડા વિગેરે સાધનોની સગવડ, રસ્તા, રેલ્વે તેમજ બજાર પાસે હોય તો કેટલી સગવડ મળે તે વિષે વિચારીશું.

ખેડુતની વધારે જરૂરીઆત એ છે કે તેના ગામથી પાસેના બજારમાં અથવા પાસેના સ્ટેશન પર માલ લઇ જવા માટે સારો રસ્તો હોય, અને સ્ટેશને લઇ ગયા પછી થોડે ભાડેથી તેને કોઇ પાસેના શહેરમાં વેચવા માટે લઇ જઇ શકાય. હવે ગામડાના રસ્તાનો પ્રશ્ન એવો છે કે જેની પાછળ કોઇએ કોઇ દિવસ કાંઇ પણ ધ્યાન આપ્યું નથી. જો હું એમ કહું કે ગામડાઓમાંથી ૭૫% ટકા એવા છે કે જ્યાં રસ્તો કહેવાય એવો રસ્તોજ નથી, તો તેમાં જરા પણ અતિશયોક્તિ નથી. ત્યાં ગાડા માટે હજારો વર્ષોથી ચાલી આવતી ફક્ત ગરેડોજ હોય છે જેનો વપરાશ તેની ખરાબ હાલતને લીધે બહુ અઘરો થઇ પડે છે અને વર્ષમાં ચાર કે છ મહિના તો તેમાંથી બીલકુલ જવાતુંજ હોતું નથી. જો ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડો આ સ્થિતિ સુધારવાનું કામ હાથ ઉપર લેવા માગે છે તેમની પાસે તેમની હદમાંના રસ્તા સુધારવા પણ પુરતા પૈસા નથી. તેમની સ્થિતિ એવી છે કે તેઓ નવા રસ્તા બાંધી તો નહિ શકે એટલુંજ નહિ પણ ઉપર જણાવેલી ગરેડો પણ તેઓ સુધારી શકે એમ નથી. સરકાર કહે છે કે રસ્તા બાંધવાનું, સુધારવાનું તેમજ નીભાવવાનું કામ તેનું નથી, પણ લોકલ બોર્ડોનું છે. ગામોમાં જો આમ પંચાયતો સ્થપાય તો તે આ બાબતમાં કાંઇ કરી શકે ખરી; પણ આ ઇલાકાના ૨૭૦૦૦ ગામોમાંથી પુરા ૫૦૦ ગામોમાં પણ પંચાયતો નથી; એટલે આ વિષયમાં ખાસ સુધારાની આશા રાખી શકાય એમ નથી. હું સુચવીશ કે ગ્રામોદ્ધાર માટેના ફંડમાંથી આ કામ હાથ ઉપર ધરવામાં આવે તો સારૂં. હું કેટલીક કમિટીઓ અને મીટીંગોમાં જે કહું છું તે અહિં ફરીથી કહીશ. દરેક તાલુકા માટે એવો કાર્યક્રમ થવો જોઇએ કે રેવન્યુ ડીપાર્ટમેન્ટ અને ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ રસ્તા બાંધવાનું કામ હાથ ઉપર લેવું. લોકોની જરૂરીઆત શી છે અને તાલુકામાં શું થઇ શકે એમ છે તેનો વિચાર કરી યોજનાની રચના કરવી.

આ યોજના ૨૦ વર્ષ માટેની હોવી જોઇએ, અને તેને ચીવટાઇથી વળગી રહેવું જોઇએ. ખર્ચને માટે એવી યોજના હોવી જોઇએ કે સરકાર તેમજ ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ અનુક્રમે ૬૬% અને ૩૪% જેટલા નાણા કાઢે અને ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ સરકારી ખાતાઓની દેખરેખ નીચે કામ પુરૂં કરે. આ માટે આ સિવાય બીજી રીતનો ઉકેલ નથી.

હવે ગાડાનો પ્રશ્ન. ગામડીઆઓમાંના ઘણાખરા પાસે પોતાના બળદ અને ગાડા હોય છે અને પાક લણાઇ ગયા પછી બળદોનું કાંઇ પણ કામ રહેતું નથી. એટલે એજ બળદોથી ગાડા જોડીને વગર ખરચે પાકને બજારમાં અથવા રેલ્વે સ્ટેશન ઉપર લઇ જઇ શકાય. આમ પાક લઇ જતાં કેટલો વખત જાય તેનો કાંઇ સવાલ નથી કેમકે ખેડૂતને પાક લણાઇ ગયા પછી થોડા કલાક વહેલા મોડાનો બહુ સવાલ રહેતો નથી. રબરના ટાયરવાળા ગાડાઓ વધારે માલ લઇ જાય અને વળી રસ્તા ખરાબ થાય નહિ એમ જણાવી ગાડાવાળાઓને રબરના ટાયર વાપરવા માટે લલચાવવાની ચળવળ જોશભેર ચાલી રહી છે, પરંતુ આ એક પરદેશી માલ ખપાવવા માટેની ખોટી જાળ છે; કેમકે ખેડુત આવા ગાડા માટે જોઇતા રૂા. ૪૦૦ ખરચી શકે નહિ અને વળી દર વરસે તેને સુધરાવવા માટે રૂા. ૩૦ થી ૪૦ સુધીનો ખરચ કરી શકે નહિ, તેમ એનો પાક પણ એટલો બધો હોતો નથી કે તેને પુષ્કળ

માલ લઇ જઈ શકાય એવી લાલચ આપી શકાય. ખેડૂતને બહુ ઉપયોગની ચીજ છે એમ કહી દેખાવો પાછળ જે પૈસા ખરચવામાં આવે છે તે નકામાજ છે અને ફક્ત વિદેશી માલ ખપાવવા માટેની જાહેર ખબર છે. મુંબાઇ પાસેનું નાનું શહેર જેને હાલમાં ગ્રામોધ્ધારની ચળવળનું મધ્યબિંદુ બનાવવામાં આવ્યું છે ત્યાં આવું ગાડું વપરાતું જોયું છે. વળી બીજા એક શહેરના કલેક્ટરની ઓફીસના કંપાઉન્ડમાં પણ આવા ગાડાએ દેખાવ પુરતા તૈયાર રાખેલા જોયા છે. મારા મત પ્રમાણે આવા દેખાવો અને આવી ચળવળ પાછળ પૈસાનો ધુમાડો નહિ કરતાં ખેડુતને કામ આવે એવી બીજી ચીજો પાછળ જો તે ખરચ્યા હોત તો પૈસાનો સદ્‌ઉપયોગ થયો હોત.

વળી રેલ્વે મારફત ખેતીનો પાક લઇ જવામાં પણ બહુ મુશ્કેલી નડે છે. તે માટે જે ભાડું પડે છે તે ઘણું મોંઘું પડી જાય છે અને બજારમાં માલની જે કીંમત ઉપજે છે તે સાથે તેનો મેળ ખાતો નથી. વળી બીજા લોકોને જે ખવડાવવું પડે છે તે પણ જુદું. બજારમાં માલ લઇ જવા માટે ટ્રેન સર્વીસ પણ બહુ અગવડકર્તા હોય છે; એટલે નાછુટકે રસ્તો સરખો થઇ રહે એમ હોય છતાં લોકોને ટ્રેન મુકીને મોટર લોરીનો ઉપયોગ કરવો પડે છે. સરકારે આ બાબતમાં કાંઇક પગલાં લેવાં જોઇએ અને સ્ટેટ રેલ્વેમાં ખેતીના પાક માટે ટ્રેન ભાડું ઘટાડવું જોઇએ અને બીજી રેલ્વેઓને પણ તેમ કરવા ફરજ પાડવી જોઇએ. ટ્રેનનો ટાઇમ પણ બજારોના ટાઇમને મળતો આવે એમ ગોઠવવો જોઇએ અગર બજારના દિવસે ખાસ વધારાની ટ્રેનો દોડાવવી જોઇએ.

ગામડીઆઓની સગવડ માટે ગામો આગળ નવા બજારો ઉઘાડવા જોઇએ. આ વિષયમાં પણ પુરતા પગલાં લઇ પ્રગતિ કરવાની ખાસ જરૂર છે.

## (ક) પાકની ઉપજતી કીંમતની વહેંચણી

ફળ, શાકભાજી, માછલી અને એવી બીજી ચીજ જેમ બને તેમ જલદી વેચી નાંખવી જોઇએ એવી ચીજોના વેચાણમાં આ પ્રશ્ન વધારે ગંભીર થઇ પડે છે. મારા વાંચવામાં એક રિપોર્ટ આવ્યો હતો, અને તેમાં આપેલા આંકડા ઉપરથી ઘણું જાણવાનું મળે એમ છે. બજારમાં જે ભાવ આવે તેમાંથી ૬૧% ખેડુતને મળે છે, ૧૮% માલ બજારમાં વેચવા માટે લઇ જવામાં ખરચાય છે અને ૭૧% દલાલોને ભાગે જાય છે. મુંબાઇના સ્ટોલમાં જે નાશીકની દ્રાક્ષ, રત્નાગીરીની કેરી, ઉત્તર હિંદના ટામેટા અને પુનાના શાકભાજી વેચાય છે, તેમાં ખેડુતને ભાગે તો ઉપર જણાવ્યા પ્રમાણેજ જાય છે. એવી કેટલીક સોસાયટીઓ છે, જેઓ તેમના સભ્યો માટે વેચવાની કોશિષ કરે છે; પણ આમાં પણ અન્તર તો દલાલોના હાથમાંજ હોય છે, અને જ્યાં સુધી આ સંબંધી કાંઇ કાયદો નહિ થાય ત્યાં સુધી આ સ્થિતિમાં કાંઇપણ સુધારો થવો શક્ય નથી. આમ બની શકે એમ છે કે કેમ તે મારાથી ચોક્કસ કહી શકાય એમ નથી. એટલું તો સ્પષ્ટ છે આ વિષય ઉપર ખુબ વિચાર થવો જોઇએ અને તેમાં કાંઇપણ સુધારો થવો જોઇએ.

## (ઇ) સરકારી જમીન આકારણી.

સરકારની જમીન આકારણી બહુજ સખત છે એ સાબીત થઇ ચુકેલી વાત છે, અને ખેતીના પાકના હાલના ભાવો સાથે જ્યારે તેની સરખામણી કરીએ છીએ ત્યારે આ સત્ય વધારે ઉઘાડી રીતે માલમ પડી આવે છે. જે માણસોએ આના આંકડા બરાબર કાઢયા છે તેઓને આ બોજો કેટલો સખત છે તે માલમ પડ્યું છે અને રાજદ્વારી પુરૂષોએ આ બોજા સંબંધી ચર્ચાઓ પણ ચલાવી છે. હવે જ્યારે વરસાદની અછત, પાકને લાગુ પડતા રોગ અને હિમને લીધે પાકનો નાશ થાય ત્યારે આ બોજો કેટલો વધારે સખત થઇ પડે તેનો તો ફક્ત વિચાર કરવાનોજ રહ્યો. આ બધી બાબતો સંબંધી ખાસ વિચાર થવો જોઇએ અને ખેડૂતને કાંઇપણ રાહત અપાવી જોઇએ. આશા છે કે આમોદારનો વિચાર કરતી વખતે સરકાર આ બાબતો ધ્યાનમાં લેશે અને જમીન આકારણી ખેડૂતોને વધારે રાહત મળે એ પ્રમાણે આકારશે.

## (ફ) વ્યાજના સખત દર.

ખેડૂતને તેની બાપીકી જમીન સાથે દેવું પણ વારસામાંજ મળેલું હોય છે. એ ગિયારો મોસમની શરૂઆતજ બીઆ માટે પૈસા વ્યાજે લઇને કરે છે જે તેને ચાર અથવા પાંચ મહિનામાં ૨૫% ટકા લેખે વ્યાજ સાથે પાછા આપવાના હોય છે. વરસાદની ઋતુમાં તેને ખોરાકની વસ્તુઓ ઉધાર લાવવી પડે છે અથવા તે માટે મારવાડી પાસે આકરા વ્યાજના દરે નાણા વ્યાજે લાવવા પડે છે. આથી જેવો પાક તૈયાર થાય તેવો તરતજ અડધી કીંમતે પણ તેણે તે કાઢી નાંખવો પડે છે. વધારે સારા બજારની તે રાહ જોઇ શકે એમ હોય તો તે વ્યાજે લાવેલી રકમ વ્યાજ સાથે પાછી આપી શકે એટલા નાણા તેને મળી શકે. આ પતી જાય એટલે આખા વર્ષ સુધી પોતાનું અને પોતાના કુટુંબનું ગુજરાત શી રીતે ચલાવવું તેની ચિંતા તો તેને લાગેલીજ રહે છે. એવામાં વળી જો કુટુંબમાં લગ્ન જેવો કાંઇ પ્રસંગ આવે તો વળી પાછા નાણા વ્યાજેજ કાઢવાના રહે છે. આ રીતે તેનું દેવું ઘટવાને બદલે હંમેશાં વધતુંજ જાય છે. કો-ઓપરેટીવ સોસાયટીઓને તે ૯% લેખે વ્યાજ આપે છે, મારવાડીને તે ૨૫% થી ૪૦% જેટલું વ્યાજ કાગળપરની શરતે આપે છે પણ ખરી રીતે તે દર આથી ઘણો વધારે હોય છે કેમકે તેને તે જે રૂપીઆ વ્યાજે લે તેના કરતા બમણા રૂપીઆની પ્રોમીસરી નોટ અગર બોન્ડ લખી આપવો પડે છે, અને વળી ચક્રવૃદ્ધિ વ્યાજ ગણવામાં આવે છે. ભોગજોગે જો તે પઠાણના પંજામાં સપડાયો તો તો તેને ૧૦૦ % ૪૦૦% ટકા જેટલુંજ વ્યાજ આપવું પડે છે. આ પ્રમાણેની એના દુઃખની કહાણી હોય છે. ભલે આને માટે એ પોતે જવાબદાર હોય અથવા તો એની અભણતા કે અજ્ઞાનતા જવાબદાર હોય પણ આજ ખરી વસ્તુસ્થિતિ છે. કેટલાક ઇલાકાઓની સરકારે વ્યાજના ચોકકસ દર નકકી કરતા કાયદા કાઢયા છે અને કેટલાકની સરકાર તે પ્રમાણે કરવાનો વિચાર ચલાવી રહી છે. તે છતાં આ કાયદાઓમાંથી પણ તેઓ કાંઇને કાંઇ બારી કાઢશે અને જ્યાં સુધી તેનો બોજો ઓછો થાય એ પ્રમાણેની યોજના નહિ ઘડાય ત્યાં સુધી ખેડૂતની સ્થિતિ તો એની એજ રહેવાની. એકલા મુંબાઇ ઇલાકાનુંજ દેવું ૭૦ કરોડ

રૂપીઆ જેટલું છે અને એક રાજદ્વારી પક્ષે આ સંબંધમાં એક યોજના ઘડી હતી પણ હું ધારૂં છું ત્યાં સુધી તેને અસંભવિત ગણી મુકી દેવામાં આવી હતી.

### (ગ) નક્કી થયલા ગણોતના દર.

ઘણા ખરા ખેડુત જમીનોના માલીકો પાસે જમીન ગણોતે લઇ તેજ ખેડે છે. એવા પણ કેટલાક જમીન માલીકો અને ગણોતીઆઓ છે કે જેઓ પેઢીઓ સુધી સારો સંબંધ રાખી શકે છે. પણ આવા અપવાદ બાજુએ મુકતાં આ બે વચ્ચે હંમેશાં તકરારો ચાલ્યાજ કરતી હોય છે. જમીનનો માલીક ખેડુત પાસે તેની છેલ્લામાં છેલ્લી પાઈ પણ પસડી લેવાનીજ ફીકરમાં હોય છે. ખેડુત ખેતી માટે કાંઇક જમીન લેવાની ગરજમાં કોઇપણ શરત કબુલ કરીને જમીન ગણોતે લે છે. જ્યારે પાકની કીંમત છેક હલકે દરે હોય છે ત્યારે માલીક અને ગણોતીઆ વચ્ચેની તકરાર વધારે ગંભીર બને છે. આ સ્થિતિ તો બધા દેશોમાં સરખીજ હોય છે. રશીઆમાં આનો નિવેડો જમીનના માલીકને કાઢી નાંખીને લાવવામાં આવ્યો, પણ મારા મત પ્રમાણે આ રીત મુદ્દલ પણ ન્યાયી નથી. કેટલાક દેશોમાં હું ધારૂં છું તે પ્રમાણે માલીક અને ગણોતીઆ વચ્ચે રીતસરનું ગણોત નક્કી કરી આપતી જ્યુડીશીઅલ ટ્રીબ્યુનલ હોય છે. આ દેશમાં પણ આ રીતનો પ્રયોગ કરી જોવામાં આવે તો ખોટું નથી.

અહિં સુધી આપણે ખેડુત અને ગામડીઆ માટે ગામડીઆનો મુખ્ય ધંધો જે ખેતીવાડી તે માટે જે જે વસ્તુઓ જરૂરની છે તે વિષે ચર્ચા કરી. આપણે ગ્રામોદ્ધાર સંબંધી વિચાર ચલાવીએ તેમાં આ વસ્તુઓ સાથે ખાસ કામ લેવાનું છે. ઉપર બતાવેલા સુધારા તેમજ શોધખોળ ગવર્નમેન્ટ અગર તો સ્થાનિક સંસ્થાઓજ કરી શકે એમ છે અને શોધ ખોળને માટે તો ક્ષેત્ર એટલું વિશાળ છે કે તેને માટે તો સારા ફંડ સહિત એક ખેતીવાડીના જુદા ખાતાની સ્થાપના કરવી જોઇએ. શોધખોળને માટે કામ કરનારા માણસો એવા હોવા જોઇએ કે જેઓ તેમના કામમાં નિષ્ણાત હોય અને જેઓ પ્રેમથી કામ કરી શકે અને જેમને દુઃખી માણસોની દાઝ હોય. કહેવાતા નિષ્ણાતો માટે એમાં સ્થાન રાખવાનું નથી. તેમજ ફક્ત વિદેશી ડીગ્રીઓવાળા પરંતુ જેમને અનુભવ નહિ હોય એવા બીન-અનુભવીઓ માટે પણ તેમાં સ્થાન હોવું જોઇએ નહિ. આવી શોધખોળ માટે પ્રમુખસ્થાને સર જગદીશ બોઝ અગર પી. સી. રોય જેવા માણસો હોવા જોઇએ અને એવાઓએ યુવાન કાર્યકર્તાઓને તેમના કામ બાબત શિક્ષણ આપવું જોઇએ. ઘણાખરા દેશોમાં આવા જુદા ખાતાઓ છે અને જે ખરચ તેઓએ આ ખાતાઓ પાછળ કર્યો છે તેમાં તેમને પુષ્કળ નફો પણ મળ્યો છે. કોઇ પણ ખાનગી સખ્શ અગર ખાનગી સંસ્થા લાંબો વખત સુધી ચાલુ રાખી શકે એવું આ કામ નથી.

હવે એક ગામડીઆની ગૌણ જરૂરીઆતો ઉપર આવતાં આપણે બીજા નાના ધંધાઓ જે તે તેમજ તેનું કુટુંબ નવરાશના વખતમાં કરી શકે અને જેથી તેની આવકમાં વધારો થાય તેનો વિચાર કરીશું. આ કામ એવું હોવું જોઇએ કે જે તેમને માથે નહિ પડતાં બજારમાં તેને ખરીદનારા મળી આવે. આવા તો ઘણાએ નાના હુન્નરો ચાલુ કરી શકાય.

ઉપર આપણે મરઘાં વગેરે પાળવા વિષે વિચાર કરી ગયા અને ખરેખર તે એક ઘણો સારો નાનો ઉદ્યોગ છે. ખેતીવાડીની મોસમ પુરી થયા પછી જમીનોના નાના ટુકડાઓમાં શાકભાજી રોપવા અને દલાલને વચમાં નહિ નાખતાં તેમને માથેજ લઇ જઇને કોઇ નજીકના શહેરના બજારમાં વેચવા, એ બીજો ઉદ્યોગ છે અને તે તો ઘણા ચલાવે છે. દક્ષિણના દરિયાકાંઠા પરના ઘણા ગામોમાં નાળીએરના છાલામાંથી દોરડાં વણવામાં આવે છે. કુંવારના રેષામાંથી દોરડા વણવાનો તેમજ કેટલીક જાતના ખજુરીના ઝાડોમાંથી સાવરણી બનાવવાનો ધંધો પણ ચાલે છે. મહાત્મા ગાંધીના પ્રયાસોને લઇને સુતર કાંતવાનો પણ ધંધો મળી આવ્યો છે અને ઘણાએ ગામડીઆઓને તેમાંથી રોટલો મળી રહે છે. કોંગ્રેસના આશ્રય હેઠળ ચાલતું 'વીલેજ ઇન્ડસ્ટ્રીઝ એસોસીએશન' ઘણા ગામડીઆઓથી બની શકે એવા ધંધા શોધી કાઢવાની કોશિષ કરે છે, અને તે તરફથી નાળીએરના છાલામાંથી દોરડા વણવા વિષે એક ચોપાનીઉં લખવા મને કહેવામાં આવ્યું હતું અને તે પ્રગટ પણ થઇ ચુક્યું છે. પણ હિંદુસ્થાન જેવા વિશાળ દેશમાં આવી શોધો કરતું ફક્ત એકજ એસોસીએશન હોય તે પુરતું નથી. ઉંચા પ્રકારના રસાયણ વિજ્ઞાનનું જ્ઞાન, તેમજ સારી રસાયણ શાળાઓ અને કારખાનાઓ આવા કામ કરનારાઓ માટે જરૂરના છે અને સરકાર જો સારા ફંડ સહિતના ખેતીવાડીના ખાતાની દેખરેખ નીચે તેવાજ સારા ફંડવાળું એક ઉદ્યોગખાતું (Industries Department) ખોલે તો ઘણું સારૂં કામ થઇ શકે.

ઉપહાસિક આંકડાશાસ્ત્રીઓએ ગણત્રી કર્યા બાદ શોધી કાઢ્યું છે કે કાંતવા વિગેરે ગૌણ ધંધાઓમાંથી કલાકે બે પૈસા જેવી નજીવી આવક મળે છે. હવે જો હિંદના સ્ત્રી કે પુરૂષની રોજના કામની સરેરાશ આવક ફક્ત દોઢ આનો હોય ત્યાં કલાકે બે પૈસા મળે એવું હોય તો તે કાંઇ ખોટું નથી. હવે જો એ ચાર કલાક કામ કરે તો તેને સહેલાઇથી બે આના મળી રહે. આ કામ કરનારાઓને ઉત્તેજન આપવાને માટેજ મહાત્મા ગાંધી દરેક જણ હાથે કાંતેલી અને હાથે વણેલી ખાદી પહેરે એવો આગ્રહ કરે છે. જે રોજના ખાદી પહેરનાર છે તેમણે નક્કી માનવું કે તેમણે પહેરેલી ખાદીએ કેટલાએ ગરીબ ગામડીઆઓને અને કામ કરનારાઓને ધંધો આપ્યો છે.

હવે આપણે ત્રીજી જાતની જરૂરીઆતો જે ગામડીઆને સામુદાયિક જીવનથી મળે તે તરફ વળીશું. કેળવણી, આરોગ્યતા, દવાની રાહત અને સામુદાયિક જીવનથી મેળવાના લાભોની ખાસ જરૂરીઆત છે. આ તો આ લાભોના ઉપયોગ સંબંધી લાંબી કેળવણી લીધા પછીજ મળી શકે એમ છે. કેળવણી આ સર્વ લાભોને મોખરે અને સર્વેનું મૂળ છે. હું અહિં કેળવણીનો અર્થ ફક્ત લખી વાંચી જાણવું એટલોજ કરતો નથી પણ જીવનને માટે જે જે વસ્તુઓની જરૂરીઆત છે તે બધી વસ્તુઓનું સામાન્ય જ્ઞાન થાય એવો કરૂં છું. દાખલા તરીકે માણસને સ્વચ્છતા સંબંધી જ્ઞાન આપવું જોઇએ; સામુદાયિક જીવન ગાળવા સંબંધી જ્ઞાન આપવું જોઇએ વિગેરે.

આવા સામુદાયિક જીવનની કેટલીક બાજુ છે જેની એક ગામડીઆના જીવનમાં ખાસ અગત્યતા છે. (૧) પાણી પુરૂં પાડવું (૨) વૈદકીય રાહત અને (૩) આરોગ્યતાના પ્રશ્નો તેમાં મુખ્ય છે.

(૧) પાણી પુરૂ પાડવા સંબંધી.

ખોરાક પછી બીજી અથવા કહીએ તો ખોરાકની પહેલાં પણ વધારે અગત્યતા પાણીની છે. દરેક ગૃહસ્થની એવી ઇચ્છા હોય છે કે તેને સારૂં અને પુરતું પાણી મળે. પાણીમાં સાધારણ રીતે કેટલાએ રોગો ઉત્પન્ન કરે એવા જીવડા હોય છે અને કેટલીક વખત તો કેટલીક જગ્યાએ આથીજ એવા ભયંકર રોગો ફાટી નીકળે છે કે જેથી હજારો માણસો મરણ પામે છે. પાણીનું સાધન એક વખત બગડયું કે તેને આખું મુકી દેવું જોઇએ અને ફરી તેનો ઉપયોગ કરવો જોઇએ નહિ. વળી દરેક કુટુંબમાં પાણી પુરતું મળે એટલુંજ નહિ પણ તે નજીકમાંથીજ મળી આવે એ પ્રમાણે હોવું જોઇએ. દક્ષિણના પહાડી પ્રદેશોમાં ગરીબ સ્ત્રીઓને એકજ બાલદી પાણી માટે પણ .માઇલોના માઇલો જવું પડે છે. ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડો પાસે તેમને સરકાર તરફથી મળતી ગ્રાન્ટ તેમજ બીજા કેટલાક ફંડો આ કામ માટે હોય છે, પણ તે પુરતા પ્રમાણમાં નથી. પૂર્વે રાણી અહલ્યાબાઈ હોલકરે આખા દેશમાં પાણીના કુવા ખોદાવ્યા અને તેમાં તેને પુષ્કળ કીર્તિ મળી.

(૨) વૈદકીય રાહત.

આ પણ ગામડીઆ માટે બહુ ઉપયોગની વસ્તુ છે. જો તે જાતે અગર તેના કુટુંબમાં કોઇ માંદુ પડે તો તેને ડોકટરની મદદ માટે માઇલો સુધી જવું પડે છે, અને, વળી તેની પાસે ડાકટરને આપવાના પુરતા પૈસા નહિ હોય એટલે ડોક્ટર તેની બહુ દરકાર રાખતો નથી. પ્રસુતિ વખતે સ્ત્રીઓની દશા તો બહુજ બુરી થાય છે. તેને જો કાંઇપણ મદદ હોય તો ફકત ગામડાની દાયણનીજ હોય છે, અને તેને વૈદકીય જ્ઞાન તો કાંઇ હોતુંજ નથી, તેમજ સ્વચ્છતાના તેના વિચારો બહુજ જુના જમાનાના હોય છે એટલે દશમાંથી નવ કેસ તો તે ચેપી બનાવી દઇ બગાડીજ નાંખે છે. આને લીધે ઘણીએ નાની વયની સ્ત્રીઓ મરણ પામે છે એટલે જો આ દાયણોને શિક્ષણ આપવામાં આવે તો તેમાં ઘણો સુધારો થઇ શકે. 'ધી લેડી વીલ્સન મેટરનીટી ફંડ' આ બાબતમાં કંઇક પગલાં લઇ રહ્યું છે. હું તો સુચના કરૂં કે દરેક દાયણ પાસે તેના ધંધાનું સર્ટીફીકેટ હોવું જોઇએ અને જો કોઇ પણ દાયણ સર્ટીફીકેટ વગર ધંધો કરતી હોય તો તેના ઉપર ફોજદારી કાયદા પ્રમાણે કામ ચલાવી તેને સખત શિક્ષા કરવી જોઇએ.

(૩) આરોગ્યતા.

ઘરમાં તેમજ ગામમાં આરોગ્યતાના નિયમો પળાય તે બાબત ખાસ આગ્રહ રાખવો જોઇએ કેમકે ગામડામાં કેટલાક ઘરો, શેરીઓ અને ઉકરડા તેમજ ગામની આસપાસની જગ્યાઓ એટલી ગંદી હોય છે કે કોઇથી તેમાં પ્રવેશ પણ થઇ શકે એમ હોતું નથી. ખાનગી તેમજ જાહેર સ્વચ્છતા વિષે શિક્ષણ આપી તે પાળવા માટે ખાસ આગ્રહ થવો જોઇએ. આમોદાર માટે કરવાના પ્રયાસો તેમજ તે માટે વાપરવાના ફંડમાંનો થોડો ભાગ પણ આ વિષયો તરફ વપરાવો જોઇએ.

જો કોઇ પણ સંસ્થા ગામડાની સારી રીતે સેવા બજાવી શકે એમ હોય તો તે ગ્રામ પંચાયત છે કેમકે તે કાયદા અનુસાર રચાયલા હોઇ ગ્રામ્ય જીવનની દરેક બાજુને પુરતો ન્યાય આપી શકે એવી સત્તા તેની પાસે છે. વળી એનાથી માણસોને જાહેર જીવન સંબંધી કેળવણી પણ મળે છે. આમ હોવાથી દરેકે દરેક ગામમાં ગ્રામ પંચાયત સ્થાપવી જોઇએ.

હવે હું ગ્રામોદ્ધારની છેલ્લી પાયરી જે ન્યુસપેપર, જાહેર ભાષણો અને રેડીઓ વિગેરે દ્વારા અપાતી કેળવણી છે તે ઉપર આવીશ. આ કેળવણી જો કે સારી છે પણ સાથે સાથે તે ઘણી મોંઘી પણ છે, તેથી મેં તેને શોખની વસ્તુ કહી છે. મારા માનવા પ્રમાણે આધુનિક ગ્રામોદ્ધારની ચળવળનું ધ્યાન ખાસ કરીને આ વિષયો ઉપરજ છે અને તેમની પાછળ પૈસાનો પુષ્કળ વ્યય થાય છે. મને એક ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડના પ્રમુખ સાહેબ મળ્યા હતા અને ગ્રામોદ્ધાર બાબત તેમનું ધ્યેય એવું હતું કે જીલ્લાને મળવાની રૂા. ૨૫૦૦૦ ની બધી રકમ એક રેડીઓ સ્ટેશન તૈયાર કરવામાં વાપરવી. આ ઉપરાંત પણ એક છાપામાં મારા વાંચવામાં એવું આવ્યું છે કે એવી દરખાસ્ત મુકાઇ છે કે ૩,૫૦,૦૦૦ રેડીઓ સેટ માટે ઓર્ડર આપવો અને દરેક ગામમાં એકએક સેટ આપવો, જેથી ૭ લાખ ગામડાઓમાંથી અડધાને રેડીઓ સેટ મળે. આ લોકોની બુદ્ધિ શક્તિ વિષે મને કાંઇ સમજાતું નથી. ગામડામાં રેડીઓ રાખવો એ એક મૂર્ખતાનુંજ લક્ષણ છે. રેડીઓમાં જે ભાષા દ્વારા બ્રોડકાસ્ટ થાય છે તે ભાષાજ ખેડુતો સમજી શકે એમ નથી. આપણા માણસોજ રેડીઓમાં હિંદુસ્થાની, મરાઠી અથવા ગુજરાતી બરાબર સમજી શકતા નથી તો પછી અભણ ગામડીઆઓ જેઓ પોતાની ખાસ ભાષાજ સમજી શકે એમ હોય છે તેઓ તે શી રીતે સમજી શકશે? વળી આ વિષયમાં ઉત્સાહ ધરાવનારા શું એમ સમજે છે કે રેડીઓ દ્વારા જે જ્ઞાન પ્રસારવામાં આવે છે તે ભુખે મરતા ગામડીઆને કાંઇ પણ કામ લાગે એવું છે, અથવા તો રેડીઓ ઉપર ભાષણ સાંભળશે એટલે એની સ્થિતિ સુધરી જશે? મને તો લાગે છે કે આવી દરખાસ્તનો અર્થ વિદેશી બનાવટના રેડીઓ વેચાવીને ૪ થી ૫ કરોડ જેટલા રૂપીઆ હિંદ બહાર ધકેલી દેવાનો છે અને વળી દર વરસે નવા ભાગો પાછળ, સમારકામ પાછળ અને રેડીઓમાં જોઇતી બેટરી પાછળ બીજા નાણા હિંદ બહાર જાય તે તો જુદા. આ તો સીધી વિદેશી માલ ખપાવવાની ચળવળ છે. કેટલાક આપણા જંગલી અને કહેવાતા જાહેર કામ કરનારાઓને આ વિચાર કોઇ છુપા હાથ તરફથી મળ્યો છે અને તેઓ ખોટી ગ્રામોદ્ધાર માટેની કમિટીઓના મગજમાં આ પ્રમાણે રેડીઓ ખરીદવાની યોજના ઠોકી બેસાડવા માગે છે. જો આ દરખાસ્ત સાચેસાચજ હોય તો તે મૂર્ખતાભરેલી અને નુકસાનકારક છે.

ગ્રામોદ્ધાર સંબંધમાં મારા આ વિચારો છે. જો ખેડુતને ઉપર સૌથી પહેલી જણાવેલી બાબતમાં રાહત મળે તોજ ખરેખરી દિશામાં કામ થાય. જો તેને ઉપર જણાવેલી ગૌણ બાબતોમાં રાહત મળે તો કાંઇક યોગ્ય દિશામાં કામ થયું કહેવાય. વળી સામુદાયિક જીવન માટે કેળવણી આપવામાં આવે તો પણ કાંઇક સારૂં કામ થાય પણ તે જાયુકનું થવાનું નહિ. જ્યાં પેટનો ખાડો ઉંડો હોય ત્યાં ભાષણો, ન્યુસપેપર અને રેડીઓના કાર્યક્રમ નકામા

છે. અલબત દરેક પ્રગતિની વસ્તુની અસર તો થવાનીજ, પણ એક પ્રગતિની વસ્તુ પર ખરચેલી રકમ જો અગત્યની વસ્તુ પર ખરચાય તો વળી વધારે સારૂં. મેં ઉપર કહેલી વૈદકીય ઉપમા પ્રમાણે પાયોરિયા થયો હોય તો તે રોગ મટાડવાની કોશિષજ અગત્યની કહેવાય. માથાનો દુખાવો અગર કબજીઆત મટાડવાની કોશિષથી જાયુકની અસર થાય નહિ, જો કે તેની પણ કાંઇક અસર તો થાયજ.

ગ્રામોધ્ધારના કામ માટે ફંડ તો મળે એમ છે. તે એવી રીતે ખરચવા જોઇએ કે જેથી જાયુક માટે ભલું થાય ને આ ફંડોને દેખાવો પાછળ અથવા રબર ટાયરો કે રેડીઓ ખરીદવા પાછળ ખરચી નાંખવામાં આવે તો પૈસાનો વ્યય નકામો થયેલો ગણાશે. જ્યારે ફંડમાંજ ઉણપ હોય ત્યારે તે ગમે તેમ ખરચવા એ એક જાતનો ગુન્હોજ છે.

જીવનનું ધોરણ વધારવા સંબંધી તેમજ ગામડીઆઓની ખરીદ કરવાની શકિત સંબંધી કેટલાક માણસોના વિચારો બહુ વિચિત્ર છે. જો તેની પાસે સારા પૈસા હોય તોજ જીવનનું ધોરણ સુધારવાની વાત થઇ શકે. તે સિવાય આવી વાત કરવી તે તો ઉલટી તેમને માટે નુકસાનકારકજ છે. હું તો જીવનની પવિત્રતા તેમજ ઉચ્ચ આદર્શો ઉપરજ વધારે ભાર મુકું છું.

---

# મુંબાઇ શહેરમાં પ્રાથમિક શિક્ષણ વ્યવસ્થા

**વિસ્તાર અને વસ્તી :**—મુંબાઇ શહેરનો વિસ્તાર ૨૪.૧૯ સ્કવેર માઇલનો છે. સન ૧૯૩૧ માં એની વસ્તી ૧૧,૬૧,૩૮૩ ની હતી.

**મુંબાઇ કોરપોરેશન :**—મુંબાઇ કોરપોરેશનમાં ૧૧૨ સભ્યો બેસે છે, જેમાંના

૮૯ શહેરના ૭ વોર્ડમાંથી પ્રતિનિધિ તરીકે ચુંટાયલા

૪ ટ્રેઇડ યુનિયનના પ્રતિનિધિ

૪ સ્પેશીયલ કોન્સ્ટીટ્યુએન્સીના પ્રતિનિધિ

૧૨ સરકાર નિયુક્ત

કુલે ૧૧૨

એમાં કોમી પ્રતિનિધિત્વ નથી. દર વર્ષે એપ્રિલમાં કોરપોરેશનની પહેલી મીટીંગ વખતે મેયર ચુંટી કાઢવામાં આવે છે. એમાં ડેપ્યુટી મેયર નથી. મેયરની ગેરહાજરીમાં સ્ટેન્ડીંગ કમિટીના ચેરમેનને કોરપોરેશનની મીટીંગો બોલાવવાની સત્તા છે. કોરપોરેશન દર અઠવાડીએ એક વાર મળે છે.

**સત્તાઓ :**—બોમ્બે મ્યુનિસિપલ એક્ટની કલમ ૪ પ્રમાણે ત્રણ સત્તાઓ છે, જેમને કો-ઓરડીનેટ ઓથોરીટીઝ કહે છે. તે આ પ્રમાણે :—

(અ) કોરપોરેશન, (બ) સ્ટેન્ડીંગ કમિટી, (ક) કમીશ્નર. આ દરેકની ફરજો અને સત્તાઓ એક્ટમાં ખાસ જણાવેલી છે. સ્ટેન્ડીંગ કમિટીએ કરવાના કામો, રંગુન કોરપોરેશનની ફાઇનાન્સ કમિટીના કામો જેવાંજ છે, પણ તેમાંના ૧૬ માંથી ૧૨ સભ્યો સરકાર નિયુક્ત હોય છે. એ પણ અઠવાડીએ એક વાર મળે છે અને સન ૧૯૨૮ સુધી તેના સભ્યોને જે મીટીંગમાં તેઓ હાજરી આપે તે મીટીંગ દીઠ રૂા. ૩૦ મળતા હતા. મ્યુનિસિપલ કમીશ્નર સરકારે ત્રણ વર્ષને માટે નીમેલો એક અમલદાર છે.

સેક્રેટરીની નીમણુંક કોરપોરેશન કરે છે, પણ તે કમીશ્નરથી સ્વતંત્ર હોય છે. તેણે સ્ટેન્ડીંગ કમિટીની દેખરેખ નીચે તેના હુકમ મુજબ કામ કરવાનું હોય છે. તેનું કામ મીટીંગોમાં જે કામકાજ થાય તેટલા પુરતુંજ હોય છે. ઉપર જણાવેલી ત્રણ કો-ઓરડીનેટ ઓથોરીટીઝ ઉપરાંત બીજી બે સ્ટેટ્યુટરી કમિટીઓ છે. તે (અ) સ્કુલ્સ્ કમિટી અને (બ) ઇમ્પ્રુવમેન્ટસ્ કમિટી. આમાંની બીજી કમિટી મી. નરીમાન જેમાં આરોપી હતા તે પ્રખ્યાત કેસ પછીના ઇમ્પ્રુવમેન્ટસ્ ટ્રસ્ટ ટ્રાન્સફર એક્ટ નીચે હયાતીમાં આવી. આ ખાતા માટે પણ એક ખાસ અમલદારની નીમણુંક કરવામાં આવે છે. તેને ડેપ્યુટી મ્યુનિસિપલ કમીશ્નર (ઇમ્પ્રુવમેન્ટસ્) કહેવામાં આવે છે. વળી કમીશ્નરને મદદ કરવાને બીજો પણ એક ડેપ્યુટી હોય છે. આ પ્રમાણે બે ડેપ્યુટી મ્યુનિસિપલ કમીશ્નર હોય છે. વળી કોરપોરેશન કોઇ પણ

કામને માટે જોઇએ તેટલી કમિટીઓ પણ નીમી શકે. ઉપર જણાવેલી સત્તાઓ નીચેના નકશા ઉપરથી માલમ પડશે.




**સ્કુલ્સ્ કમિટી:**—સેક્રેટરીના ખાતાની પેઠે કેળવણી ખાતુ પણ કમીશ્નરથી સ્વતંત્ર છે. સ્કુલ્સ્ કમિટીને કમીશ્નર જોડે કાંઇ પણ સંબંધ હોય તો તે ફક્ત જ્યારે કોરપોરેશનનું બજેટ તૈયાર થાય ત્યારે અને તેટલા પુરતોજ થાય છે. જ્યારે કોરપોરેશનનું બજેટ નક્કી થાય ત્યારે સ્કુલ્સ્ કમિટી ફક્ત એકલીજ કાર્ય કરનારી કમિટી છે અને એના ચીફ ઓફીસર–સેક્રેટરી—ની નીમણુંક કોરપોરેશન કાનુન પ્રમાણે કરે છે.

સ્કુલ્સ્ કમિટી ૧૬ સભ્યોની બનેલી હોય છે–૧૨ કોરપોરેશનના સભ્યો અને ૪ બીન સભ્યો. ચાર બીન સભ્યોમાંથી ૨ સ્ત્રી સભ્યો હોવા જોઇએ. તેમાં સરકાર તરફથી નીમણુંક થતી નથી. સ્ટેન્ડીંગ કમિટીની માફક એના અર્ધા સભ્યો દર વરસે ચીઠ્ઠી કાઢીને નિવૃત્ત થાય છે. દર વરસે કમિટી પોતાનો ચેરમેન ચુંટી કાઢે છે. સ્કુલ્સ્ કમિટી દર અઠવાડીએ બુધવારે મળે છે.

**કોરપોરેશનની જવાબદારી:**—કોરપોરેશન પ્રાથમિક કેળવણી માટે જવાબદાર છે. તે કોરપોરેશનની સ્કુલો ચલાવવા માટે તેમજ ખાનગી નિશાળોને મદદ કરવા માટે જે નાણા મંજુર થાય તેનો વહીવટ કરવા માટે સ્કુલ્સ્ કમિટી નીમે છે. બોમ્બે મ્યુનિસિપલ એક્ટની ૪૦ મી કલમ મુજબ કોરપોરેશન માધ્યમિક અગર બીજી કોઇ પણ જાતની કેળવણી માટે ગોઠવણ કરી શકે; પણ સ્કુલ્સ્ કમિટીને આવી કોઇ પણ જાતની બીજી પ્રવૃત્તિ જોડે લેવા દેવા નથી. કારણ કે તેને તો મુખ્યત્વે અને ખાસ કરીને પ્રાથમિક કેળવણી તરફજ લક્ષ આપવાનું છે. આ માટે કોરપોરેશન બીજી જુદી, પણ સ્વતંત્ર નહિ એવી કમિટીઓ નીમે છે.

**કોરપોરેશનનો અંકુશ**:—જો કે સ્કુલ્સ્ કમિટી કમીસ્નરથી સ્વતંત્ર છે. છતાં કોરપોરેશન જોડેના તેના સંબંધ વિષે ઘણામાં મતભેદ છે. આ વિષયમાં સ્કુલ્સ્ કમિટીના સેક્રેટરી નીચે મુજબ જણાવે છે :—

"કોરપોરેશન એક વખત વાર્ષિક બજેટ પસાર કરે પછી, સ્કુલ્સ્ કમિટી એક આઇટેમમાંથી બીજી આઇટેમ માટે રકમફેરી કરવી હોય તો તે કોરપોરેશનને પૂછ્યા સિવાય કરી શકે છે. કોરપોરેશન તેના ઉપરી તરીકે અને નાણા વિષયક સત્તા તેના હાથમાં હોવાથી સ્કુલ્સ્ કમિટીને અમુક વસ્તુ કરવા માટે હુકમ કરી શકે, પણ જો સ્કુલ્સ્ કમિટી તે પ્રમાણે નહિ કરે તો તેનાથી બીજું કાંઇ પણ થઇ શકે નહિ; બહુ બહુ તો બીજે વર્ષે તેના બજેટમાં ઘટાડો કરી નાંખે. છતાં વાસ્તવિક રીતે સ્કુલ્સ્ કમિટી સ્વતંત્ર કહેવડાવતાં છતાં કોરપોરેશનને નારાજ કરી તેની વિરૂદ્ધ જઇ શકે એમ નથી એટલે કોરપોરેશનની દરેક જરૂરીઆત તે સાચવેજ છે."

આમાં સેક્રેટરીએ ઘણી વાત કહેવાની મુકી દીધી છે. સ્કુલ્સ કમિટીને કોરપોરેશનની અને તેના મુખ્ય કારોબારી મ્યુનિસિપલ કમીસ્નરની સીધી સત્તા નીચે લાવવાના પ્રયત્નો થયાજ કરે છે. સાધારણ રીતે તો પોતાને જોઇતા નાણા મળે એટલે સ્કુલ્સ્ કમિટી જેવી તાબાની સત્તા, પોતાને સ્વતંત્ર કહેવડાવે તો ચાલી શકે; પણ જ્યારે તેની ગ્રાન્ટમાંથી ઘટાડો થવાનો છે એવી બાતમી તેને મળે કે પોતાની સ્થિતિ કેવી છે તેનું તેને બરાબર જ્ઞાન થાય છે. ૧૧૨ માંથી ફક્ત ૧૨ સભ્યોવાળી સ્કુલ્સ્ કમિટીને જ્યારે પહેલવહેલાં પોતાની વાર્ષિક ગ્રાન્ટ પર કાપ પડેલો ત્યારે આ બરાબર સમજાયલું.

**કારોબારી સત્તા**:—સ્કુલ્સ્ કમિટીને સઘળી કારોબારી સત્તા આપવામાં આવી છે. કોઇ પણ વ્યક્તિને વ્યક્તિગત સત્તા આપવામાં આવેલી નથી, જો કે હાલમાં સેક્રેટરીને કાંઇક સ્વતંત્ર સત્તા આપવાની વાતો થાય છે, જો હાલમાં જો તેને કાંઇપણ સત્તા વાપરવી હોય તો સ્કુલસ્ કમિટી પાછળથી તેમાં સુધારો વધારો કરી શકે એવી રીતે વાપરી શકે છે. કમિટીની જવાબદારી તેમજ સત્તા એકત્ર છે. આ ઉપરાંત ચેરમેનને એક કામ કરવાનું હોય છે તે એ કે સ્કુલસ્ કમિટીના ચેક ઉપર તે સેક્રેટરીની જોડે સહી કરે છે.

**કેળવણી ખાતાના સરકારી અમલદારો**:—સરકારના ઇન્સ્પેક્શન કરનાર અમલદારો નિશાળોનું ઇન્સ્પેક્શન લે છે, અને તે બાબત સ્કુલસ્ કમિટીને રિપોર્ટ કરે છે. સ્કુલસ્ કમિટીની મીટીંગોમાં જવાનો તેમને હક નથી, તેમજ તેમાંના કોઇપણ સભ્ય તરીકે સ્કુલસ કમિટીમાં નીમાતા નથી. પરંતુ સ્કુલ્સ કમિટીની મીટીંગો જાહેર માટે ખુલ્લી હોવાથી સામાન્ય માણસો તરીકે તેઓ મીટીંગોમાં જઇ શકે છે.

**ફરજીઆત કેળવણી**:—શહેરના સાત વોર્ડમાંથી સન ૧૯૨૫ના નવેમ્બર માસથી એક. અને ૭. એ વોર્ડમાં ફરજીઆત કેળવણી દાખલ થઇ ચુકી છે. બીજી વોર્ડમાં પણ તેનો પ્રસાર કરવામાં આવે તે બાબત સરકારને અરજી થઇ ચુકી છે.

એફ અને જી વોર્ડ:—આ બે વોર્ડ મુંબાઇના ઉત્તરના ભાગમાં આવેલા છે અને વિસ્તારમાં મુંબાઇના ½, અને વસ્તીમાં ⅓ જેટલા છે. વળી મુંબાઇના મીલ વિભાગનો તેમજ હલકી વસ્તીવાળા વિભાગનો પણ તેમાંજ સમાવેશ થાય છે. આ બે વોર્ડની વસ્તી ૩,૨૩,૦૦૦ ની છે; આમાંથી ફરજીઆત કેળવણી માટે જોઇતી ઉમરના (૬ થી ૧૧ વર્ષ) છોકરા છોકરી મળીને ૩૨,૦૦૦ જેટલી સંખ્યા થવા જાય છે. આમાંથી ૯૦% ટકા જેટલા નિશાળોમાં જાય છે. બાકીના ૧૦% શું કરે છે તે વિષે કાંઇ માહિતી મળતી નથી. વળી મુંબાઇની વસ્તી ગણત્રીમાં એક ખાસ અગવડ છે, અને તે અગવડ ખાસ કરીને આ બે વોર્ડમાંજ બહુ માલમ પડે છે, કેમકે વસ્તીમાં અવારનવાર ફેર પડયા કરે છે. આનું કારણ એ છે કે મીલમજુરો મોટે ભાગે બહારગામથી આવે છે. તેઓ મોસમ માટે મુંબાઇમાં આવે છે અને મોસમ પુરી થયે મુંબાઇ છોડી જાય છે, એટલે વસ્તી ગણત્રીના આંકડા બહુ ભરોસાલાયક હોતા નથી. આમ છતાં મુંબાઇ કોરપોરેશને ફરજીઆત કેળવણી માટે લાયક ઉમરના છોકરાઓને કેળવણી આપવા માટે પુરતી સગવડ કરી છે.

ડબલ શીફ્ટ:—નિશાળો ગીચોગીચ ભરાઇ જાય છે; અને મુંબાઇ કોરપોરેશન વરસ દિવસે ૩૨,૦૦,૦૦૦ કરતાં પણ વધારે રૂપીઆ ખરચતી હોવા છતાં કરકસર કરવાની જરૂરીઆત જણાવા માંડી છે. વળી ડબલ શીફ્ટ યોજના પણ દાખલ કરવામાં આવી છે.

શીફ્ટ સીસ્ટમ બે જાતની છે. એક સમાસ કરવામાં કરકસર કરવાનું શોધે છે, જ્યારે બીજી શિક્ષકોના પગારમાં કરકસર કરવા મથે છે. પહેલી રંગુનમાં દાખલ કરવામાં આવી છે, અને તે સફળ થઇ છે. મુંબાઇના પ્રયોગ બીજી જાત માટે થાય છે.

નાણા પ્રકરણ:—સન ૧૯૩૩–૩૪ માં કેળવણી પાછળ કોરપોરેશનનો ખર્ચ (રૂા. ૬,૯૪,૭૩૨ સરકારની ગ્રાન્ટ સાથે) રૂા. ૩૨,૦૧,૧૯૦–૧૩–૩ નો હતો અને આ ઉપરાંત સ્કુલ્સ કમિટીની ઓફીસ અંગે જનરલ મ્યુનિસિપલ ફંડમાંથી રૂા. ૬૧,૫૩૬–૬–૧૦ ખરચવામાં આવ્યા હતા.

•સ્કુલ્સ કમિટી ઓફીસ અંગેનો ખર્ચ:—સ્કુલ્સ કમિટીની ઓફીસને અંગે જે ખર્ચ થાય તે જનરલ મ્યુનિસિપલ ફંડમાંથી અપાય છે. સ્કુલ્સ કમિટીના ફંડમાંથી તે ખર્ચ કરવામાં આવતો નથી.

સરકારી ગ્રાન્ટ:—સરકાર અને કોરપોરેશનનો સંબંધ બહુ સારો નથી. સન ૧૯૧૯ માં કોરપોરેશને પ્રાથમિક કેળવણી વિષે એક યોજના તૈયાર કરી, અને તેને સરકારની મંજુરી માટે મોકલી. સરકારે આ યોજના મંજુર રાખતી વખતે પ્રાથમિક કેળવણી પાછળ જે ખર્ચ થાય તેમાંથી અર્ધો પોતે આપવાનું કબુલ રાખ્યું. સરકારની આ મદદ નક્કી થવાથી કોરપોરેશને પોતાના કાર્યક્રમમાં પુષ્કળ વધારો કર્યો, અને તે માટે વધારે ને વધારે રકમો મંજુર કરી. પણ સરકાર કાંઇ કોરપોરેશન જે ગ્રાન્ટ માંગે તે આપવા તૈયાર નહોતી. સરકારે પોતાની જવાબદારી કબુલ રાખી, પણ તે પોતાની ગણતરી પ્રમાણેની અમુક રકમ

સુધીનીજ. કોરપોરેશનને અમુક ગ્રાન્ટ બાકી છે કહી કેટલાક લાખ રૂપીઆની માંગણી કરી અને તકરારનો મામલો છેવટ કોર્ટે ગયો. કોરપોરેશનનો દાવો ખરચ સાથે રદ કરવામાં આવ્યો. નામદાર જડજે દાવો કાઢી નાંખતી વખતે આ પ્રમાણે ટીકા કરી હતીઃ—

"મુંબાઇ શહેરમાં પ્રાથમિક કેળવણીનો વધારે પ્રસાર થાય તે માટે સરકારે જે જવાબદારી માથે લીધેલી, તે કાયદાની અમુક બારીકીનો લાભ લઇ કાઢી નાંખવાની સરકારની નીતિ વિષે વાદીઓ જે ફરીઆદ કરે છે તે ખરી છે."

સન ૧૯૩૩–૩૪ માં સરકારની ગ્રાન્ટ ૬.૯૫ લાખ રૂપીઆ હતી તે અનુક્રમે ૧૨ અને ૧૪ ટકા કાઢી નાંખવા છતાં સન ૧૯૩૪–૩૫ માં ૭.૩૯ લાખ રૂપીઆ થતી હતી. આ ઉપરાંત સ્કુલ્સ્ કમિટી પાંચ એંગ્લો-વર્નાક્યુલર શાળાઓ ચલાવે છે તે માટે સરકાર રૂા. ૯,૧૮૪ ની ગ્રાન્ટ આપે છે.

કોરપોરેશનની કુલ આવક અને તેના કેળવણી પાછળના ખર્ચ સંબંધી માહિતી નીચે મુજબ છે.

| સાલ | કુલે આવક | કેળવણી અંગે ખર્ચ |
|---|---|---|
| ૧૯૩૪–૩૫ | રૂા. ૩૧૯,૩૩,૧૦૭ | રૂા. ૩૩,૫૩,૩૬૦ |

**વૈદકીય ઇન્સ્પેકશન અને કાળજી**:–કોરપોરેશનની વૈદકીય ઇન્સ્પેકશનની યોજના બહુ નિપુણતાભરી છે, એટલુંજ નહિ પણ વૈદકીય કાળજી અને દેખરેખ પણ તેવાંજ છે. કે. ઇ. એમ. હોસ્પીટલમાં બાળકો માટે ખાસ ક્લીનીક ખોલવામાં આવી છે. વૈદકીય પરીક્ષા અને ઉપચાર કરવા માટે ખાસ ડોકટરો રોકવામાં આવ્યા છે અને તે ઉપરાંત ક્લીનીકમાં બાળકો ઉપર સંપૂર્ણ કાળજી રખાય તે માટે ખાસ પગારદાર માણસો પણ રાખવામાં આવ્યા છે. આ ખાસ માણસોની ફરજ એ છે કે બાળકોને ક્લીનીકમાં લાવવા અને તેમને નિશાળે અને ઘેર સહીસલામતીથી પહોંચતાં કરવાં. આ કામ માટે તેમને ઉપયોગી થાય તેટલા સારૂ સ્કુલ્સ્ કમિટીને ખર્ચે એક મોટર બસ પણ રાખવામાં આવી છે. જે બાળકોની આંખો નબળી હોય, તેમને જો ડોકટરો ભલામણ કરે તો કોરપોરેશન તરફથી મફત ચશ્મા પણ આપવામાં આવે છે.

**મદદ વડે ચાલતી શાળાઓ**:–માન્ય રખાયલી અને મદદ વડે ચાલતી શાળાઓને ખાસ આઇટેમો માટે મંજુર થયલા ખરચના ૩૩⅓% જેટલી ગ્રાન્ટ આપવામાં આવે છે. દર વર્ષે ફેબ્રુઆરી અગર માર્ચ મહિનામાં તેની વહેંચણી કરવામાં આવે છે. આવી શાળાઓના શિક્ષકોની નીમણુંક તેમજ બરતરફી ઉપર સ્કુલ્સ્ કમિટીનો કાંઇ અંકુશ નથી; પણ જો કોઇ શિક્ષકને અન્યાય થયો હોય અને તે અપીલ કરે તો સ્કુલ્સ્ કમિટી તેવી શાળાના મેનેજરોને તેના અનુભવનો લાભ આપે છે. આવી કોઇ પણ શિખામણ શાળાના મેનેજરોએ માનવી કે કેમ તે તેમની મુનસફીની વાત છે. આવી શાળાઓને વિદ્યાર્થીઓ પાસે ફી લેવાની છુટ આપવામાં આવેલી છે. આવી કોઇ શાળા જો સ્કુલ્સ્ કમિટી પોતા હસ્તક

કરે ત્યારે અથવા નવી મ્યુનિસિપલ શાળા ખોલવામાં આવે ત્યારે મદદ અપાતી શાળાને બદલો આપવા સંબંધીનો પ્રશ્ન હજી સુધી ઉપસ્થિતજ થયો નથી એટલે તદ્દન અગત્યનોજ છે.

**કોરપોરેશનના શિક્ષકો** :—કોરપોરેશનના શિક્ષકોને રજા અને પ્રોવીડન્ટ ફંડના સંબંધમાં મ્યુનિસિપલ નોકરોના જેટલાજ લાભ મળે છે.

**શિક્ષકોની લાયકાત મુજબ પગારનું ધોરણ** :—પ્રાથમિક શાળાઓમાં શિક્ષણ આપવા માટે ઘણુંખરૂં વર્નાક્યુલર લાયકાત ધરાવનાર શિક્ષકોનેજ રોકવામાં આવે છે. અંગ્રેજી લાયકાત ધરાવનાર શિક્ષકોની નીમણુંક ભાગ્યેજ કરવામાં આવે છે. પગારનું ધોરણ નીચે મુજબ છે.

## પગારનું ધોરણ

ગ્રેજ્યુએટ રૂ. ૧૦૦–૫–૧૫૦ (નવા દાખલ થનાર માટે રૂ. ૭૫–૫–૧૫૦.)

ગ્રેજ્યુએટ (એસ. ટી. સી. ડીપ્લોમા સાથે) રૂ. ૧૨૫–૫–૧૭૫.

વર્નાક્યુલર ત્રીજું વર્ષ ટ્રેઇન્ડ રૂ. ૭૦–૪–૧૫૦.

વર્નાક્યુલર બીજું વર્ષ ટ્રેઇન્ડ રૂ. ૬૦–૩–૧૨૦.

વર્નાક્યુલર પહેલું વર્ષ ટ્રેઇન્ડ રૂ. ૫૫–૨–૭૫.

લાયકાતવાળા રૂ. ૫૫–૧½–૮૫.

## ટ્રેઇન્ડ નહિ હોય એવા

વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા પસાર કરેલી હોય એવા રૂ. ૪૦–૧–૬૫.

વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા પસાર નહિ કરી હોય એવા રૂ. ૩૦–૧–૪૫.

• **ઇન્સ્પેક્શન અને સુપરવીઝન** :—સરકારી ઇન્સ્પેક્શન ઉપરાંત નિશાળોના કામકાજ ઉપર દેખરેખ રાખવા માટે કોરપોરેશન બાહોશ માણસો રાખે છે. વળી સુપ્રીન્ટેન્ડન્ટો, ડેપ્યુટી અને એસીસ્ટન્ટ સુપ્રીન્ટેન્ડન્ટો અને હાજરી માટે એટેન્ડન્સ ઓફીસરો અને તેમના એસીસ્ટન્ટો પણ છે. આ ઉપરાંત કોરપોરેશન પગારદાર સ્કાઉટો અને ગર્લ ગાઇડ ઓરગેનાઇઝરો પણ રોકે છે.

# શાંઘાઇમાં ઇન્ટરનેશનલ સ્થાનિક–સ્વરાજ્ય.

અનુવાદક:–છબીરલાલ રામશંકર રાવળ, બી. એ., એલ.એલ. બી.

ચીનના વ્યાપાર, નાણાવિષય અને વસ્તીનું મધ્યબિન્દુ જે ઇન્ટરનેશનલ સેટલમેન્ટ, તેનું સ્થાનિક–સ્વરાજ્ય અજોડ છે. કાયદાના વિષયમાં એનું સ્થાન અપૂર્વ છે. એના કાયદા અમલમાં આણવાને કચેરીઓ નથી પણ ત્યાં લશ્કરી અને પોલીસનો અમલ છે. બીજી બે મ્યુનિસિપલ સંસ્થાઓ સાથે અર્ધ રાજકીય સંબંધો જાળવી રાખવા ઉપરાંત, એની હકુમતમાં આવેલી હદનો કારોબાર ચલાવવામાં એને વિચિત્ર પ્રકરણોનો સામનો કરવો પડે છે અને અસાધારણ કામો કરવા પડે છે.

શાંઘાઇ, પોતાના કાયદાથી પોતાનો અમલ ચલાવે એવી ત્રણ સત્તાઓની હદમાં વહેંચાઇ ગયું છે. એ ત્રણ તે ઇન્ટરનેશનલ સેટલમેન્ટ, ફ્રેન્ચ કન્સેશન, જેનો કારોબાર, સલાહકાર સમિતિ જેની મદદમાં છે અને જેના હાથમાં સર્વ સત્તા છે એવા કોન્સલ–જનરલ ચલાવે છે, અને ચાઇનીસ હદ જે મોટા શાંઘાઇની મ્યુનિસિપાલીટીને નામે ઓળખાય છે અને જેમાં એક મેયર અને કેટલાક કારોબારી ખાતાઓના વડાઓ હોય છે, જેમની નીમણુક રાજ્ય તરફથી કરવામાં આવે છે, અને નેનકીનના કારોબારી યુઆન (Yuan) ના સીધા અમલ નીચે જેઓને કામ કરવાનું હોય છે.

ઇન્ટરનેશનલ સેટલમેન્ટ અને ફ્રેન્ચ કન્સેશન વ્હાન્પુ નદીને ડાબે કાંઠે પાસે પાસે આવેલા છે અને ચાઇનીસ હદ તેની આજુબાજુ ફરી વળેલી છે. જમણા કાંઠાનો મોટો ભાગ પણ મોટા શાંઘાઇમાં આવી જાય છે, જે ત્રણે હદોમાંની સૌથી મોટી હદ છે અને જેની વસ્તી સેટલમેન્ટ અને કન્સેશનની વસ્તીથી બમણી કરતાં પણ વધારે છે.

વ્યાપારનું કેન્દ્રસ્થાન, પરદેશી દુકાનોના મુલક અને ઘણાખરા આધુનિક કારખાનાઓનો સેટલમેન્ટમાં સમાવેશ થઇ જાય છે. ઘણાખરા બંદરો સેટલમેન્ટના ૭ માઇલના વિસ્તારમાં નદીની આગલી બાજુ ઉપર આવી જાય છે.

ચાઇનીસ વિભાગના શહેરી ભાગોમાં, ફ્રેન્ચ કન્સેશનની દક્ષિણે નદીને એજ કિનારે આવેલા ચાઇનીસ શહેરનો, ચાઇનીસ શહેરની દક્ષિણે આવેલા નેનટાઓ (Nantao) નો અને સેટલમેન્ટની ઉત્તરે આવેલી શા'પી (Chapei) નો સમાવેશ થાય છે. થોડીક ખાડીઓ બાદ કરતાં, સુલેહના વખતમાં જુદા જુદા વિભાગો વચ્ચેની હદો ફક્ત નામનીજ છે.

આ વિભાગોની હદ અને વસ્તી નીચે પ્રમાણે છે.

| | ઇન્ટરનેશનલ સેટલમેન્ટ | ફ્રેન્ચ કન્સેશન | મોટુ શાંઘાઇ | ટોટલ |
|---|---|---|---|---|
| સ્કવેર માઇલમાં વિસ્તાર | ૮ ૨–૩ | ૩.૫૪ | ૩૨૦ | ૩૩૨ |

| | ઇન્ટરનેશનલ સેટલમેન્ટ | ફ્રેન્ચ કન્સેશન | મોટું શાંઘાઇ | ટોટલ |
|---|---|---|---|---|
| વસ્તી | ૯૯૮,૩૬૨ | ૪૩૪,૨૨૦ | ૧,૬૮૯,૧૦૦ | ૩,૧૨૧,૬૮૨ |
| પરદેશી | ૨૬,૯૬૫ | ૧૨,૩૩૫ | ૯,૭૫૦ | ૪૯,૦૫૦ |
| ચાઇનીસ | ૯૭૧,૩૯૭ | ૪૨૧,૮૮૫ | ૧,૬૭૯,૩૬૦ | ૩,૦૭૨૫૯૨ |
| મકાનો | ૮૦,૫૪૬ | ૩૯,૨૩૬ | | |
| પરદેશી ઢબના | ૬,૧૮૪ | ૫,૩૩૮ | | |
| ચાઇનીસ ઢબના | ૭૪,૩૬૨ | ૩૩,૮૯૩ | | |
| નદીના આગલા ભાગનો વિસ્તાર ફીટમાં | ૩૧,૮૭૫ | ૩,૮૦૦ | ૭૪,૦૦૦ | ૧૦૯,૬૭૫ |

## જુદા જુદા દેશવાર પરદેશી વસ્તી સન ૧૯૩૦*

| | | | | |
|---|---|---|---|---|
| જાપાનીઝ | ૧૨,૭૮૮ | ૩૧૮ | ૫,૬૫૦ | ૧૮,૭૫૬ |
| બ્રીટીશ | ૪,૬૦૬ | ૨,૨૨૮ | ૧,૬૧૫ | ૮,૪૪૯ |
| રશીયન | ૩,૧૬૩ | ૩,૮૭૯ | ૩૭૪ | ૭,૩૩૬ |
| અમેરીકન | ૧,૧૪૫ | ૧,૫૪૧ | ૪૬૩ | ૩,૧૪૯ |
| બ્રીટીશ ઇન્ડીઅન | ૧,૭૫૮ | — | ૮૪ | ૧,૮૪૨ |
| બાકીના બીજા | ૩,૫૫૫ | ૪,૩૭૯ | ૧,૫૬૪ | ૯,૫૧૮ |

## ચુંટાયલી સ્થાનિક સભા.

ઇન્ટરનેશનલ સેટલમેન્ટનો વહીવટ ચુંટાયલી સ્થાનિક સભાના ૧૪ સભ્યોના હાથમાં છે, જેમાંના ૫ બ્રીટીશ, ૫ ચાઇનીઝ, ૨ જાપાનીઝ અને ૨ અમેરીકન હોય છે. સેટલમેન્ટમાં કહેવામાં આવતો 'મેયર' સ્ટર્લીંગ ફેસનડેન (Sterling Fessenden) એક અમેરીકન છે જે સને ૧૯૨૩ થી સભાનો પ્રમુખ હતો. અને તેને સને ૧૯૨૯ માં ડીરેક્ટર જનરલ નીમવામાં આવ્યો હતો. એની નીમણુંક, ચાઇનીઝ જોડે થયલા સહકારના નવા ધોરણ પ્રમાણે શરૂ થયલા નવા વહીવટના કાર્યક્રમોના એક ભાગરૂપ હતી.

જો કે શાંઘાઇ સને ૧૮૪૨ માં પરદેશી વેપારીઓ માટે ઉઘાડેલા ચીનના પાંચ બંદરોમાંનું એક હતું, તો પણ સને ૧૮૫૪ સુધી સેટલમેન્ટમાં કોઇ સત્તા સ્થાપવામાં આવી નહોતી. આ વર્ષમાં પરદેશી કર ભરનારાઓએ ત્રણ સભાસદો ચુંટી કાયદા અને મહેસુલી કાયદા જેને બ્રીટીશ અને અમેરીકન પ્રધાનોની મંજુરી મળી ચુકી હતી તેનો સ્વીકાર કર્યો. પહેલી સભા બ્રીટીશ, અમેરીકન અને ફ્રેન્ચ કોન્સલોની દેખરેખ નીચે ભરવામાં આવી હતી. મહેસુલી કાયદાઓ જે ઇન્ટરનેશનલ સેટલમેન્ટનું બંધારણ રચે છે તેમાં સને ૧૮૬૬ માં ઘણા પેટા–કાનુનો ઉમેરી સુધારો વધારો કરવામાં આવેલો. સરકારી સત્તાનો આધાર

* આ લેખમાં ખાસ નિર્દિષ્ટ કર્યા સિવાયના બધા આંકડાઓ તા. ૩૧ મી ડીસેમ્બર ૧૯૩૦ પ્રમાણેના છે.

ત્રણે સત્તાના મૂળ કરાર ઉપર આધાર રાખે છે. સેટલમેન્ટ જે પ્રમાણે અત્યારે છે તે સને ૧૮૬૬ ના કાયદાઓ પ્રમાણે ચાલી આવેલી છે, જ્યારે સેટલમેન્ટનો વિસ્તાર અત્યારના કરતા ફક્ત ૧/૩ હતો અને જ્યારે વસ્તીનું પ્રમાણ પરદેશીઓની લગભગ ૨,૨૦૦ ની અને ચાઇનીઝની ૯૦,૦૦૦, એ પ્રમાણેનું હતું. આજે ૯ સ્કેવર માઇલ કરતાં પણ ઓછા વિસ્તારમાં ૨૬,૯૬૫ પરદેશીઓ અને ૯૭૧,૬૯૭ ચાઇનીઝ ગીચોગીચ રહે છે.

મહેસુલી કાયદાની સત્તા આધુનિક પરદેશી કર ભરનારાઓની સીધી ધારા ઘડવાની સત્તા નીચે આવી જાય છે, જેવી કે બજેટને મંજુરી આપવી, ખર્ચોની તપાસ કરવી, કરો નાંખવા, કાયદા ઘડવા વિગેરે.

સ્થાનિક સભાને કારોબારી ફરજો ઉપરાંત, અમુક હદ સુધી ધારા ઘડવાની પણ સત્તા મળેલી છે. તે પેટા–કાનુનોના વધારાના તુરત અમલમાં મુકાતા કાનુનો ઘડી શકે છે. પેટા–કાનુનોને પરદેશી કર ભરનારાઓના કોરમની વધુમતિની મંજુરી મળવી જોઇએ, જેમની ખાસ કામ માટે સભા બોલાવવી પડે છે, અને પછી તેમને કોન્સ્યુલર સત્તા પાસે મંજુરી માટે મોકલવામાં આવે છે. (ચાઇનીઝ કર ભરનારાઓને સભામાંના તેમના ચુંટાએલા સભ્યો કરતાં ધારા ઘડવાની બાબતમાં કાંઇપણ ખાસ વધારે હક આપવામાં આવ્યા નથી)

પરદેશી કર ભરનારાઓ, જેમાં કોરમની જરૂર પડતી નથી એવી વાર્ષિક સભામાં તેના આગલા વર્ષના ખર્ચોને મંજુરી આપે છે. ચાલુ બજેટ સ્વીકારે છે, અને કર નાંખે છે. પહેલાં સભાની નાણાવિષયક યોજનાઓને વાર્ષિક સભામાં મંજુરી મેળવવી પડતી, અને પેટા–કાનુનો ઉપર પ્રાથમિક સત્તા હતી, તે હવે સભાની ફક્ત શંકાસ્પદ યોજનાઓ તરફ વળી છે. હાલની સભાઓ જેમાં દાખલ થવાને ૩૦૦૦ માણસો લાયક છે તે પોતાની ધારા ઘડવાની ફરજો સંતોષકારક રીતે અદા કરે છે કે કેમ એ શંકાભરેલું છે. હાજરીમાં મોટા ફેરફારો થયલા માલમ પડે છે. કોઇક મુદ્દાનો સવાલ વિચારવાનો ન હોય ત્યાં સુધી તો વાર્ષિક સભામાં અણધારી અને નજીવી વધુમતિ માલમ પડે છે.

જે વિદેશીઓ, વિદેશીના હક પ્રમાણેની જંગી મીલકત ધરાવે છે, ભારે રકમના મિલ્કત વેરા આપે છે, અથવા કોઇ વિદેશી પેઢીને નામે પ્રતિનિધિપણે મત આપે છે, તેમને મતાધિકાર આપવામાં આવેલો છે. એક કરતાં વધારે મત આપી શકાય છે. સને ૧૯૩૧ માં ૨,૯૬૫ લાયક મતદારો હતા. ૩,૨૪૩ મત હતા.

સભા, અને કમીટીના ચાઇનીઝ સભ્યો, ચાઇનીઝ કર ભરનારાઓના મંડળ તરફથી ચુંટાય છે. એક ચાઇનીઝ કર ભરનારને વિદેશી કર ભરનારાઓના કરતાં ઓછા કર ભરવા

પરત્વેનું જોડાણ થયલું છે. મહેસુલના કાયદા પ્રમાણે કોન્સલોની ચુંટણીની તારીખો નક્કી કરવાની અને વેરા ભરનારાઓની સભાઓ ભરવાની ફરજ છે, એટલુંજ નહિ પણ સ્થાનિક પેટા-કાનુનો પસાર કરવાને પણ તેમને કોન્સલોની વધુમતિ મેળવવી પડે છે, અને પછી તેમને ચાઇનીઝ સત્તાધીશો આગળ મુકવા પડે છે. આ રીતે સ્થાનિક સભાને બીનમુલ્કી સત્તા પણ આપવામાં આવેલી છે. ચાઇનીઝ કોર્ટોની તેમના ઉપર હકુમત ચાલતી નથી.

મહેસુલી કાયદાનો ક્રમ અથવા તે અનુસાર સભા શી સત્તા ચલાવી શકે તે સંબંધી વિદેશીઓ અથવા ચાઇનીઝો જે કાંઇ પણ સવાલો ઉઠાવે, તો તેનો નિર્ણય વિદેશી કોન્સલોની બનેલી એક ખાસ કોર્ટ કરે છે.

સ્થાનિક સભાની પોતાની કોર્ટો નથી. પણ સેટલમેન્ટમાં એક અને એકલીજ પોલીસ સત્તા તરીકે અને કોઇ પણ દિવાની હક સાબીત કરવાની કોશીષમાં તે જાહેર લાભને માટે જે કોર્ટની પ્રતિવાદી ઉપર હકુમત હોય તે કોર્ટમાં ફરિયાદો નોંધાવી શકે છે. ચાઇનીઝો સામે અને જેમને પરદેશી તરીકે ખાસ હકો આપવામાં નહિ આવ્યા હોય એવા પરદેશીઓ ઉપર ચાઇનીઝ કોર્ટોમાં કામ ચલાવાય છે અને જે વિદેશીઓના ખાસ હકો હોય એવા વિદેશીઓ ઉપર જે કોર્ટોને તેમના ઉપર હકુમત હોય એવી કોર્ટોમાં કામ ચલાવવામાં આવે છે.

સાધારણ સ્થાનિક પ્રવૃત્તિઓ ઉપરાંત સભાએ સશસ્ત્ર તટસ્થતા જાળવી ચડી આવતી સત્તાઓને અટકાવી સેટલમેન્ટનું રક્ષણ કરવાનું છે—આ સત્તા સાધારણ પોલીસ સત્તા કરતાં પણ વધારે કહેવાય. આ હેતુ પાર પાડવા માટેજ 'શાંઘાઇ વોલન્ટીયર કોર્પ્સ' ઉભો કરવામાં આવ્યો છે, જેમાં ચાઇનીઝ સાથે ૨૦ જુદા જુદા દેશોમાંથી લીધેલા ૧,૨૪૩ ચાલુ અને ૩૬૪ રીઝર્વ વોલન્ટીયરો: ઉપરાંત બે હંમેશ માટે રોકી લીધેલા બે ટોળીમાં રાખેલા ૨૫૦ વ્હાઇટ રશીઅનોનું પણ જોડાણ કરી દેવામાં આવ્યું છે. આ વોલંટીઅરોને જ્યારે દેશમાં અંધાધુંધી થાય ત્યારે પોલીસ જોડે જોડાવાનું હોય છે અને જ્યારે સેટલમેન્ટનું રક્ષણ કરવાનું હોય ત્યારે સાધારણ લશ્કરમાં પણ સાથે થવાનું હોય છે.

સ્થાનિક સભા, ફ્રેન્ચ અને ચાઇનીઝ પોલીસને બાદ કરી આખી સેટલમેન્ટ ઉપર એક અને એકલી પોલીસ સત્તા ભોગવે છે અને સભાના, સેટલમેન્ટ બહારના ૪૮ માઇલના રસ્તા ઉપર પણ તેની હકુમત છે.

લાઇસન્સ ફી એ સેટલમેન્ટની સામાન્ય આવકનું ત્રીજું મુખ્ય દ્વાર છે. સાધારણ રીતે સરેરાશ વાર્ષિક ખર્ચ ૫,૦૦૦,૦૦૦ અને ૬,૦૦૦,૦૦૦ ડોલરની વચ્ચે આવે છે. મુખ્ય બ્રીટીશ શહેરોના કરોના દરના આંકડાના મુકાબલા ઉપરથી એ માલમ પડે છે કે સેટલમેન્ટમાં વસતા લોકોને થોડા કરને દરે વધારે સગવડ મળે છે.

સ્થાનિક સભા પોતાના વોટર વર્ક્સ ચલાવે છે. સને ૧૯૨૯ માં તેણે પોતાનું ઇલેક્ટ્રીક ખાતુ અમેરીકન મૂડીદારોને વેચી દીધું, અને સને ૧૯૩૦ માં ટેલીફોન ખાતાને 'ઇન્ટરનેશનલ ટેલીફોન અને ટેલીગ્રાફ કુંપની'માં ફેરવી નાંખ્યું.

## ખર્ચ.

સાધારણ જાહેર આવકનો લગભગ ૧/૩ ભાગ પોલીસ રક્ષણ પાછળ ખરચાય છે, અને તેનાથી કાંઇક જુજ રકમ જાહેર કામો માટે જાય છે, જેમાં ૨૨૫ માઇલ જેટલા રસ્તા, ગટર, સેટલમેન્ટના જાહેર બગીચાઓ વિગેરેનો સમાવેશ થાય છે. જાહેર આરોગ્યતા એ ત્રીજુ ખરચનું મુખ્ય દ્વાર છે અને તે પછી કેળવણી આવે છે. યુરોપીય અસરને લીધે શહેરનું બેન્ડ અને કોન્સર્ટ આર્કેસ્ટ્રાની પાછળ જે બંબાખાનુ રાખવા જેટલોજ ખરચ થાય તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. ખરચની એક વિગત જે અમેરિકન શહેરમાં વિરૂદ્ધ અને વિચિત્ર ગણાય તે વિદેશી નોકરોને ચાઇનીઝ શીખવવું અને ચાઇનીઝ તરજુમા કરાવવા પાછળનો ખરચ છે.

સભાના જાયુકના પગારદાર માણસોના લીસ્ટ પર ૨,૫૫૦ વિદેશીઓ અને ૭,૬૦૦ ચાઇનીઝો છે. મુખ્ય વહીવટ કરનારા અમલદારો–ડાયરેક્ટર જનરલ, સેક્રેટરી, પોલીસ-કમીશ્નર અને ડેપ્યુટી પોલીસકમીશ્નર, જેલ સુપરીન્ટેન્ડન્ટ, જાહેર આરોગ્યતાનો કમીશ્નર, જાહેર કામોનો કમીશ્નર, ખજાનચી અને હિસાબ રાખનાર અને મહેસુલનો કમીશ્નર–સઘળા વિદેશીઓ છે. વોલન્ટીઅર કોર્પ્સનો ઉપરી એ ગવર્નમેન્ટે સભાને આપેલો એક બ્રીટીશ લશ્કરી અમલદાર છે.

## પોલીસ, આરોગ્યખાતુ, અગ્નિથી રક્ષણ.

ઉપરના પ્રદેશોમાંથી શાંઘાઇમાં ઘણા મોટા જથ્થામાં ચાઇનીઝો આવવાથી, મોટરોની સંખ્યા વધી જવાથી, સશસ્ત્ર અપહરણ અને લુંટફાટ વધી જવાથી, અને ચાઇનીસ કર ભરનારાઓની વધુ રક્ષણની માંગણીને લીધે સને ૧૯૨૫ થી પોલીસ બળ બમણું કરવામાં આવ્યું છે. ગુન્હા થતા અટકાવવા અને દેખરેખ રાખવાનું કામ ઘણું મુશ્કેલ થઇ પડ્યું છે. ત્રણ સ્થાનિક પોલીસ બળમાંથી દરેક જે જે લત્તામાં કામ કરે છે તે ઘણા ગીચ વસ્તીવાળા અને કુદરતી હદ વગરના છે. ગુન્હેગારોની ટોળી એક સ્થાનિક મુલકમાં ગુન્હો કરે છે, અને બીજામાં આશ્રય લે છે. જો કે પોલીસ બળો એક બીજા જોડે હળીમળી શકે છે, તોપણ પોલીસ વહીવટના વિચારોમાં દરેકમાં મતભેદ હોવાથી તેમનો ગાઢ સહકાર થવો તદ્દન અશક્ય છે. ભીખારીપણું એ પણ ઘણા ત્રાસદાયક પ્રશ્નોમાંનો એક છે.

# લોકલ બોર્ડ, ગ્રામ પંચાયત, મ્યુનિસિપલ બરો અને ડીસ્ટ્રીકટ મ્યુનિસિપલ કાયદાની રૂએ થયલી નીમણુંકો અને ચુંટણીઓ.

તા. ૨૦-૮-૧૯૩૬ થી તા. ૧૫-૧૦-૧૯૩૬ સુધી.

## મહેલાજ (માતર)

તા. ૧૭ મી ઓગસ્ટ ૧૯૩૬ થી ખેડા જીલ્લાના માતર તાલુકાના મહેલાજ ગામની મહેસુલી જમીનને સન ૧૯૩૩ ના ગ્રામ પંચાયતના કાયદા પ્રમાણેના 'ગામ' તરીકે ગણવામાં આવશે.

## વંથવાલી ગ્રામ પંચાયત.

મી. છગનભાઇ કાશીભાઇ ચૌવાનને મી. કાલીદાસ લાખાભાઇએ રાજીનામુ આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ વંથવાલી ગ્રામ પંચાયતના તેની હાલમાંની તા. ૧ લી ફેબ્રુઆરી ૧૯૩૬ થી શરૂ થતી ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટેના ચુંટાયલા સભ્ય તરીકે જાહેર કરવામાં આવ્યા છે.

## બોરસદ મ્યુનિસિપાલિટી.

નીચેના સભ્યોને બોરસદ મ્યુનિસિપાલિટીના તેની બીજા ત્રણ વર્ષની મુદત માટેના સભ્યો તરીકે ચુંટાયલા જાહેર કરવામાં આવ્યા છે.

બીન-મુસ્લીમ વોર્ડ

(૧) મી. નાથાભાઇ પુંજાભાઇ
(૨) ,, ભાઇલાલ પ્રાણજીવનદાસ
(૩) ,, મોહનલાલ છોટાલાલ
(૪) ,, જીવણલાલ ભાઇલાલ
(૫) ,, શંકરભાઇ ખોડાભાઇ
(૬) ,, પુંજાભાઇ કાભાઇ
(૭) મી. લલ્લુભાઇ દેસાઇભાઇ
(૮) ,, ગોવિંદભાઇ આશાભાઇ
(૯) ,, ભીખાભાઇ શંકરભાઇ

મુસ્લીમ જનરલ વોર્ડ.

(૧૦) ,, ઇબ્રાહીમખાન કાસમખાન
(૧૧) ,, મહમદબેગ બુલાબેગ
(૧૨) ,, જાફરઅલી અહમદઅલી

## વીરમગામ તાલુકા લોકલ બોર્ડ.

મી. મણીલાલ બાપુભાઇને મી. મણીલાલ માધવજીના મરણને લીધે તેમની ખાલી પડેલી જગ્યાએ વીરમગામ તાલુકા લોકલ બોર્ડના તેની હાલમાંની ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટેના દેત્રોજની બીન મુસ્લીમ કોન્સ્ટીટ્યુએન્સી તરફથી ચુંટાયલા સભ્ય તરીકે જાહેર કરવામાં આવ્યા છે.

## ગોધરા મ્યુનિસિપાલિટી.

મી. રતિલાલ દ્વારકાદાસ દેસાઇને મી. દોલતરાય કુંવરજી દેસાઇ બીન-લાયક ઠરાવથી તેમની ખાલી પડેલી જગ્યાએ ગોધરા મ્યુનિસિપાલિટીના તેની હાલમાંની તા. ૧ લી માર્ચ

૧૯૩૫ થી શરૂ થતા ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટેના બીન-મુસ્લીમ વોર્ડ નાં. ૨ તરફથી ચુંટાયલા સભ્ય તરીકે જાહેર કરવામાં આવ્યા છે.

## અમદાવાદ મ્યુનિસિપલ બરો.

સન ૧૯૩૪ ના માર્ચની ૬ ટ્ટી તારીખના નાં. ૩૮૯૬ ના જનરલ ડીપાર્ટમેન્ટના ગવર્નમેન્ટ નોટીફીકેશનથી અમદાવાદ મ્યુનિસિપલ બરોને જે સત્તાઓ આપવામાં આવેલી તે પાછી ખેંચી લેવામાં આવી છે.

## બોરસદ મ્યુનિસિપાલિટી (ખેડા)

નીચેના સખ્શોને બોરસદ મ્યુનિસિપાલિટીના સભ્યો નીમવામાં આવ્યા છે.

(૧) બોરસદના મામલતદાર (હોદ્દાની રૂએ)
(૨) મી. નાગરદાસ ગોવીંદ
(૩) મી. ખીમચંદ પીથુજી

## મોડાસા મ્યુનિસિપાલિટી (અમદાવાદ)

મી. મથુરદાસ મગનલાલ શાહ, મી. મણિલાલ મગનલાલ શાહ અશક્ત થવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ મોડાસા મ્યુનિસિપાલિટીના તેની હાલમાંની ત્રણ વરસમાંની બાકીની મુદત માટેના સભ્ય ચુંટાયા છે.

## વાગરા ગ્રામ પંચાયત (ભરૂચ)

નીચેના સખ્શો વાગરા ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત ..ટે સભ્યો ચુંટાયા છે.

(૧) મી. ભરતસંગ જીબાવા
(૨) ,, ગેમલસંગ મેરૂજીરાજ
(૩) ,, મથુર નાગજી
(૪) ,, છોટુભાઇ નાગજી
(૫) ,, અમરસંગ ફતેસંગરાજ

વાગરાના મહેસુલ પટેલ હોદ્દાની રૂએ પંચાયતના સભ્ય ગણાશે.

## કઠોલી ગ્રામ પંચાયત (જલાલપોર)

નીચેના સખ્શો કઠોલી ગ્રામ પંચાયતના તેના પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટેના સભ્યો ચુંટાયા છે.

(૧) મી. રણછોડજી નાથુભાઇ
(૨) ,, ગુલાબભાઇ કુંવરજી
(૩) ,, ખુમચંદ કૃષ્ણાજી
(૪) ,, નવરોજજી બેજનજી
(૫) ,, નાનુભાઇ ગાંડાભાઇ
(૬) ,, ભીમભાઇ ભુલાભાઇ
(૭) મી. મોરારજી નીછાભાઇ
(૮) ,, દેવલા વાલીઆ
(૯) ,, જીનીઆ ઝીણીઆ
(૧૦) ,, અસમલ કાસમ દુલા
(૧૧) ,, વલ્લભ ગોવિંદ
(૧૨) ,, કઠોલીના મહેસુલ પટેલ (હોદ્દાની રૂએ)

## પંચમહાલ ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ

મી. માનસીંગ કુંવરજી પરેલને મી. વાઘજી ગોપાળજીના મરણને લીધે તેમની ખાલી પડેલી જગ્યાએ પંચમહાલ ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડના તેની હાલમાંની બાકીની મુદત મારેના સભ્ય નીમવામાં આવ્યા છે.

## હાંસોટ ગ્રામ પંચાયત.

મી. રહેમાન હુસેન ચાચા, મી. દમદ મુસ્તુફાએ રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ હાંસોટ ગ્રામપંચાયતના તેની હાલમાંની ત્રણ વર્ષમાંથી બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## મુરબાદ ગ્રામ પંચાયત

મી. રામચંદ્ર ભીખાજી ગોલપ, મી. ભોળાનાથ ગણપત બોકડ અયોગ્ય ઠરવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ મુરબાદ ગ્રામપંચાયતના તેની હાલમાંની ત્રણ વર્ષમાંથી બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## થાણા મ્યુનિસિપલ બરો

સન ૧૯૩૬ જુલાઇની ૧૭ મી તારીખના કમીશ્નરના નોટીફીકેશનથી થાણા મ્યુનિસિપલ બરોને જે સત્તાઓ આપવામાં આવેલી તે પાછી ખેંચી લેવામાં આવી છે.

## ભીવંડી તાલુકા લોકલ બોર્ડ

મી. દેવાનંદ જોઠા કુંભાર, મી. પરશરામ રામનારાયણે રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ આંજુર ગ્રુપની મુસ્લીમેતર કોન્સ્ટીટ્યુએન્સી તરફથી ભીવંડી તાલુકા લોકલ બોર્ડના તેની હાલમાંની તા. ૧ લી જાન્યુઆરી ૧૯૩૫ થી શરૂ થતી ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## ઓરપાડ ગ્રામ પંચાયત

નીચેના સખ્શો ઓરપાડ તાલુકાના ઓરપાડ ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

| | |
|---|---|
| (૧) મી. મુસા દાઉદ પટેલ | (૭) મી. મહમદ હુસેન પટેલ |
| (૨) ,, મણીશંકર ઉમેદરામ દેસાઇ | (૮) ,, મણીલાલ નરહરિશંકર મહેતા |
| (૩) ,, ડાહ્યાભાઇ ધનજીભાઇ પટેલ | (૯) ,, નાથુભાઇ ઉર્ફે હીરાચંદ ભીખાચંદ |
| (૪) ,, હાજી ઉસમાનખાન હાજીખાન | (૧૦) ,, જશવંતરાય પ્રભુશંકર મહેતા |
| (૫) ,, ભાલચંદ્ર આર. મહેતા | (૧૧) ,, મલેક મુરાદ મુસ્તફા |
| (૬) ,, રમઝાનખાન રહીમખાન | (૧૨) ,, ઓરપાડના મહેસુલ પટેલ |
| | (હોદ્દાની રૂએ) |

## વાગરા ગ્રામ પંચાયત.

નીચેના સખ્શોને વાગરા તાલુકાના વાગરા ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી શરૂ થઇ તેની હાલમાંની ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્યો નીમવામાં આવ્યા છે.

(૧) મી. લખીઆ ધુળીઆ ટેડ
(૨) ડૉ. છોટાલાલ મોહનલાલ શાહ

## કુંભારીઆ (સુરત)

તા. ૨૨ મી સપ્ટેમ્બર ૧૯૩૬ થી સુરત જીલ્લાના ચોરાશી તાલુકાના કુંભારીઆ ગામની મહેસુલી જમીનને સન ૧૯૩૩ ના ગ્રામ પંચાયતના કાયદા પ્રમાણેનું ગામ ગણવામાં આવશે.

## મઢાર (ઓરપાડ) ગ્રામ પંચાયત.

નીચેના સખ્શો ઓરપાડ તાલુકાના મઢાર ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

| | |
|---|---|
| (૧) મી. ગુલાબભાઇ મોહનભાઇ | (૫) મી. લલ્લુભાઇ કેસુરજી |
| (૨) ,, કલ્યાણજી કાળાભાઇ | (૬) ,, નારણજી રધનાથજી |
| (૩) ,, મગનભાઇ ભગવાનજી | (૭) ,, દાજીભાઇ નારણજી |
| (૪) ,, છોટુભાઇ કાળાભાઇ | (૮) મઢારના મહેસુલ પટેલ (હોદ્દાની રૂએ) |

## પાલેજ ગ્રામ પંચાયત.

મી. રસુલખાન મહમદખાન પટેલ, મી. નીવાજખાન નયનખાનના મરણને લીધે તેમની ખાલી પડેલી જગ્યાએ પાલેજ ગ્રામ પંચાયતના તેની હાલમાંની ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટેના સભ્ય ચુંટાયા છે.

## કલ્યાણ મ્યુનિસિપાલિટી.

મી. સમસુદીન ગુલામ સાહેબ ડોનને મી. અબ્દુલ ગફુર ગુલામ સાહેબ ડોનના મરણને લીધે તેમની ખાલી પડેલી જગ્યાએ થાણા જીલ્લાની કલ્યાણ મ્યુનિસિપાલિટીના તેની હાલમાંની બાકીની મુદત માટે સભ્ય નીમવામાં આવ્યા છે.

## પાલઘર ગ્રામ પંચાયત.

મી. વિષ્ણુ વામન દાંડેકર, મી. નાના ગોવિંદ ચવાનના મરણને લીધે તેમની ખાલી પડેલી જગ્યાએ પાલઘર ગ્રામ પંચાયતના તેની હાલમાંની ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## ટંકારી (જંબુસર) ગ્રામ પંચાયત

નીચેના સખ્શો જંબુસર તાલુકાના ટંકારી ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

(૧) મી. અહમદ અસમલ બાપુ
(૨) ,, અહમદઅલી ઇસપ
(૩) ,, મહમદ મુસે બાપુ
(૪) મી. ઇસપ અસમલ સુલેમાન
(૫) ,, ધુરા અમથા બાપુ (ગતદાર)
(૬) ,, મુસા ઇસમાઇલ સુલેમાન

ટંકારીના મહેસુલ પટેલ તેમના હોદ્દાની રૂએ પંચાયતના સભ્ય ગણાશે.

આ ઉપરાંત નીચેના સખ્શોને સદરહુ ગ્રામ પંચાયતના તેટલીજ મુદત માટે સભ્યો નીમવામાં આવ્યા છે.

(૧) મી. મોકમ પરતાપ (૨) મી. મનોર ત્રીકમ

## મેમદાવાદ મ્યુનિસિપાલિટી

નીચેના સખ્શો મેમદાવાદ મ્યુનિસિપાલિટીના તેની બીજા ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

બીન–મુસ્લીમ વોર્ડ

(૧) મી. જીવણલાલ પુરુષોત્તમદાસ પરીખ
(૨) ,, ગોકળદાસ ભગવાનદાસ શાહ
(૩) ,, ભોગીલાલ પીતાંબરદાસ ભાવસાર
(૪) ,, સુનીલાલ ભાઇશંકર વૈદ્ય
(૫) ,, વાડીલાલ મગનલાલ પારી
(૬) ,, જડીલાલ અમરતલાલ પંડયા
(૭) મી. ડાહ્યાભાઇ રણછોડદાસ મહેતા
(૮) ,, મણીલાલ છોટાલાલ પટેલ
(૯) ,, માણેકલાલ અમરતલાલ શાહ

મુસ્લીમ વોર્ડ

(૧૦) મી. યાકુબભાઇ જમાલભાઇ વોરા
(૧૧) ,, સરફુદીન સાહેબભાઇ મલેક
(૧૨) ,, લાલુમીયા યાસીનમીયા વોરા

---

(૧) મી. અહમદ અસમલ બાપુ
(૨) ,, અહમદઅલી ઇસપ
(૩) ,, મહમદ મુસે બાપુ
(૪) મી. ઇસપ અસમલ સુલેમાન
(૫) ,, પુરા અમથા બાપુ (મતદાર)
(૬) ,, મુસા ઇસમાઇલ સુલેમાન

ટંકારીના મહેસુલ પટેલ તેમના હોદ્દાની રૂએ પંચાયતના સભ્ય ગણાશે.

આ ઉપરાંત નીચેના સજ્જનોને સદરહુ ગ્રામ પંચાયતના તેટલીજ મુદત માટે સભ્યો નીમવામાં આવ્યા છે.

(૧) મી. મોકમ પરતાપ
(૨) મી. મનોર ત્રીકમ

## મેમદાવાદ મ્યુનિસિપાલિટી

નીચેના સજ્જનો મેમદાવાદ મ્યુનિસિપાલિટીના તેની બીજા ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

બીન-મુસ્લીમ વોર્ડ

(૧) મી. જીવણલાલ પુરૂષોત્તમદાસ પરીખ
(૨) ,, ગોકળદાસ ભગવાનદાસ શાહ
(૩) ,, ભોગીલાલ પીતાંબરદાસ ભાવસાર
(૪) ,, ચુનીલાલ ભાઇશંકર વૈદ્ય
(૫) ,, વાડીલાલ મગનલાલ પારી
(૬) ,, જડીલાલ અમરતલાલ પંડ્યા
(૭) મી. ડાહ્યાભાઇ રણછોડદાસ મહેતા
(૮) ,, મણીલાલ છોટાલાલ પટેલ
(૯) ,, માણેકલાલ અમરતલાલ શાહ

મુસ્લીમ વોર્ડ

(૧૦) મી. યાકુબભાઇ જમાલભાઇ વોરા
(૧૧) ,, સરફુદીન સાહેબભાઇ મલેક
(૧૨) ,, લાલુમીયા યાસીનમીયા વોરા

---

# ઉત્તર ડીવીઝનના સન ૧૯૩૪–૩૫ ના લેન્ડ રેવન્યુ સંબંધીના અગત્યના આંકડા.

વરસાદ:—

| જીલ્લાનું નામ | સન ૧૯૩૪–૩૫ માં વરસાદ | | છેલ્લા પાંચ વર્ષમાં સરાસરી વરસાદ | |
|---|---|---|---|---|
| | ઇન્ચ | સેન્ટ | ઇન્ચ | સેન્ટ |
| અમદાવાદ | ૨૭ | ૨૩ | ૨૯ | ૭૯ |
| ખેડા | ૩૮ | ૮૮ | ૩૮ | ૮૮ |
| ભરૂચ અને પંચમહાલ | ૩૪ | ૯૫ | ૩૯ | ૨૬ |
| સુરત | ૫૩ | ૯૬ | ૬૦ | ૦૧ |
| થાણા | ૯૪ | ૮૩ | ૯૨ | ૭૭ |
| મુંબાઇ અને સબર્બન ડીસ્ટ્રીક્ટ | ૯૪ | ૯૨ | ૧૦૨ | ૩૨ |

સન ૧૯૩૪–૩૫ ના વર્ષમાં ગામડાંને પાણી પુરૂ પાડવામાં સુધારો કરવા માટે રૂ. ૨૮૦૦૦) ની ગ્રાન્ટ સરકારે મંજુર કરી હતી અને નીચે પ્રમાણે તેની વહેંચણી થઇ હતી.

| ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડનું નામ | રૂ. આ. પા. |
|---|---|
| અમદાવાદ | ૮,૦૦૦–૦—૦ |
| ખેડા | ૪,૦૦૦–૦—૦ |
| પંચમહાલ | ૬,૦૦૦–૦—૦ |
| ભરૂચ | ૩,૦૦૦–૦—૦ |
| સુરત | ૩,૦૦૦–૦—૦ |
| થાણા | ૪,૦૦૦–૦—૦ |

આ ઉપરાંત રૂ. ૪૮૮–૧૨–૦ અમદાવાદ જીલ્લામાં બોરીંગ રીપેર કરવા માટે ખાસ ગ્રાન્ટ.

દરેક લોકલ બોર્ડે વર્ષ દરમ્યાન પાણીના સાધન સુધારવા તરફ (સરકારી ગ્રાન્ટ સાથે) નીચે જણાવ્યા પ્રમાણે ખર્ચ કર્યો હતો.

| ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડનું નામ | રૂ. |
|---|---|
| અમદાવાદ | ૬૦,૭૯૭ |
| ખેડા | ૨૫,૦૭૮ |
| પંચમહાલ | ૧૦,૧૭૦ |
| ભરૂચ | ૨૧,૪૪૨ |
| સુરત | ૮,૯૩૮ |
| થાણા | ૬૮,૫૪૩ |

## જીવલેણ રોગોને લીધે થયલા મરણો :—

| જીલ્લાનું નામ | કોલેરા | શીતળા | પ્લેગ | ઇન્ફલ્યુએન્ઝા |
|---|---|---|---|---|
| અમદાવાદ | ૧ | ૭૭૫ | — | ૩ |
| ખેડા | ૧૦૪ | ૫૭૩ | ૬૬૪ | — |
| ભરૂચ અને પંચમહાલ | ૨૫૨ | ૨૧૭ | — | ૬ |
| સુરત | ૨૪૪ | ૨૬૭ | — | — |
| થાણા | ૫૧૪ | ૧૭૦ | ૩ | — |
| મુંબાઇ સબર્બન ડીસ્ટ્રીક્ટ | ૧૪ | ૧૪ | — | — |

આ ઉપરાંત મેલીનજાઇટીસને લીધે ખેડામાં ૨ અને અમદાવાદ જીલ્લામાં મોટી સંખ્યામાં મરણો થયા હતા.

## જમીન મહેસુલ :—

| જીલ્લાનું નામ | માંગતુ | માફ કરેલું અને મોકુફ રાખેલું બાદ કરતાં મળેલું |
|---|---|---|
| અમદાવાદ | રૂા. ૨૮,૭૧,૨૯૭ | રૂા. ૧૨,૨૨ ૨૮૪ |
| ખેડા | રૂા. ૨૩.૧૦,૮૦૯ | રૂા. ૧૫,૮૬,૯૩૦ |
| ભરૂચ અને પંચમહાલ | રૂા. ૨૮,૨૮,૧૯૦ | રૂા. ૧૪,૨૬,૫૩૭ |
| સુરત | રૂા. ૨૬,૪૦,૩૮૫ | રૂા. ૧૭,૨૧,૫૪૭ |
| થાણા | રૂા. ૧૮,૬૦,૧૪૬ | રૂા. ૧૬,૮૪,૪૦૨ |
| મુંબાઇ સબર્બન ડીસ્ટ્રીક્ટ | રૂા. ૪,૦૯,૦૬૮ | રૂા. ૨,૨૪,૩૮૮ |

## લોકલ ફંડ—

| જીલ્લાનું નામ | રૂા. |
|---|---|
| અમદાવાદ | ૨,૧૮,૩૮૬ |
| ખેડા | ૧,૩૫,૮૦૨ |
| ભરૂચ અને પંચમહાલ | ૨,૧૦,૫૨૭ |
| સુરત | ૧,૭૯,૦૧૮ |
| થાણા | ૨,૧૩,૮૭૭ |
| મુંબાઇ સબર્બન ડીસ્ટ્રીક્ટ | ૪૦,૪૯૭ |

## ચોક્કસ નક્કી થયલું (નેટ) જમીન મહેસુલ

| જીલ્લાનું નામ | ખેતીની જમીન | બીન ખેતીની જમીન | કુલ |
|---|---|---|---|
| અમદાવાદ | રૂા. ૧૭,૦૫,૩૭૫ | રૂા. ૨,૦૨,૦૭૨ | રૂા. ૧૯,૦૭,૪૪૭ |
| ખેડા | રૂા. ૧૯,૭૬,૬૩૨ | રૂા. ૧૨,૫૨૭ | રૂા. ૧૯,૮૯,૧૫૯ |
| ભરૂચ અને પંચમહાલ | રૂા. ૨૩,૮૮,૯૦૧ | રૂા. ૧૫,૨૩૫ | રૂા. ૨૪,૦૪,૧૩૬ |
| સુરત | રૂા. ૨૩,૭૬,૦૭૦ | રૂા. ૨૬,૮૯૧ | રૂા. ૨૪.૦૨,૯૬૧ |
| થાણા | રૂા. ૧૫.૪૬ ૨૨૬ | રૂા. ૨૩,૪૧૪ | રૂા. ૧૫,૬૯,૬૪૦ |
| મુંબાઇ સબર્બન ડીસ્ટ્રીક્ટ | રૂા. ૯૩,૨૫૩ | રૂા. ૧,૦૧,૮૯૯ | રૂા. ૧,૯૫,૧૫૨ |

# મ્યુનિસિપલ નોકરોની સ્થિતિ

## અમારા પર આવેલ મ્યુનિસિપલ નોકરના એક પત્રમાંથી ઉતારો.

ઘણી ખરી મ્યુનિસિપાલિટીઓ તેમના નોકરોને પુરતો પગાર આપતી નથી તેમ તેમને પેન્શન પણ આપતી નથી. ગ્રેચ્યુઇટી તરીકે તેઓ તેમને નાની સરખી રકમ આપે છે જે બહુ બહુ તો ત્રણ વર્ષ સુધી ચાલી શકે. એટલે આ નોકરોની નિવૃત્તિ પછીની સ્થિતિ બહુ કફોડી થઇ પડે છે. ગયે સાલ સરકારે બધી મ્યુનિસિપાલિટીઓને અપવાદરૂપ દાખલાઓમાં અને ખાસ સંજોગોને રેકોર્ડ ઉપર નોંધીને તેમના નોકરોની મુદતમાં વધારો કરી આપવાની સલાહ આપી હતી, પણ આમાંથી કાંઇજ અર્થ નીકળી શકે એમ નથી.

મુદતમાં વધારો કરી આપવામાં આવે નહિ એટલે દરેક મ્યુનિસિપલ નોકરને તેની ૩૦ વર્ષની નોકરી થતાં નિવૃત્ત થવું પડે છે; એટલે જો કોઇ કારકુન અગર પટાવાળો ૧૮ અથવા ૨૦ વર્ષની ઉમરે નોકરીમાં દાખલ થયો હોય તો ૪૮ અગર ૫૦ વર્ષની ઉમરે તેને નોકરી મુકી દેવી પડે છે. હવે તેને કાંઇ પેન્શન તો મળતું હોતુંજ નથી, એટલે આવા બેકારીના જમાનામાં નોકરી છુટયા પછી તેને પોતાનો નિભાવ કરવો અઘરો પડી જાય છે. આ રીતે જોતાં મ્યુનિસિપલ નોકરી સરકારી નોકરી કરતાં વધારે ઉતરતા દરજ્જાની થઇ પડે છે કેમકે સરકારી નોકરીમાં નિવૃત્તિ માટે નોકરીની મુદત નહિ પણ ઉમરની મુદત જોવામાં આવતી હોવાથી ત્યાં એવોજ કારકુન અગર પટાવાળો સાઠ વર્ષની ઉમરનો થાય ત્યાં સુધી નોકરી કરી શકે છે.

વળી મ્યુનિસિપલ નોકરોની નોકરીનો આધાર સભ્યોની બહુમતિની મરજી ઉપર હોવાથી, અને બદલી માટે કાંઇપણ નિયમ નહિ હોવાથી નોકરોએ પોતાની નોકરી જાય તે બીકે સભ્યોની મરજી જાળવવીજ પડે છે. આ ઉપરાંત ૪૮ અગર ૫૦ વર્ષની ઉમરે નિવૃત્ત થવાનું હોય, એટલે તેણે નોકરીની મુદતમાં વધારો કરવા માટે અરજી કરી હોય અને તેની અરજી નામંજુર કરવામાં આવે એટલે તેને નિવૃત્તિ પહેલાંની રજા પણ મળી શકતી નથી.

આ પ્રમાણેની વસ્તુસ્થિતિમાં નીચે મુજબ સુધારો થવો જરૂરી છે.

"મ્યુનિસિપલ નોકર જો તન, મન અને વર્તનમાં પોતાની ફરજો બજાવવા માટે લાયક હોય તો તેને તેની નોકરીની મુદતમાં વધારો કરી આપવો; અને સરકારી નોકરીની માફક તેની નોકરીની મુદત તે સાઠ વર્ષનો થાય ત્યાં સુધી લંબાવવી. જો આ પ્રમાણે તેની નોકરીની મુદત લંબાવવાની અરજી નામંજુર કરવામાં આવે તો તે પ્રમાણે નામંજુર કરતાં પહેલાં કલેકટરની પરવાનગી મેળવવી; અને કોઇપણ સંજોગોમાં જો તેની નોકરીની મુદતમાં વધારો કરવામાં નહિજ આવે તો તેને નિવૃત્ત થતા પહેલાંની પુરેપુરી રજાનો લાભ આપવો."

# થાણા ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડનો સન ૧૯૩૫–૩૬ ની આવક ખર્ચનો વાર્ષિક હિસાબ

| આવક | રૂા. | ખર્ચ | રૂા. |
|---|---|---|---|
| ક્લોઝીંગ બેલેન્સ | ૧,૬૯,૧૦૨ | રીફંડ | ૧,૧૬૫ |
| સ્થાનિક કર | ૮૩,૬૯૯ | એડમીનીસ્ટ્રેશન | ૩૦,૫૯૩ |
| વ્યાજ | ૧,૮૫૧ | કેળવણી | ૪,૪૧,૬૮૮ |
| કેળવણી | ૪,૪૧,૬૮૮ | વૈદકીય | ૬૧,૧૭૯ |
| વૈદકીય | ૧૨,૭૬૨ | વિજ્ઞાન અને બીજા નાના ખાતાઓ | ૪,૫૫૧ |
| વિજ્ઞાન અને બીજા નાના ખાતાઓ | ૨,૧૧૧ | સુપર એન્યુએશન | ૪,૯૯૮ |
| પરચુરણ | ૯,૩૭૧ | પરચુરણ | ૭,૬૭૭ |
| સીવીલ કામો | ૧,૫૩,૪૬૦ | સીવીલ કામો | ૧,૭૯,૬૩૭ |
| સસપેન્સ | ૧,૮૫,૫૨૬ | સસપેન્સ | ૧,૩૫,૪૧૮ |
| એકંદર કુલ | ૧૦,૮૮,૫૭૦ | એકંદર કુલ | ૮,૬૬,૯૦૬ |

---

## આપણા સ્થાનિક સ્વરાજ્યનું વહાણ કઈ દિશામાં હંકારાય છે?

કરાંચી કોરપોરેશનની તા. ૨૮ મી જુલાઇ ૧૯૩૬ ની મીટીંગમાં નીચેનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

"મ્યુનિસિપલ નોકરીમાં બધીજ કોમોનું પ્રતિનિધિત્વ જળવાય તે માટે કોરપોરેશન ચીફ ઓફીસરને ફરમાવે છે કે તે કાયમની અથવા અમુક મુદત માટેની, અથવા એકના બદલામાં બીજાની અને માસિક પગારે અથવા રોજે તેને અપાયલી સત્તા પ્રમાણે જે નીમણુંકો કરે તેનું કોરપોરેશનની જાણ માટે ત્રણ ત્રણ મહિને એક સ્ટેટમેન્ટ આપવું; અને તેમાં નીમાનાર વ્યકિતના નામ, ઉમર, લાયકાત, જાત, ધર્મ, વતન, હોદ્દો, પગાર અને એલાવન્સ આપવામાં આવ્યું હોય તો તે, નીમણુંકની તારીખ, અને જો અમુક મુદત માટેની અથવા કોઇના બદલામાં નીમણુંક હોય તો તે કેટલી મુદત માટે છે તે વિષે વિગતો ખાસ કરીને જણાવવી.

# મુંબઇની હાઇ કોર્ટનો એક અગત્યનો ચુકાદો.

## લોકલ બોર્ડમાં બેલટથી મત લેવા માટેના નિયમો કાયદેસર નથી

પટેલ સામળભાઇ લલ્લુભાઇ–(મૂળ પ્રતિવાદી નાં. ૧)

વિરૂધ્ધ

જેસંગભાઇ રણછોડદાસ અને બીજા (મૂળ વાદીઓ અને પ્રતિવાદી નાં. ૨.)

ઉપરના કેસમાં અપાયેલા ચૂકાદાનો સારાંશ નીચે પ્રમાણે છે :—

ઉત્તર દસ્ક્રોઇ તાલુકા લોકલ બોર્ડના પ્રમુખ માટે ચુંટણી થનાર હતી. આ ચુંટણી માટે સદરહુ બોર્ડની સભા તા. ૧૬ મી જાન્યુઆરી ૧૯૩૫ ને રોજ મળી હતી. આ મીટીંગમાં ૨૦ સભ્યો હાજર હતા. મીટીંગ પુરતા એક પ્રમુખની ચુંટણી કરવામાં આવી. વાદીઓ તરફથી એક માણેકલાલ મણિલાલનું નામ બોર્ડના પ્રમુખ માટે સુચવાયું અને તેને ટેકો આપવામાં આવ્યો. ત્યાર પછી પ્રતિવાદી નાં. ૧ નું નામ પ્રમુખ તરીકે સુચવાયું અને તેને ટેકો આપવામાં આવ્યો. આ ઉપરથી હાથ ઉંચા કરાવીને મત ગણતરી કરતાં ૧૦ મત માણેકલાલને અને ૧૦ મત પ્રતિવાદી નાં. ૧ ને મળેલા માલમ પડ્યાં. સભાના પ્રમુખે સરખા મત પડવાથી પોતાનો ખાસ મત પ્રતિવાદી નાં. ૧ ની તરફેણમાં આપ્યો. આ ઉપરથી વાંધો ઉઠાવવામાં આવ્યો કે બોર્ડના રેગ્યુલેશન ૩૫ જેને ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડ તરફથી મંજુરી મળી હતી તે મુજબ મત હાથની ગણતરીથી નહિ પણ બેલટથી લેવાવા જોઇએ અને તે પ્રમાણે સદરહુ ચુંટણી ગેરકાયદેસરની છે. સભાના પ્રમુખે આ વાંધો કાઢી નાંખી પ્રતિવાદી નાં. ૧ ની બોર્ડના પ્રમુખ તરીકે જાહેરાત કરી.

આ પછી વાદીઓએ પ્રતિવાદી નાં. ૧ સામે પ્રમુખ તરીકે નહિ વર્તવા અને પ્રતિવાદી નાં. ૨ સામે તેને પ્રમુખ તરીકે નહિ માન્ય રાખવા મનાઇનો દાવો આણ્યો. પ્રથમ કોર્ટે વાદીનો દાવો માન્ય રાખી પ્રતિવાદી નાં. ૧ ની પ્રમુખ તરીકેની ચુંટણી ગેરકાયદેસરની ગણી રદ કરી, અને તેને પ્રમુખ તરીકે વર્તવાની મનાઇ કરી. આ ઉપરથી પ્રતિવાદી નાં. ૧ એ અમદાવાદની ડીસ્ટ્રીકટ કોર્ટમાં અપીલ કરી, પરંતુ ડીસ્ટ્રીકટ જજે તે કાઢી નાંખવાથી સદરહુ પ્રતિવાદી નાં. ૧ એ હાઇ કોર્ટને બીજી અપીલ કરી.

પ્રતિવાદી નાં. ૧ તરફથી એવી દલીલ કરવામાં આવી હતી કે વાદીઓ જે રેગ્યુલેશન પર આધાર રાખે છે અને જે ઉપર તેમને બન્ને નીચેની કોર્ટોમાં સફળતા મળી છે તે અલ્ટ્રા વાયર્સ (બોમ્બે લોકલ બોર્ડસ્ એકટની હદની બહારનું) હોઇ ગેરકાયદેસર છે અને હકુમત વગર તે અમલમાં મુકવામાં આવ્યું છે. આ ઉપરથી હાઇ કોર્ટ બોમ્બે લોકલ બોર્ડસ્ એકટ અને સદરહુ તાલુકા લોકલ બોર્ડ તે ઉપર પોતા માટે ઘડેલા રેગ્યુલેશનો તપાસી, તે વચ્ચેનો સંબંધ ઘટાવ્યો હતો. એકટની કલમ ૩૫ પેટા–કલમ (૧) આ પ્રમાણે છે :–

"કોઇ પણ લોકલ બોર્ડ એક્ટની વિરુધ્ધ નહિ હોય એવા, નીચેની પેટા–કલમોના અમલ નીચે પોતાના કામકાજ માટેના નિયમો ઘડી શકશે."

ત્યાર બાદ કલમ ૩૫ (૨) નો પેટા કાનુન (કે) આ પ્રમાણે છે. "કોઇ ઠરાવ ઉપર જો મત લેવાયા હોય તો કયા સભ્યોએ તેની તરફેણમાં અને કોણે તેની વિરુદ્ધમાં મત આપ્યા છે તેની નોંધ રાખવી અને તે બોર્ડના કોઇપણ સભ્ય અથવા જીલ્લાના કોઇ પણ રહીશને જોવા માટે ઉઘાડી રાખવી." કલમ ૩૫ પેટા કલમ (૧) નીચે સદરહુ તાલુકા બોર્ડે ઘડેલા નિયમોમાંથી નિયમ ૩૫ આ પ્રમાણે છે:—

"સાધારણ રીતે મત હાથની ગણતરીથી લેવા, પણ જો પ્રમુખ સભાની મરજીથી નક્કી કરે તો બેલટથી લેવા. પરંતુ પ્રમુખ અને ઉપપ્રમુખની ચુંટણીમાં તો મત બેલટથીજ લેવા." નિયમ ૩૭ આ પ્રમાણે છે:— "જો મત બેલટથી લેવામાં આવે તો સભ્યો પોતાનો મત લખીને આપે. આ લખાણ ઉપર સભ્યે પોતાની સહી કરવાની નથી તેમજ પ્રમુખ અને તેણે નીમેલા બે મત ગણતરી કરનાર સિવાય કોઇએ આ લખાણ જોવાનું નથી. મતનું પરિણામ જાહેર થાય કે તરત તે કાગળોનો નાશ કરી દેવો."

આ પ્રમાણે રેગ્યુલેશન ૩૫–૩૭ અને એક્ટની કલમ ૩૫ પેટા કલમ (૨) નું પેટા કાનુન (કે) સરખાવતાં ચોખ્ખું માલમ પડે છે કે રેગ્યુલેશન ૩૫ મજકુર પેટા કાનુનની બહાર જાય છે, એટલે જો કોઇપણ સભ્યને કયા સભ્યો અમુક ઠરાવની તરફેણમાં અને કોણ તેની વિરુદ્ધમાં મત આપે છે તે જોવાનો અધિકાર હોય તો બેલટથી મત લેવાના હોઇ શકે નહિ કેમકે તેમાં તો કોણે કોને મત આપ્યો તે જોવાનું રહેતુંજ નથી.

વળી પ્રમુખની ચુંટણી માટેની સભા એ એક ખાસ સભા છે અને તેને બીજી સભાઓ અને કામકાજથી અલગ ગણવી જોઇએ એ દલીલ પણ લાગુ પડી શકતી નથી કેમકે મજકુર એક્ટથી કોઇપણ સભામાં કશો પણ ભેદ ગણવામાં આવ્યો નથી.

આ પ્રમાણે ઉપરની દલીલો ધ્યાનમાં લઇ, એક્ટ અને રેગ્યુલેશનનો પરસ્પર સંબંધ ઘટાવી, નામદાર હાઇકોર્ટે નીચેની બે કોર્ટના ચુકાદા ફેરવી નાંખી પ્રતિવાદી નાં. ૧ ના લાભમાં ચુકાદો આપ્યો હતો.

---

# થાણા જીલ્લાની સ્કુલ બૉર્ડનો ૧૯૩૫–૩૬ નો રિપોર્ટ

બોર્ડ ૧૩ પ્રાથમિક શાળાઓ ચલાવે છે; આમાંની ૫ છોકરાઓની મરાઠી શાળાઓ, ૩ છોકરીઓની મરાઠી શાળાઓ, ૨ છોકરાઓની ઉર્દુ શાળાઓ, ૧ છોકરાઓની ગુજરાતી શાળા, ૧ છોકરીઓની ગુજરાતી શાળા અને ખ્રિસ્તીઓ માટે પ્રાથમિક ઍંગ્રેજી શાળા છે. વિદ્યાર્થીઓની કુલ્લે સંખ્યા ૨,૭૪૭ છે. શહેરની કુલ્લે વસ્તી સાથે સરખાવતાં નીચે મુજબનું પ્રમાણ છેઃ–

| કોમ | કુલ વસ્તી | પ્રાથમિક શાળામાં જતા છોકરાઓનું પ્રમાણ. |
|---|---|---|
| હિંદુ | ૧૭,૯૩૧ | ૧૨.૬ |
| મુસલમાન | ૧,૬૭૪ | ૧૧.૧ |
| ખ્રિસ્તી | ૧,૪૧૩ | ૬.૪ |

તા. ૩૧–૩–૧૯૩૫ ને રોજ બધું મળીને શાળામાં છોકરીઓની સંખ્યા કુલ્લે ૧,૦૨૪ હતી તે તા. ૩૧–૩–૧૯૩૬ ને રોજ વધીને ૧,૧૧૮ થઇ તે ઉપરથી માલુમ પડશે કે કન્યા કેળવણીમાં સારી પ્રગતિ થતી જાય છે.

એજ પ્રમાણે મધ્ય અને શીડ્યુલ્ડ કોમોમાં પણ કેળવણી સારી ઝડપે પ્રસરે છે. બોર્ડ તરફથી શીડ્યુલ્ડ કોમોના છોકરાઓને ખાસ સ્કોલરશીપો પણ આપવામાં આવે છે, તેમજ તે કોમોમાં કેળવણીનો વધારો થાય તે માટે કોમોમાંથી શિક્ષકો પણ રોકવામાં આવે છે, અને તેજ હેતુથી બીજા યોગ્ય પગલાઓ પણ બોર્ડ તરફથી લેવામાં આવે છે.

મુસ્લીમ કોમમાં પણ કેળવણીની સારી પ્રગતિ છે. ખ્રિસ્તી કોમ માટે ખાસ એક ફ્રી પ્રાથમિક ઇંગ્લીશ શાળા તા. ૧–૭–૧૯૨૮ ને રોજ ખોલવામાં આવી હતી. શરૂઆતના ત્રણ ચાર વર્ષોમાં વિદ્યાર્થીઓની સંખ્યામાં ઠીક વધારો થયો, પણ ત્યાર પછી સંખ્યા તેની તેજ રહી છે. આનું કારણ એ છે કે સદરહુ શાળાને સરકારે મંજુરી આપી નથી એટલે બોર્ડનેજ તેનો બધો ખરચ કરવો પડતો હોવાથી તે અધરો પડી જાય છે; છતાં બોર્ડ ખ્રિસ્તી છોકરાઓની કેળવણી બગડે નહિ તે તરફ પુરતું લક્ષ આપે છે. શારીરિક અને ધાર્મિક શિક્ષણ લગભગ બધીજ શાળાઓમાં આપવામાં આવે છે.

મરાઠી છોકરાઓની શાળા નાં. ૧ અને છોકરીઓની મરાઠી શાળા નાં. ૪ સાથે ઍંગ્રેજી વર્ગો જોડવામાં આવ્યા છે; તેને કેળવણી ખાતા તરફથી અનુક્રમે પહેલાં ત્રણ અને બે ધોરણો શીખવવા માટે મંજુરી મળી છે.

ચાલુ વર્ષનો પ્રાથમિક કેળવણીનો કુલ્લે ખરચ રૂ. ૪૩,૭૭૧ અને ઍંગ્રેજી વર્ગનો રૂ. ૭૮૫ હતો. ચાલુ વર્ષે કેળવણી પાછળ કુલ્લે ખરચ રૂ. ૪૪,૫૬૪ થયો હતો. ગયે વર્ષે તે રૂ. ૪૩,૫૧૯ હતો.

પ્રાથમિક કેળવણી માટે થતા કુલ ખરચમાંથી હાલની સરકારની નીતિને લઇને મ્યુનિસિપાલિટીને મોટે ભાગે ખરચ કરવો પડે છે કેમકે ખરચની કેટલીક આઇટેમોને ગ્રાન્ટમાંથી બાદ કરવામાં આવી છે. વધારે શિક્ષકો રોકવા અગર નવી શાળાઓ ઉઘાડવાની દરખાસ્તોને સરકાર મંજુરી આપતી નથી, એટલે સરકારની આવી નીતિને લઇને પ્રગતિ થતી અટકી પડે છે. પ્રગતિમાં જે કાંઇ વધારો થતો જાય છે તે લોકલ ઓથોરીટી (સ્થાનિક સત્તા) ને આભારી છે.

# મુંબઇની ધારાસભામાં ઉત્તર વિભાગને લગતી અગત્યની પ્રશ્નોત્તરી

## ગુજરાતની મ્યુનિસિપાલિટીઓએ મ્યુનિસિપલ રસ્તા અને બગીચાઓના ફરી નામ પાડવા બાબત

ખા. બ. વલી બખ્શ એ. પટેલે (ઉત્તર વિભાગ) નીચે પ્રમાણે સવાલો પૂછ્યા હતા :–

(अ) ૧૯ મી ડીસેમ્બર ૧૯૩૫ ના 'ભરૂચ સમાચાર'ના ૫ મા પાના ઉપર જોવું લખાણ છે કે ભરૂચ મ્યુનિસિપાલિટીએ કેટલાક રસ્તા અને બગીચાઓના નામ ફેરવી કેટલાક પ્રખ્યાત માણસોના ઉપરથી તે નામો ફરી પાડ્યા છે; તે તરફ સરકારનું ધ્યાન ખેંચાયું છે કે ?

(ब) ગુજરાતની ઘણીખરી મ્યુનિસિપાલિટીઓએ કાંઇ પણ કારણ વગર રસ્તાઓ અને બગીચાઓના નામો ફેરવી નાંખી તેમના નવા નામો પાડ્યા છે તેની સરકારને જાણ છે કે ?

(क) આ નામો ફરી પાડવામાં જે નીતિ અખત્યાર કરવામાં આવી છે તે મ્યુનિસિપલ કાયદાની વિરૂધ્ધ છે તેની સરકારને જાણ છે કે ?

(ड) જો એમ હોય તો આ નીતિ બંધ કરવા માટે સરકાર શું પગલા લેવા ધારે છે ?

સર અલીમહમદખાન દહેલવીએ નીચે પ્રમાણે આ સવાલોના જવાબો આપ્યા હતા:

(अ) હા.

(ब) ગુજરાતની ૩૩ માંથી ૫ મ્યુનિસિપાલિટીઓએ રસ્તા અને બગીચાઓના નામમાં ફેરફાર કર્યા છે, એવી ખબર સરકારને મળી છે.

(क) ના.

(ड) સવાલ क નો જવાબ ધ્યાનમાં લેતાં આ સવાલ ઉપસ્થિત થતો નથી.

## અમદાવાદ શહેર અને જીલ્લામાં ભીના કપડા ખેતીની જમીન ઉપર સુકવવા વિગેરે માટે વપરાતી ખેતીની જમીન ઉપર બીનખેતીની જમીન ઉપર આકારાતો કર આકારવા બાબત.

મી. સાકરલાલ બાલાભાઇ (અમદાવાદ મીલ માલેકોનું મંડળ) એ આ વિષય ઉપર નીચે પ્રમાણે સવાલો પૂછ્યા હતા:

(अ) આ ઇલાકામાં જો ખેતીની જમીન ઉપર કોઇ કોઇ વખત અનાજ, કપડા અગર ઘાસ સુકવવામાં આવે તો તે ઉપર બીન-ખેતીની જમીન ઉપર આકારતો કર અગર બીજો કોઇ વધારાનો કર લેવામાં આવે છે ખરો કે ?

(બ) જો લેવામાં આવતો હોય તો તે વધારાનો કર શા દરથી લેવામાં આવે છે અને કેવી જાતની જમીન ઉપર તે લેવામાં આવે છે ?

(ક) મુંબાઇ, પુના, સોલાપુર, કરાંચી, અમદાવાદ, બેલગામ અને ધારવાડ શહેરો અને જીલ્લાઓમાં જમીન જો કોઇ કોઇ વખત કપડા, અનાજ અગર ઘાસ સુકવવામાં વાપરવામાં આવે તો તે ઉપર બીન-ખેતીની જમીનનો કર આકારવામાં આવે છે કે કેમ ?

(ડ) જો એ પ્રમાણે કર આકારવામાં આવતો હોય તો ઉપર જણાવેલા દરેક શહેરમાં તે શા દર પ્રમાણે આકારવામાં આવે છે ?

(ઇ) અમદાવાદ શહેર અને જીલ્લામાં જો કોઇ ખેતીની જમીન ઉપર કોઇ વાર ભીનું કાપડ સુકવવામાં આવે તો તે ઉપર પુરેપુરો બીન-ખેતીની જમીન ઉપર લેવાતો કર લેવો એવો સરકારે કાંઇ હુકમ આપ્યો હતો ખરો કે ?

(ફ) જો એવો હુકમ આપવામાં આવ્યો હોય તો તે હુકમ ધારાસભાના ટેબલ ઉપર મુકવામાં આવશે કે ?

(ગ) ખેતીની જમીન ઉપર કાપડ વિગેરે સુકવવું એને સરકારે બીન-ખેતીની જમીનના લીસ્ટમાં ગણ્યું છે કે કેમ ?

(હ) જો એ પ્રમાણે હોય તો તેવા હુકમની નકલ ધારાસભાના ટેબલ ઉપર મુકવામાં આવશે કે ?

(ઈ) બીન-ખેતીની જમીનના વપરાશનું કાંઇ પણ વર્ગીકરણ કરવામાં આવ્યું છે કે ?

(જ) જો એમ હોય તો એ વર્ગો કયા છે અને કાપડ, અનાજ અને ઘાસ સુકવવા માટે વપરાતી જમીન કયા વર્ગમાં મુકવામાં આવી છે ?

(ક) દરેક વર્ગો માટે શા દર રાખવામાં આવ્યા છે ?

(લ) પહેલાં બીન-ખેતીની જમીન ઉપર આકારાનો કર, પુરા કરનો ૧/૪ હતો જ્યારે હવે અમદાવાદ શહેર, પરા અને જીલ્લામાં કાપડ વિગેરે સુકવવા માટે વપરાતી જમીન ઉપર પુરેપુરો કર આકારવામાં આવ્યો છે એ વાત ખરી છે કે ?

(મ) જો એમ હોય તો એ પ્રમાણે કરવાનું કારણ શું ?

(ન) જે જમીન મ્યુનિસિપલ હદમાં આવી જાય છે તે ઉપર પણ પુરેપુરો કર લેવામાં આવે છે તેની સરકારને જાણ છે કે ?

(ઓ) સરકાર પોતાના હુકમમાં કાંઇ પણ સુધારો કરવા માગે છે કે કેમ ?

ખા. બ. ડી. બી. કુપરે આ સવાલોના નીચે પ્રમાણે જવાબો આપ્યા હતા:

(અ) હા. જો બીન-ખેતીના ઉપયોગમાં ખેતીની જમીન લેવામાં આવતી હોય તો તે ઉપર બીન-ખેતીની જમીન ઉપર લેવામાં આવતો કર લેવામાં આવે છે.

(બ) આ પ્રમાણે બીન-ખેતીની જમીન ઉપર આકારવામાં આવતા કરનો દર, જમીન કઇ જગ્યા ઉપર આવી છે તે પ્રમાણે ઓછો વત્તો આકારવામાં આવે છે.

(क) બીન–ખેતીની જમીન ઉપર આકારવામાં આવતો કર જો જમીન બીન–ખેતીના કામ માટે વાપરવામાં આવતી હોય તો અમદાવાદ શહેર અને પરામાં તેમજ અમદાવાદ જીલ્લામાં વીરમગામ શહેરમાં અને ભરૂચ અને પંચમહાલ જીલ્લાના ગોધરા તાલુકામાં લેવામાં આવે છે. મુંબાઇ શહેરમાં જમીનનો ઘણોખરો વપરાશજ બીન–ખેતીના કામ માટે થાય છે એટલે ત્યાં ખેતીની જમીન અને બીન–ખેતીની જમીન તેમજ તે પ્રમાણેના કરનો કાંઇ પણ તફાવત રાખવામાં આવ્યો નથી. એટલે મુંબઇ શહેર માટે ખેતીની જમીન જો કોઇ વખત બીન–ખેતીના કામ માટે વપરાય તો તે ઉપર બીન–ખેતીની જમીન ઉપર આકારવામાં આવતો કર આકારવામાં આવે કે કેમ એવો સવાલ રહેતો નથી.

(ड) સદરહુ શહેરોમાં આકારાતા કરના દર સન ૧૯૨૧ ના લેન્ડ રેવન્યુ રૂલ્સ નાં. ૮૧ અને ૮૨ થી મંજુર કરેલા દર પ્રમાણે આકારવામાં આવે છે.

[इ] સરકારે આ બાબતમાં કાંઇ પણ ખાસ હુકમો આપ્યા નથી.

[फ] આ સવાલ ઉપસ્થિત થનો નથી.

[ग[ હા.

[ह] એ પ્રમાણેના કાંઇ પણ હુકમો નથી, છતાં આ વિષયમાં સન ૧૮૭૯ ના લેન્ડ રેવન્યુ કોડની કલમો ૪૮ [૧] [क] અને ૪૮ [૨] જોવી.

[ई] ના.

[ज] અને [ग] ઉપસ્થિત થતા નથી.

[ल] હા.

[म] બીન–ખેતીની જમીન ઉપર જે કર આકારવામાં આવે છે તે બીન–ખેતીની જમીનની કીંમત ઉપર આકારવામાં આવે છે અને તેનો જે વપરાશ કરવામાં આવે તે ધોરણ ઉપર આકારવામાં આવતો નથી. એટલે બીન–ખેતીની જમીન ઉપર મકાન ઉભું કરવામાં આવે, અથવા તો તેને કાપડ મુકવવા માટે મીલને ભાડે આપવામાં આવે તો પણ તે ઉપર એકસરખો પુરેપુરોજ કર લેવામાં આવે છે. આમાં જો કાંઇ પણ ઓછું લેવામાં આવે તો તેનો અર્થ તો સામાન્ય કર ભરનારને ભોગે આવી છુટ મુકવામાં આવે એટલોજ થાય:

## શ્રી. ચંદુલાલ ભગુભાઇ દલાલ બી. કોમ (મુંબાઇ) ડી. પી. એ. (લંડન)

શ્રીયુત દલાલ અમદાવાદ મ્યુનિસિપાલિટીના ચીફ ઓડીટર, જેઓ તા. ૯—૯—૩૫ ને રોજ ધી લંડન સ્કુલ ઓફ ઇકોનોમીક્સ એન્ડ પોલીટીકલ સાયન્સ ફોર ધી ડીપ્લોમા ઇન પબ્લીક એડમીનીસ્ટ્રેશનમાં અભ્યાસ કરવા ઇંગ્લાંડ ગયા હતા તેઓ ત્યાંનો બે વર્ષનો કોર્સ એકજ વર્ષમાં કરી, પરીક્ષામાં સારી રીતે ઉત્તિર્ણ થઇ ડી. પી. એ. ની ડીપ્લોમા લઇ પાછા ફર્યા છે. આ સફળતા માટે અમો તેમને અભિનંદન આપીએ છીએ અને તેમની ભવિષ્યની કારકીર્દી વધુ ઉજ્વળ બને એમ ઇચ્છીએ છીએ.

શ્રી. ચંદુલાલે જે શાળામાં અભ્યાસ કર્યો ત્યાં નીચે જણાવેલ વિષયો શીખવાના હોય છે.

(અ) ફરજીઆત :—(૧) પબ્લીક એડમીનીસ્ટ્રેશન, સેન્ટ્રલ એન્ડ લોકલ

(૨) ઇકોનોમીક્સ (પબ્લીક ફાઇનાન્સ સાથે)

(૩) સોશીયલ એન્ડ પોલીટીકલ થીઅરી.

(બ) ઐચ્છિક :—નીચેના વિષયોમાંથી ગમે તે ત્રણ વિષયો લેવાના પણ દરેક ગ્રુપમાંથી એક વિષય તો લેવોજ જોઇએ.

ગ્રુપ (અ)

(૧) ઇંગ્લીશ કોન્સ્ટીટ્યુશનલ લૉ.

* (૨) ઇંગ્લીશ ઇકોનોમીક એન્ડ સોશીયલ હીસ્ટરી—સન ૧૭૬૦ થી.

(૩) ધી કોન્સ્ટીટ્યુશનલ હીસ્ટરી ઓફ ગ્રેટ બ્રીટન—સન ૧૬૬૦ થી.

ગ્રુપ (બ)

(૪) સ્ટેટીસ્ટીક્સ

* (૫) ધી હીસ્ટરી એન્ડ પ્રીન્સીપલ્સ ઓફ લોકલ ગવર્નમેન્ટ (એડવાન્સ્ડ)

* (૬) સોશીયલ એડમીનીસ્ટ્રેશન.

શ્રી. ચંદુલાલને અમદાવાદ મ્યુનિસિપાલિટીએ સદરહુ અભ્યાસ કરવા ઇંગ્લાંડ જવા માટે એક વર્ષની અડધે પગારે રજા આપી હતી. તેમણે ડીપ્લોમા મેળવવા ઉપરાંત લંડન કાઉન્ટી કાઉન્સીલ, મીડલસેક્સ કાઉન્ટી કાઉન્સીલ અને કેમ્બરવેલ બરો કાઉન્સીલના કારોબારની પધ્ધતિનો પ્રેકટીકલ અભ્યાસ પણ કર્યો છે. પબ્લીક એડમીનીસ્ટ્રેશનં અંગે આવો અભ્યાસ ઘણો અગત્યનો હોઇ કોઇ પણ સ્થાનિક સંસ્થાનો ઓફીસર અથવા નોકર આ અગર આવો અભ્યાસ કરવા બહાર જવા ઇચ્છતો હોય તો અમદાવાદ મ્યુનિસિપાલિટીની માફક જો તે સંસ્થા તેને સગવડ કરી આપે તો આવા અભ્યાસને ઘણું ઉત્તેજન મળે. આશા છે કે આવા સંજોગોમાં પોતાના ઓફીસર અથવા નોકરની ઇચ્છાને અનુમોદન આપી કોઇ પણ સ્થાનિક સંસ્થા તેને બનતી સગવડ કરી આપશે. અમે વધુમાં ઇચ્છીએ છીએ કે અમદાવાદ મ્યુનિસિપાલિટી શ્રી. દલાલની કદર કરી એમની ભવિષ્યની કારકીર્દી ઉજ્વળ બનાવવામાં સહાયભૂત થશે.

---

* શ્રી. ચંદુલાલે આ નિશાનીઓવાળા વિષયો પસંદ કર્યા હતા. આ વિષયમાં જો કોઇ પણ સખ્શને વધુ માહિતી જોઇતી હશે તો તે માટે શ્રી. ચંદુલાલ ભગુભાઇ દલાલ, ૧૩ ભારતી નિવાસ સોસાયટી, એલીસ બ્રીજ, એ સીરનામે લખવાથી પુરતી માહિતી મળી શકશે.

# સ્થાનિક સ્વરાજ્ય

(ત્રૈમાસિક)

વર્ષ ૩, અંક ૨] જાન્યુઆરી ૧૯૩૭. [ક્રમાંક ૧૦


## મદ્રાસ શહેરમાં પ્રાથમિક શિક્ષણ વ્યવસ્થા

**વિસ્તાર અને વસ્તી** :–મદ્રાસ શહેરની વસ્તી સન ૧૯૩૧ માં ૬૪૭,૨૩૦ માણસની હતી. એનો વિસ્તાર ૨૯.૩૯૬ સ્કવેર માઇલનો છે.

**મદ્રાસ કોરપોરેશન** :–ચાલુ ધારા મુજબ મદ્રાસ કોરપોરેશનના નીચે જણાવ્યા પ્રમાણે ૫૦ સભ્યો છે :—

૩૦ ચુંટાયલા.

૧૧ ખાસ સંસ્થાઓના પ્રતિનિધિઓ (૩ મદ્રાસ ચેમ્બર, ૩ મદ્રાસ ટ્રેડર્સ, ૨ સાઉથ ઇન્ડીઅન ચેમ્બર, ૩ બીજા.)

૯ સરકાર નિયુક્ત.

કુલ ૫૦

સામાન્ય ચુંટણી પછી પહેલી મીટીંગમાં કાઉન્સીલ તેઓમાંથી એકને મેયર તરીકે ચુંટી કાઢે છે. તેમાં ડેપ્યુટી મેયર અને કોઈ પ્રતિનિધિત્વ નથી.

**મદ્રાસ સીટી મ્યુનિસિપલ એક્ટ ૧૯૧૯** :–સન ૧૯૧૯ ના મદ્રાસ મ્યુનિસિપલ એક્ટમાં સુધારો વધારો કરતું એક બીલ મદ્રાસની ધારાસભામાં લાવવામાં આવ્યું છે. શીલેક્ટ કમિટિએ સુધારા કર્યા મુજબનું બીલ સરકારી તપાસ નીચે છે. હાલના બંધારણમાં એકદમ સુધારા કરી નાંખતું એ બીલ છે. તેમાં અગત્યની નવી કલમો નીચે પ્રમાણે છે.

(અ) સભ્યોની સંખ્યા વધારીને ૬૫ ની કરવામાં આવી છે.

(બ) આ ૬૫ સભ્યો ઉપરાંત સરકાર વધારેમાં વધારે ૩ ખાસ સભ્યો નીમી શકે.

(ક) ડેપ્યુટી મેયરનો હોદ્દો અમલમાં લાવવામાં આવ્યો છે.

(ડ) ઓડિટરોની નીમણુંક માટે તેમાં નિર્દેશ કરવામાં આવ્યો છે.

(ઇ) કેળવણી ખાતાના અધિકારીની નીમણુંક સરકારી ધારાધોરણ મુજબની કરવા માટે નિયમ થયો છે.

(ફ) સ્ટેન્ડીંગ કમિટિના સભ્યોની સંખ્યા ૪ થી વધારીને ૬ ની કરવામાં આવી છે.

(ગ) એંગ્લો-ઇન્ડીઅન એસોસીએશન અને મદ્રાસની યુનિવર્સિટીને પ્રતિનિધિત્વ આપવામાં આવ્યું છે.

**સત્તાઓ :**—કાઉન્સીલ, સ્ટેન્ડીંગ કમિટિઓ અને મ્યુનિસિપલ કમીસ્નર, એ ખાસ મ્યુનિસિપલ સત્તાઓ છે. એકટમાં તેઓને અપાયલી ખાસ સત્તાઓનો અને તેમની ફરજો બાબત નિર્દેશ કરવામાં આવ્યો છે. દરેક સત્તા પોતાના વર્તુળમાં સર્વોપરી સત્તા ભોગવે છે. એકટની કલમ ૨૩ (૧) માં ખાસ જણાવવામાં આવ્યું છે કે "આ એકટ અગર બીજા કોઇ પણ કાયદા મુજબ જે સત્તા સ્ટેન્ડીંગ કમિટિ અગર કમીસ્નરને આપવામાં આવી છે તેનો કાઉન્સીલ ઉપયોગ કરી શકશે નહિ." કમીસ્નરની નીમણુંક ગવર્નર તરફથી ત્રણ વર્ષ માટે કરવામાં આવે છે, પણ ફરીથી બીજા ત્રણ વર્ષ માટે એકજ સખ્શની નીમણુંક ચાલુ રાખી શકાય છે. કોરપોરેશનનો તે મુખ્ય કારોબારી અધિકારી છે. કલમ ૧૬ મુજબ તેને સોંપવામાં આવેલી સત્તા તે બીજાને સોંપી શકે છે. તેના હાથ નીચે ડેપ્યુટી અગર એસીસ્ટન્ટ કમીસ્નર નથી. સેક્રેટરીની જગ્યા હતી; પરંતુ હાલમાં તે ખાલી છે અને કોરપોરેશન હવેથી તે પુરવા માંગતું નથી. કાઉન્સીલ અને સ્ટેન્ડીંગ કમિટિઓની મીટીંગોના કામકાજ ઉપર દેખરેખ રાખનાર એક ખાસ અધિકારી છે, અને તેને "મેનેજર ઓફ મીટીંગ્સ" કહેવામાં આવે છે. સઘળા અધિકારીઓને કમિશ્નરના હાથ નીચે કામ કરવાનું હોય છે, અને તેમાં કેળવણી ખાતાના અધિકારીઓનો પણ સમાવેશ થાય છે.

**કેળવણીની સ્ટેન્ડીંગ કમિટિ :**—હાલમાં ચાર સ્ટેન્ડીંગ કમિટિઓ છે, જેમાંની એક કેળવણીની છે. તેના સાત સભ્યો છે. તે ફક્ત સલાહકાર મંડળ છે; તેને કાંઇ પણ કારોબારી સત્તા આપવામાં આવી નથી. ખાતાના ઉપરીને "એજ્યુકેશનલ ઓફીસર" કહેવામાં આવે છે, અને તેને કમીસ્નરની સીધી હકુમત નીચે કામ કરવાનું હોય છે. કમીસ્નરે તેને નીચે જણાવેલી સત્તાઓ આપી છે.

(અ) ૨૫ રૂપીઆથી વધારે પગાર હોય નહિ એવી જગ્યાઓ માટેની નીમણુંકો અને ફેરબદલીઓ કરવાની.

(બ) ૧૦૦ રૂપીઆથી વધારે ખર્ચ આવે નહિ એવી રીતે નાની વસ્તુઓ જેવી કે ફરનીચર, પુસ્તકો, નકશા વિગેરે ખરીદવાની મંજુરી આપવાની.

(ક) કેળવણી ખાતામાં નાના હોદ્દા ઉપરના માણસોને રજા વિગેરે આપવાની.

આ પદ્ધતિથી કામ બહુ સરળતાથી થતું માલમ પડ્યું છે. સભાઓ મહિને મહિને બોલાવવામાં આવે છે.

**કેળવણી પધ્ધતિ :**—મદ્રાસ ઇલાકાના કેળવણી ખાતાના કારોબારની પદ્ધતિ હિંદુસ્થાન તેમજ યુરોપની પણ સઘળી પદ્ધતિઓથી નિરાળી છે.

(क) સરકાર નિયુક્ત :—

| | |
|---|---|
| મુસ્લીમ ... ... ... | ૨ |
| દલિત કોમો ... ... ... | ૧ |
| સ્ત્રીઓ ... ... ... | ૨ |
| બીજી સંસ્થાઓનો પ્રતિનિધિ ... ... | ૧ |
| | ૬ |
| | કુલ ૨૬ |

**ડીસ્ટ્રીકટ એજ્યુકેશન કાઉન્સીલનું નાણાપ્રકરણ** :-કાઉન્સીલને સરકારી ગ્રાન્ટની ફક્ત એકજ આવક છે જે ૧૯૩૩–૩૪ ની સાલમાં રૂા. ૧,૪૨,૩૪૩ ની હતી. ઓફીસના માણસ (એક કારકુન) પાછળ થતો નાનો ખરચ બાદ કરી તે સઘળી રકમ માન્ય થયલી ખાનગી શાળાઓને ગ્રાન્ટ–ઇન–એઇડ તરીકે વહેંચી આપવામાં આવી હતી.

**કોરપોરેશનને સરકારી ગ્રાન્ટ** :–ડીસ્ટ્રીકટ એજ્યુકેશન કાઉન્સીલને રૂા. ૧,૪૨,૩૪૩ આપવા ઉપરાંત પ્રાથમિક કેળવણીના કાયદાની કલમ ૩૭ મુજબ રૂા. ૨,૭૬,૫૦૦ ની અને તેજ કલમ નીચેના કાનુન મુજબ રૂા. ૩૦,૦૦૦ ની રકમ સરકારે મદ્રાસ કોરપોરેશનને ગ્રાન્ટ તરીકે આપી હતી.

**સરકાર અને કોરપોરેશનને થતા ખર્ચની સરખામણી** :–મદ્રાસ શહેરમાં સન ૧૯૩૩–૩૪ ની સાલમાં સરકાર અને કોરપોરેશનને અનુક્રમે પ્રાથમિક કેળવણી પાછળ જે ખરચ થયો હતો તે નીચે મુજબ છે.

| સરકારને | રૂા. | કોરપોરેશનને | રૂા. |
|---|---|---|---|
| ડીસ્ટ્રીકટ એજ્યુકેશન કાઉન્સીલને ગ્રાન્ટ | ૧૪૨,૩૪૩ | જનરલ રેવન્યુમાંથી | ૨૯૬,૦૦૦ |
| કોરપોરેશનને ગ્રાન્ટ | ૨૭૬,૫૦૦ | કેળવણી કર | ૨૭૯,૦૦૦ |
| એજન | ૩૦,૦૦૦ | | |
| | | કુલ | ૫૭૫,૦૦૦ |
| કુલ | ૪૪૮,૮૪૩ | | |

એકંદર કુલ ૧૦,૨૩,૮૪૩

ડીસ્ટ્રીકટ એજ્યુકેશન કાઉન્સીલ અને મદ્રાસ કોરપોરેશનને ગ્રાન્ટ આપવા ઉપરાંત સરકાર બીજી ૨૧ શાળાઓ નિભાવે છે.

**ફરજીઆત કેળવણી** :–આખા મદ્રાસ શહેરમાં ફરજીઆત કેળવણી દાખલ કરવામાં આવી છે. ત્રણ હપ્તાથી આખા શહેરમાં ફરજીઆત કેળવણીનો પ્રસાર કરી દેવામાં

આવ્યો હતો. પહેલાં ૧ લી જુલાઇ ૧૯૨૩ થી ૪ ડીવીઝનોમાં, બીજી વાર સન ૧૯૨૭ ના જાન્યુઆરીમાં ૩ ડીવીઝનોમાં અને બાકીના ડીવીઝનોમાં બીજા એક વર્ષમાં પ્રસાર કરવામાં આવ્યો હતો. ફરજીઆત કેળવણી માટે ઉમર નીચે પ્રમાણે રાખવામાં આવી છે,

૬ થી ૧૧ વર્ષ બીન મુસ્લીમ છોકરાઓ માટે.

૮ થી ૧૩ વર્ષ મુસ્લીમ છોકરાઓ માટે.

૫ થી ૧૦ વર્ષ બધી છોકરીઓ માટે.

ઉપર જણાવેલી ઉમરના બાળકોમાંથી ૮૦ ટકા જેટલા શાળામાં જાય છે.

**પ્રાથમિક કેળવણી માટે જોઈતી સગવડો પુરી પાડવા માટે જવાબદાર સત્તાઓ** :–ઉપર જણાવવામાં આવ્યું છે કે પ્રાથમિક કેળવણી માટે કોરપોરેશનની જવાબદારી થોડીજ છે; અને આ ઉપરાંત તે માટે બીજી સત્તાઓ પણ જવાબદાર છે. નીચે સંપૂર્ણ તપશીલ આપી છેઃ—

૧ મદ્રાસ કોરપોરેશન

૨ લેબર ડીપાર્ટમેન્ટ નીચે સરકાર તરફથી ચાલતી પ્રાથમિક શાળાઓ

૩ કેટલીક માધ્યમિક શાળાઓ અને કોલેજોની પ્રાથમિક શાળાઓ

૪ ડાયરેકટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશનની સીધી દેખરેખ નીચે ચાલતી ખાસ શાળાઓ જેવી કે જ્યુનીઅર સર્ટીફાઇડ સ્કુલ્સ, ફેકટરી સ્કુલ્સ વિગેરે.

૫ ડીસ્ટ્રીકટ એજ્યુકેશન કાઉન્સીલ (મદ્રાસ)

૬ ગામડી શાળાઓ (માન્ય થયલી અને માન્ય નહિ થઇ હોય એવી)

**ઇન્સ્પેકશન અને સુપરવીઝન** :–સરકારી ઇન્સ્પેકશન કરનાર અમલદારો બધી શાળાઓનું ઇન્સ્પેકશન કરે છે; પણ કોરપોરશન પોતાની શાળાઓ માટે સુપરવાઇઝરો નીમ્યે છે. દરેક ડીવીઝનમાં એટેન્ડન્સ કમીટીઓ પણ નીમવામાં આવી છે.

**કેળવણી કર** :–મદ્રાસ શહેરમાં પ્રાથમિક કેળવણી માટે કેળવણી કર નાંખવામાં આવ્યો છે. શહેરના મકાનો અને જમીનોની વાર્ષિક કીંમત ઉપર ૧૫ ૧/૨% જેટલો કર કોરપોરેશન ઉઘરાવે છે. આમાં ૧ ૧/૪% જેટલા કેળવણીના કરનો વધારો કરતાં વાર્ષિક કુલ ૧૬ ૩/૪% જેટલો કર થવા જાય છે. સન ૧૯૩૩–૩૪ માં કેળવણી કર તરીકે રૂા. ૨,૭૯,૦૦૦ મળ્યા હતા. આટલીજ બીજી રકમ સરકાર આપે છે. સન ૧૯૩૩–૩૪ માં ઉપર જણાવ્યા પ્રમાણે સરકારને ફાળે રૂા. ૨,૭૬,૫૦૦ અને રૂા. ૩૦,૦૦૦ આપવાના આવ્યા હતા.

**વૈદકીય ઇન્સ્પેકશન** :–કોરપોરેશન શાળાઓમાં વિદ્યાર્થીઓના આરોગ્ય અને મકાનોની આરોગ્યતાભરી સ્થિતિ તરફ સારું ધ્યાન આપવામાં આવે છે. બધું મળીને ૬

સારી લાયકાતવાળા ડૉક્ટરી ઇન્સ્પેક્ટરો તેમનો સઘળો વખત આ કામ પાછળ ગાળે છે. સરકારી અને કોરપોરેશનની હોસ્પિટલોમાં મફત ઉપચાર કરવામાં આવે છે.

**શાળાઓમાં ન્હાવાની સગવડ:**—૫૯ શાળાઓ વિદ્યાર્થીઓ માટે ન્હાવા નાની ઓરડીઓ રાખે છે. ગંદા બાળકોને છુટીના વખતમાં અને શાળાના વખતમાં સુદ્ધાં શિક્ષકોની દેખરેખ નીચે નવડાવવામાં આવે છે.

**બપોરનું ખાણું:**—૮૨ શાળામાં જ્યારે શાળા ઉઘાડી હોય ત્યારે રોજ ગરીબ માબાપોના લગભગ ૪૫૦૦ બાળકોને બપોરનું ખાણું મફત આપવામાં આવ્યું હતું. સન ૧૯૩૩–૩૪ માં કોરપોરેશનને આની પાછળ રૂા. ૩૪,૩૭૮–૧૪–૧ નો ખર્ચ થયો હતો. આ ખાણું જે વિદ્યાર્થીઓની ગરીબ સ્થિતિ પુરવાર થઇ હોય અને જેમને માટે શાળાના હેડ માસ્ટરે ભલામણ કરી હોય તેમનેજ આપવામાં આવે છે. ખોરાક રાંધવા તેમજ પીરસવા માટે ખાસ માણુસો રોકવામાં આવ્યા છે. કોરપોરેશનની ૪ લૉરીઓ આ કામ માટે વપરાય છે જેમાંની ત્રણ હંમેશ વપરાશમાં રહે છે અને એક ખાસ જરૂરી અને તાત્કાળિક કામ માટે વપરાશ માટેજ રાખી મુકવામાં આવે છે. વિદ્યાર્થી દીઠ એક શેર જેટલા વજને ભાત અને કઢી આપવામાં આવે છે. આ રીતે ૪૫૦૦ શેર જેટલો ભાત રોજ રાંધવામાં આવે છે.

હોય ત્યારે સાંજે ૪ થી ૪-૩૦ સુધી બ્રૉડકાસ્ટ કરવામાં આવે છે. શાળાઓને માટે જોઇતો પ્રોગ્રામ એન્જ્યુકેશનલ ઓફીસર ઘડી કાઢે છે. ઘણું ખરૂં તેમાં સંગીત, પરચુરણ ખબરો અને આરોગ્યતા વિષે વાતચીત અને વાર્તાઓનો સમાવેશ થાય છે. ૧૩ કોરપોરેશન શાળાઓને રેડીઓ સેટ આપવામાં આવ્યા છે. મોટાઓને કેળવણી આપવા માટે પણ રેડીઓ વિચારવાલાયક સાધન છે. તેનાથી કેળવણી મળે છે તેમ નિર્દોષ આનંદ પણ મળે છે. આ માટે મદ્રાસ કોરપોરેશનને મુબારકબાદી ઘટે છે.

**પુસ્તકાલયો અને વાંચનાલયો** :–જાહેર નિર્દોષ આનંદ આપવામાં હિંદુસ્થાનની બધી મ્યુનિસિપાલિટીઓમાં મદ્રાસ કોરપોરેશન મોખરે આવે છે. દરેક નવા આવતા કાઉન્સીલરોમાં આ તત્વ જાણે મૂળબીજ સમજાયું હોય એમ લાગે છે. રેડીઓ દ્વારા જ્ઞાન, મફત ખોરાક અને મફત પ્રાથમિક કેળવણી ઉપરાંત કોરપોરેશનના નાના મકાનોમાં તેમજ ભાડે રાખેલા ઓરડાઓમાં શહેરમાં સ્થળે સ્થળે મફત પુસ્તકાલયો અને વાંચનાલયો માલમ પડે છે. કોરપોરેશન વડે ચાલતા આવા ૯ કોરપોરેશનના અને ૪૩ ખાનગી વાંચનાલયો છે.

**શાળાઓમાં ઇંગ્રેજીનું શિક્ષણ** :–મદ્રાસમાં શાળાઓમાં ઇંગ્રેજીના શિક્ષણની માંગણી વધારે છે. દરેક બાળકને ઇંગ્રેજી શીખવાની હોંસ હોય છે અને તેમના માબાપ પણ તેમને ઉત્તેજન આપે છે. કેટલાક બાળકો તો નિશાળે જવા માંડતા પહેલાંજ ઇંગ્રેજી જાણવા માંડે છે. આ માંગણી એટલી બધી છે કે કોરપોરેશનની શાળાઓમાં બીજા ધોરણથીજ ઇંગ્રેજી વાતચીત શરૂ કરવામાં આવે છે. કેટલાક શિક્ષકો વધારે ઉંચા શિક્ષણ માટે લાયક નહિ હોય તો પણ તેમને આ માટે તો તૈયાર કરવામાં આવે છે.*

* રંગુન કોરપોરેશને નીમેલા ખાસ ઓફીસરના રીપોર્ટ ઉપરથી.

# કર્ણાટક વિભાગની સ્થાનિક સંસ્થાઓની પરિષદ્—ગડગ

## તા. ૧૨-૧૨-૨૬.

### પ્રમુખઃ શ્રી. એન. એસ. કોપીકર, બી. એ. નું ભાષણ.

**શ્રી. કોટી અને અન્ય બંધુઓ;**

કર્ણાટક વિભાગની સ્થાનિક સત્તાઓની આ પરિષદ્‌ના પ્રમુખ થવાનું માન મને આપવા માટે પરિષદ્‌ની સ્વાગત સમિતિ તેમજ લોકલ સેલ્ફ-ગવર્નમેન્ટ ઇન્સ્ટીટ્યૂટનો હું આભારી છું. મારી પરિમિતતાનું જ્ઞાન હોવા છતાં આ પરિષદ્‌નું પ્રમુખસ્થાન મેં એવા *ઇરાદાથી લીધું કે વર્ષોના ગાળા પછી હું મારા કર્ણાટકી બંધુઓને મળી શકું.* હું સમજી શકું છું કે જે માન મને આપવામાં આવ્યું છે તે અંગત નથી પરંતુ ઇલાકાની મુખ્ય સ્થાનિક સત્તાનો નોકર હોવાને લીધે તે મને આપવામાં આવ્યું છે. તમે જે ખાસ પ્રશ્નોનો વિચાર આજે ચલાવવાના છો તેમાં હું કાંઇ ખાસ પારંગત નથી; પરંતુ તેનું મને માત્ર સામાન્ય જ્ઞાન છે. આમ હોવાથી હું જે કહીશ તે જીલ્લાઓની સ્થાનિક સત્તાઓના સામાન્ય હિતને લગતું હશે.

જવાબદાર હોવા છતાં આપણે મારે બહુજ થોડું કરી શકે એમ છે. એક્ઝીક્યુટીવ કાઉન્સીલના હાથમાં નાણા વ્યવસ્થા. ધારાસભામાં સરકાર નિયુક્ત સભ્યો, અને આખી પધ્ધતિમાં ગવર્નરની સત્તા, આ બધી વસ્તુઓ પ્રધાન પોતાની જવાબદારી સંપૂર્ણ રીતે અદા કરી શકે તેમાં અટકાવ નાખી રહી હતી. હવે આપણે ખરેખરૂં પ્રજાસત્તાક તંત્ર મળશે એવી ખાત્રી આપવામાં આવી છે. મધ્ય અને પ્રાંતાની સરકાર બન્નેમાં પ્રધાનોને હવે પહેલીજ વાર રાજ્યતંત્રનો વહીવટ હાથમાં લેવાનો હક મળશે, એટલે હવે તેઓ મહાન નીતિઓ ગ્રહણ કરી તેને અમલમાં લાવવા સમર્થ થશે. જે સલામતીઓને અંગે પ્રાંતાના ગવર્નરો અને ગવર્નર જનરલને વેટો (veto) ની અંતિમ સત્તા આપવામાં આવી છે તે સલામતીઓને પણ હવે ગવર્નરો અને ગવર્નર જનરલને આપાયલા 'ઇન્સ્ટ્રુમેન્ટસ્ ઑફ્ ઇન્સ્ટ્રક્શન્સ્' (Instruments of Instructions) માં નિયમિત કરવામાં આવી છે. આ ઇન્સ્ટ્રક્શન્સનું વજન પણ કાયદા જેટલુંજ હોવાથી તેમનું ઉલ્લંઘન કરવામાં આવશે એવી બીતિ રાખવાની જરૂર નથી. અલબત નવા બંધારણને લીધે સ્થાનિક સત્તાઓના ધ્યેય અને પ્રવૃત્તિઓ ઉપર કાંઇક પ્રત્યાઘાત આવશે અને તેથી તેમની સત્તા અને ફરજોમાં પુનર્રચના કરવી પડશે. તેથી જો પ્રધાન તરીકે આપણને યોગ્ય પુરૂષો મળી આવે, જેઓ દેશભક્ત હોય અને વિશાળ દૃષ્ટિવાળા હોઇ કાર્ય કરવામાં તત્પર હોય તો આપણે તેઓ તરફથી સારી આશા રાખી શકીએ, અને સ્થાનિક સત્તાઓને પણ તેમના તરફથી સારી સહાય મળે.

જોઇએ. ઘર અગર મીલ્કત વેરો આવકનું બહુ સધ્ધર સાધન છે. આ વેરાના દરમાં વખતો વખત રીતસરના સુધારા થવા જોઇએ. મુંબઇ શહેરમાં ધણીના કબજાની અગર ભાડે નહિ અપાયેલી મીલ્કતના વેરાના દરના સુધારાને લીધે હાલના નાણાની તંગીના વખ્તમાં સારી મદદ મળી હતી. વળી જે વેરા નાંખવામાં આવે તે ગમે તેટલી સખ્તાઇથી પણ વસુલ કરવા જોઇએ. ઉપરથી જોતાં તો આ એક ઘણી સામાન્ય સુચના લાગશે; પણ ઘણી મ્યુનિસિપાલિટીઓ કારોબારના આ અગત્યના અંગમાં નિષ્ફળ જાય છે એ બહુ જાણીતું છે. કર વસુલાત માટે કાયદા મુજબના સખ્ત પગલા લેવામાં આવતા નથી અને ઑડીટ નોંધમાં ચેતવણી અપાયા છતાં વેરાની વસુલ નહિ થયલી રકમમાં દિન પ્રતિદિન વધારો થવા દેવામાં આવે છે. સન ૧૯૩૫ માં ધારવાડના કલેકટરે જીલ્લાની સ્થાનિક સભાઓની પરિષદ આગળ ભાષણ કરતાં જણાવ્યું હતું કે આગલી સાલમાં ધારવાડ મ્યુનિસિપાલિટીએ ૫૮ ટકા જેટલો કર વેરો ઉઘરાવ્યો ન હતો; અને તેની આગલી સાલમાં ૮ ટકા જેટલી ઉઘરાણી બાકી પડી હતી. હુબલી મ્યુનિસિપાલિટીએ આગલા વર્ષમાં ૪૩ ટકા જેટલો કર વેરો ઉઘરાવ્યો ન હતો અને હાવેરી મ્યુનિસિપાલિટીના સંબંધમાં આ બાકી ૬૫ ટકા જેટલી હતી. આવી મોટી બાકી પડે એટલે નાણા સ્થિતિ નબળી પડેજ. તેમણે ભાર મુકીને જણાવ્યું હતું કે આવી સ્થિતિ સુધારવા માટે આ કામ સારૂ સ્વતંત્ર અને કડક કારોબારી માણસો રાખવા જોઇએ અને ચુંટાયલા પ્રતિનિધિઓએ તેમના કામમાં દખલ નાંખવી જોઇએ નહિ. આ વિષય ઉપર મને પિષ્ટપેષણ કરતો સાંભળીને તમને ઘણાને એમ સવાલ થશે કે ત્યારે મારે જે મ્યુનિસિપાલિટી સાથે સંબંધ છે તેની શી સ્થિતિ છે. સન ૧૯૩૫-૩૬ ના એડમિનિસ્ટ્રેટીવ રિપોર્ટમાં મ્યુનિસિપલ કમીશ્નર જણાવે છે કે આ કામ માટે રોકેલા માણસોની ઉઘરાવવાની શક્તિની બહારના પણ સંજોગો ધ્યાનમાં લેતાં મિલ્કત અને વાહન વેરા અંગેની કુલ ૨ કરોડ અને ૯૮॥ લાખ રૂપીઆની ઉઘરાણીમાં ફક્ત ૪·૯૯ ટકા જેટલીજ ઉઘરાણી બાકી પડી હતી. વળી તમે જાણો છો કે સ્થાનિક સંસ્થાઓની નાણા વ્યવસ્થામાં સુધારો થાય તે માટે કેટલીક સુચનાઓ થાય છે જેવી કે મોજમઝાહના સાધનો ઉપરનો કર મ્યુનિસિપાલિટીઓને આપી દેવો, અથવા તો પેટ્રોલ ઉપરના કરમાં તેમને ભાગ આપવો વિગેરે; પણ આ બધા કરતાં સૌથી સરસ રસ્તો તો એ છે કે સ્થાનિક સત્તાઓએ જાહેરને કામ લાગતા હોય એવા વ્યાપાર-ઉદ્યોગી સાહસો હાથ ઉપર લેવા; આવકમાં વધારો થાય એટલીજ મતલબથી નહિ પણ જેથી લોકોને આ સાધનો સસ્તા પડે. સન ૧૯૩૧ ના માર્ચમાં દિલ્હીમાં ભરાયલી અખિલ-ભારત સ્થાનિક સંસ્થાઓની પરિષદમાં સર ગુલામહુસેન હીદાયતુલ્લાએ આ સુચના કરી હતી અને આ માટે ગેસ પુરો પાડવો, ઇલેક્ટ્રીક લાઇટ, ઇલેક્ટ્રીક પાવર અને તે વડે ચાલતા વાહનો જેવાં કે ટ્રામ, બસ વિગેરે તથા છાપખાના, ન્યુસપેપર, બેંકો વિગેરે સુચવ્યા હતા. જે જે જગ્યાએ આ સાધનો છે તે હાલમાં બીજી કંપનીઓને કોન્ટ્રાકટથી સોંપાઇ ગએલા હશે એટલે તે શી રીતે મળી શકે તેનો સ્થાનિક સંસ્થાઓએ વિચાર કરવાનો રહેશે. પણ એમણે જણાવ્યું હતું કે જ્યાં જ્યાં આ બન્યું નથી ત્યાં સ્થાનિક સંસ્થાઓએ તે તરત દાખલ કરી દેવું જોઇએ. આ માટે બરમીંગહામ કોરપોરેશનની મ્યુનિસિપલ બેંક જે કરકસર કરી મ્યુનિસિપલ નાણા પ્રકરણને સહાય કરે છે અને શહેરીઓને મિલ્કત

થશે કે જેથી તેમાં નફો મળે અને કરો ઓછા કરી શકાય. કર ભરનારાઓ જેઓ આવું વ્યાપારી સાહસ ખેડવા તૈયાર થાય તેમને પણ નફામાંથી ભાગ આપવો પડે. હવે સ્થાનિક સત્તા અને કર ભરનાર બન્નેનો નફો પુરો પાડતા કીંમતમાં વધારો કરવો પડે એટલે સાધનોનો ઉપયોગ ઓછો થઇ પડે એ પણ વિચારવાનું રહ્યું. વળી સ્થાનિક સત્તાઓ સદરહુ સાધનો માટે જરૂરી કુશળતા ભરી દેખરેખ રાખવા માટેનો ખર્ચ કરી શકે કે કેમ તે પણ એક પ્રશ્ન છે. આવા સાધનો માટે તો શરૂઆતનો ખર્ચ અને તે માટે ઉભી કરેલી લોનના વ્યાજનો પ્રશ્ન પણ બહુ મહત્વનો રહેશે. મ્યુનિસિપલ બેંકો માટે જે સુચના છે તે બેંકની સગવડ અગર કરકસરના ઉદ્દેશથી થયલી સુચના નથી; કેમકે અહીં દરેક મ્યુનિસિપલ વિસ્તારમાં પોસ્ટલ સેવીંગ્સ બેંક અને એક અગર વધારે કો-ઓપરેટીવ બેંકો છે. આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે મ્યુનિસિપલ બેંકો સ્થાપવાની ઇચ્છા એટલાજ પુરતી છે કે તેથી હલકા દરે સારા મોટા ફંડની આશા રાખી શકાય. બેંકો તેમનું ફંડ વ્યાજના હલકા દરે ડીપોઝીટ તરીકે એકઠું કરે છે; કારણ કે ડીપોઝીટ માગે ત્યારે અગર ટુંક મુદતની ખબરથી પાછા આપવાના હોય છે અને વ્યાપારી નીતિ મુજબ તેઓને તેમના ફંડનો મોટો ભાગ એવી રીતે રાખવો પડે છે કે ડીપોઝીટરો માગે ત્યારે અગર ટુંક મુદતમાં તે આપી શકાય. જો મ્યુનિસિપલ બેંકો આ પ્રમાણે ફંડ એકઠું કરી તે બધું અથવા તેનો મોટો ભાગ જાહેર કામોમાં ખરચી નાંખે તો તેમને પાછળથી શોષવું પડે. જો કોઇ પણ કારણસર બેંક ઉપર દરોડો પડે તો હાથ ઉપરની સીલક ઉપરથી તેનો સામનો કરવો મુશ્કેલ થઇ પડે. જો તેઓ ફંડ એવી રીતે એકઠું કરે કે નાણા લાંબી મુદતે આપવાના હોય તો વ્યાજના દર વધારે આપવા પડે. સન ૧૯૨૬ માં ઇંગ્લાંડમાં ટ્રેઝરીએ નીમેલી કમિટીના રિપોર્ટમાં તેમનો સમગ્ર અભિપ્રાય એવો હતો કે મ્યુનિસિપલ બેંકો નફો તો નથી કરતી એટલુંજ નહિ પણ તેથી ઉલટો મ્યુનિસિપલ ખર્ચમાં વધારો થાય છે અને એવા જોખમો ખેડવા પડે છે કે જેથી ઉલટું મ્યુનિસિપલ નાણા પ્રકરણને જોખમમાં ઉતરવું પડે. બેંકીંગ એ બહુ કુશળતાભર્યું કામ છે અને તેનાં સફળ વહીવટ માટે તે માટે ખાસ શિક્ષિત માણસોની જરૂર પડે છે. એટલે એક સ્થાનિક સત્તા આ માટે જોઇતો ખર્ચ કરી શકે કે કેમ એ સંદેહભર્યું છે. આમ હોવાથી મ્યુનિસિપાલિટીએ જાહેર સાધનોનું સાહસ ખેડવું કે કેમ એ બહુ વિકટ પ્રશ્ન છે. જો તેઓ આ વિચારના નહિ હોય તો પછી નાણા પ્રકરણ સુધારવા માટે સ્થાનિક સત્તાઓએ સરકાર પાસે મોજમઝાહ પરના કર જેવા વધારાના સાધનો માંગવાનું રહ્યું. આપણી હવેની પ્રોવીન્શીયલ એસેમ્બલી સદંતર ચુંટાયલા પ્રતિનિધિઓની અને કદાચ જેઓને સ્થાનિક સત્તાઓની દશાનો કાંઇપણ અનુભવ હોય તેવા માણસોની હશે એટલે સ્થાનિક સ્વરાજ્યનો પ્રશ્ન હવે વધારે કુશળતાથી છણાશે.

૧૩ પ્રાથમિક કેળવણી :—સ્થાનિક સત્તાઓ આગળ જે મહત્વનો પ્રશ્ન છે તે પ્રાથમિક કેળવણીના વિકાસનો છે. સન ૧૯૨૩ ના 'પ્રાયમરી એજ્યુકેશન એક્ટ'થી પ્રાથમિક કેળવણી ઉપરનો અંકુશ સ્થાનિક સત્તાઓને આપવામાં આવ્યો હતો. સદરહુ એક્ટ મુજબ સરકાર સ્થાનિક સત્તાઓને ફરજીઆત કેળવણી માટેની યોજના રજુ કરવા ફરજ પાડી શકે. જો સરકાર કોઇ પણ યોજના મંજુર કરે તો ડેટમ લાઇન ગ્રાન્ટ એટલે સ્થાનિક સત્તાઓને અંકુશ સોંપ્યો તેની આગળના વર્ષની ગ્રાન્ટ ઉપરાંત સરકાર મ્યુનિસિપાલિટીઓને

એક જાતની સેવાજ છે. રાજ્ય ચલાવતા શીખવાની કેળવણીનું એ એક સાધન છે એમ સમજી તમો તેમાં પ્રવિણતા મેળવવા મથતા હશો. બુદ્ધિશાળી અને ખંતથી કામ કરનાર કેટલાક બીનસરકારી અમલદારો કેટલીક જગ્યાએ સ્થાનિક કાર્યોનો વહીવટ બહુ સફળતાપૂર્વક કરે છે અને તેમના કામમાં અંધાધુંધી અથવા ગેરવ્યવસ્થા જેવું કંઇ માલમ પડ્યું નથી. સન ૧૮૮૨ માં લૉર્ડ રીપને બહાર પાડેલા ઠરાવનો આશય એ હતો કે 'રાજકીય અને જાહેર કેળવણીના સાધન' તરીકે સ્થાનિક સ્વરાજ્યની સ્થાપના કરવી; અને શરૂઆતમાં આશાઓને ભાંગી નાંખે એટલુંજ નહિ પણ સ્વરાજ્યની પધ્ધતિને નામોશી લાગે એવી નિષ્ફળતા વિષે પણ તેમાં નિર્દેશ કર્યો હતો. પણ તેમાં એવી આશા બાંધવામાં આવી હતી કે "વખત જતાં સ્થાનિક વહીવટ માટે જ્ઞાન અને રસ વધતાં તે કુશળતાથી ચલાવી શકાશે." સન ૧૯૧૯ ના હિંદી સરકારના ઠરાવે ભાર મુકી જણાવ્યું કે સૌથી મહત્વનું તો એ છે કે લોકોને તેમના સ્થાનિક કાર્યોના વહીવટ માટે કેળવવા. વિશેષમાં તેમાં જણાવ્યું હતું કે "સ્થાનિક સંસ્થાઓમાં જેમ બને તેમ લોકોનું પ્રતિનિધિત્વ વધારે હોવું જોઇએ; અને તેમણે ભુલ કરીને શીખવાનું છે." આપણે સ્થાનિક સ્વરાજ્ય શું છે, અને તેના શા ફાયદા છે તે લોકોને સમજાવતા નથી એ આપણી ખામી છે. આનું ખેદજનક પરિણામ એ આવે છે કે સ્થાનિક સ્વરાજ્યના ગમે તેટલા ફાયદા હોય, પણ સામાન્ય શહેરીને તે સંબંધે ઓછીજ સમજ હોય છે અને પોતાના શહેરના સ્થાનિક સ્વરાજ્ય માટે એને ક્વચિતજ અભિમાનની વૃત્તિ થાય છે. સ્થાનિક કાર્યો તરફનું આ અજ્ઞાન લોકો, તેમના પ્રતિનિધિઓ અને તેમના કારોબારી અમલદારોને એકઠા મળવાની તક આપવાથી, અને ભાષણો, સીનેમા અને રેડીઓ દ્વારા તે સંબંધી જ્ઞાન ફેલાવવાથીજ દૂર થઇ શકે. અજ્ઞાન ઉપરાંત મતદારોમાં બેદરકારી પણ છે. લાંબે લાંબે ગાળે જે ચુંટણીઓ કરવામાં આવે છે તેથી જાહેર મતને કેળવાવાની અને લોકોને મ્યુનિસિપલ વહીવટના ફાયદા સમજવાની કાંઇજ તક મળતી નથી. એચ. જી. વેલ્સ 'આઉટલાઇન ઑફ હીસ્ટરી'માં કહે છે તેમ મતદાર, મત આપે તે પહેલાં તેણે પુરાવો સાંભળવો જોઇએ. 'મતની મત તરીકે તો કાંઇજ કીંમત નથી. પ્રાચીન સમયમાં ઇટલીમાં માણસોને મતનો અધિકાર હતો પણ તેથી તેની કોઇજ કીંમત ન હતી. જો માણસ કેળવાયલો નહિ હોય તો મતાધિકાર તેને માટે નકામોજ નહિ પણ ઉલટો હાનિકારક છે. આપણે જે આદર્શ સમાજ ઉભી કરવા માંગીએ છીએ તે સમાજ ફક્ત દેખાવનીજ નહિ પણ ભોળી અને ઠગારી સમાજને કાઢી નાંખી તેને બદલે જેનો દ્દઢાગ્રહ કેળવણીથી અંકિત હોય એવી સમાજ ઇચ્છીએ છીએ." આવી કેળવણી તેઓ સમજીને મત આપે તે માટે ખાસ જરૂરી છે. હાલમાં આવી કેળવણીની ખાસ કરીને જરૂર છે કેમકે મતદારો પોતાનો નિશ્ચય કેળવી શકતા નથી અને તેથી તેઓને મિત્રો માટે અગર કામી ઉમેદવારો માટેજ મત આપવો પડે છે. આ માટે ઉપાય એ છે કે અમુક યોજનાઓ અને પ્રવૃત્તિઓ નક્કી કરવી અને જો અમુક ઉમેદવારોને ચુંટવામાં આવે તો તેઓ તે પ્રમાણે કરવા બંધાતા હોય તો તેવાનેજ મત આપવો. જ્યાં સુધી આવો કાર્યક્રમ રચવામાં આવે નહિ ત્યાં સુધી સભ્યોમાં કાંઇ પણ ઉપયોગી કામ કરવાનો વિચાર આવશે નહિ અને ત્યાં સુધી તેઓ તેમનો વખત અને શક્તિ કાંઇ પણ ઉપયોગી કામ પાછળ નહિ વાપરતા એક બીજા સાથે નકામા વાગ્યુદ્ધમાંજ ખરચી નાંખશે.

... જાહેર મતનું કાંઈ પણ દબાણ હોય તોજ કાયાના વહીવટ કુશળતાભર્યો થઇ શકે. મુખ્ય પ્રધાન મી. બૉલ્ડવીનના શબ્દોમાં કહીએ તો મુખ્ય પ્રશ્ન એ છે કે "મધ્યવર્તી સત્તા–જાહેર અભિપ્રાય–તરફથી કારોબારી સંસ્થાને હંમેશાં તાજો ઉત્સાહ શી રીતે મળી શકે?" આ ઉપરથી સમજાશે કે આપણો ખાસ સવાલ એ છે કે લોકોમાં તેમની આરોગ્યતા અને સગવડોની જરૂરીઆતો સંબંધી ભાવના ઉત્પન્ન કરવી જેથી તેઓ તેમના પ્રતિનિધિઓ અને કારોબારી અમલદારોનું તે તરફ ધ્યાન ખેંચી શકે. આ માટે લોકોને આરોગ્યતા અને રોગો ફાટી નીકળતા કેમ અટકે તે માટેનું જ્ઞાન આપવું જરૂરી છે. આ કામ સફળતાપૂર્વક થાય તે માટે મુંબાઇમાં "હેલ્થ વીઝીટર્સ" (Health Visitors) નીમવામાં આવ્યા છે જેઓ લોકોને ત્યાં વારંવાર જઇ લોકોને આરોગ્યતાના મૂળ તત્ત્વો સંબંધી તેમનાથી સમજી શકાય એવી ભાષામાં સમજણ આપે છે અને તેમના ઘરમાં અને આસપાસ ચોકખાઇ રાખવાની તેમને ભલામણ કરે છે. આ ઉપરાંત લોકોથી સમજી શકાય એવી ભાષામાં લખાયલા આરોગ્યતાના વિષયો સંબંધી લોકોમાં ચોપાનીઆ વહેંચવામાં આવે છે. મુંબાઇ શહેરમાં આ બાબતમાં 'ધી બોમ્બે સેનીટરી એસોસીએશન' (The Bombay Sanitary Association) બહુજ ઉપયોગી કામ કરે છે. મુંબાઇના દાખલાથી પ્રેરાઇ બીજા જીલ્લાઓની માફક આ જીલ્લામાં પણ ઘણા વર્ષો ઉપર આવું એક એસોસીએશન સ્થાપવામાં આવ્યું હતું. મારા ધારવા મુજબ તેની પ્રવૃત્તિઓ હજી ચાલુ હશે અને તેમાં કાંઇક વધારો પણ થતો જતો હશે. આ કામ માટે તો દરેક શહેરમાં આવી બીન–અમલદાર સમિતિઓ અસ્તિત્વમાં આવે તો મ્યુનિસિપલ વહીવટ બહુ સરળ થઇ જાય. તેમની મદદ વડે મ્યુનિસિપલ વહીવટમાં લોકોનો સહકાર મળે કેમકે મ્યુનિસિપલ વહીવટ લોકોના સહકાર વડેજ બહુ સફળતાપૂર્વક થઇ શકે એમ છે.

૨૧ છેવટમાં હું આશા રાખું છું કે ભૂતકાળમાં મળેલી નિષ્ફળતાથી નિરાશ નહિ થતાં તમે તમારા પ્રશ્નોનો સામનો તમારા પક્ષ પક્ષના મતભેદો અને નકામા વાદવિવાદો મૂકી દઇ હિંમત અને વ્યાપારી બુદ્ધિથી કરશો; અને હવેથી તમારા સ્થાનિક સ્વરાજ્યની કુશળતા અને ઉપયોગીતામાં સુધારો અને વધારો કરવો એ તમારું એકજ ધ્યેય રહેશે. કેમકે તમારે જે લોકો જોડે કામ પડ્યું છે તેમની આરોગ્યતા, સુખ, સગવડ બલ્કે તેમનું જીવન આ પ્રશ્નો જોડેજ સંકળાયલું છે. સમાજનું ભલું કરવું અને તેના સુખમાં વધારો કરવો તેના જેવું ઉમદા અને પરમાર્થ બીજું એક પણ કામ નથી. આપણા ભાઇઓ અને બહેનોની આવી નિઃસ્વાર્થ સેવાથીજ આપણે પ્રભુની વધારે અને વધારે પાસે જઇએ છીએ અને તેથીજ પૃથ્વી ઉપર પ્રભુનું રાજ્ય સ્થપાશે. બોસાંકવેટના શબ્દોમાં પૃથ્વી ઉપર પ્રભુનું રાજ્ય એટલે સાર્વજનિક ભલા માટેજ કામ કરતા હોય એવા મનુષ્યોની સમાજ. દરેક સુધરેલ સમાજ જ્યાં માણસો હળી મળી આપ્પી મનુષ્ય જાત માટે ઉપયોગી કામ કરતા હોય ત્યાં પ્રભુનું રાજ્ય ઉતરી ચુક્યું છે એમજ સમજવું. જ્યાં બે અથવા વધારે માણસો સામાજીક ભલા માટે એકઠા થાય ત્યાં કોઇ દિવ્ય વ્યક્તિ પણ હાજર છે એમ જાણવું." આ દિવ્ય વ્યક્તિ તમને તમારી ફરજો અને જવાબદારીઓ સમજાવી, સાર્વનિક અને કણુંદિજકનિવાસીઓના ભલા માટે યત્ન કરવા તમને દોરવે એજ પ્રાર્થના!

વાર્ષિક આવકથી પાંચઘણી રકમ સુધી સરકાર તેને વ્યાજના યોગ્ય દરે અને સરળ હપ્તાથી તે ભરપાઇ કરે એવી રીતે લોન આપે છે. આમ છતાં અત્યાર સુધીનાં પરિણામમાં એ છે કે પંચાયતોએ આનો બહુ સારો લાભ લીધો નથી.

ફરજીઆત વેરા ઉપરાંત મરજીઆત વેરાનો કાળો લેવામાં આવે છે, પણ તે ઝાઝી મળતી નથી. બે ગ્રામ પંચાયતો સિવાય કોઇએ વેરો પણ નાંખ્યા નથી. આ બે ગ્રામ પંચાયતો (માંગરોળ અને કારંખા) એ તેમની આવક વધારવા માટે ઘરવેરો નાંખ્યો છે. કોઇપણ ગ્રામ પંચાયતે સરકાર પાસે લોનની માંગણી કરી નથી. ગામના પટેલ જે ગ્રામ પંચાયતના પ્રમુખો હોય છે તે અભણ અથવા સાધારણ ભણેલા હોવાથી તેઓ પંચાયતના કામકાજમાં તેમજ તેના વિકાસ અને પ્રગતિ માટે જોઇએ તેવો બુદ્ધિપૂર્વક રસ લેતા નથી.

પાણીના સાધનો માટે સરકારની નીતિ એવી છે કે નવા સાધન પુરા પાડવામાં જે ખર્ચ થાય તેનો ૧/૪ સરકાર બક્ષીસ તરીકે આપે છે, અને ૩/૪ પંચાયતને લોન તરીકે આપે છે અને તે તેને સરળ હપ્તાથી પાછો આપવો પડે છે. સન ૧૯૩૪-૩૫ ના વર્ષમાં ગ્રામ પંચાયતોની આવક અને ખર્ચ નીચે પ્રમાણે હતો.

| પ્રાન્તનું નામ. | ઓપનીંગ બેલન્સ | વાર્ષિક આવક | વાર્ષિક ખરચ | કલોઝીંગ બેલન્સ |
|---|---|---|---|---|
| વડોદરા | ૨,૦૩,૨૧૮ | ૧,૩૧,૮૪૫ | ૧,૨૪,૯૮૧ | ૨,૧૦,૦૮૧ |
| મહેસાણા | ૩,૫૨,૬૫૮ | ૯૫,૯૯૮ | ૧,૦૬,૭૦૧ | ૩,૪૧,૯૫૫ |
| નવસારી | ૧,૦૭,૦૭૮ | ૧,૦૩,૫૮૧ | ૯૪,૭૩૮ | ૧,૧૫,૯૨૧ |
| અમરેલી | ૯૪,૪૪૬ | ૩૨,૯૬૦ | ૨૫,૬૭૦ | ૧,૦૧,૭૩૬ |
| ઓખામંડળ | ૧૩,૨૬૬ | ૨૧,૧૭૪ | ૨૩,૬૫૫ | ૧૦,૭૮૫ |

પ્રાન્ત દીઠ વિગતવાર ખર્ચ નીચે પ્રમાણે હતો.

| વિગત | વડોદરા | મહેસાણા | નવસારી | અમરેલી | ઓખામંડળ |
|---|---|---|---|---|---|
| રસ્તા | ૬,૯૯૮ | ૧૪,૪૨૪ | ૪૯,૩૦૧ | ૪૨૦ | ૭૯૦ |
| કુવા. | ૮,૦૮૦ | ૩૧,૪૭૮ | ૭,૬૬૫ | ૪,૭૦૩ | ૪૯૬ |
| તળાવો | ૬૪,૫૪૪ | ૨૮,૨૬૬ | ૪,૨૪૮ | ૧૯૦ | ૧૯,૦૯૪ |
| કચેરા દૂર કરવા માટે | ૯,૦૭૨ | ૪,૨૦૭ | ૩૩૩ | ૮૩૨ | — |
| બીજાં કામો | ૩૬,૩૨૭ | ૨૮,૨૫૬ | ૩૩,૧૯૧ | ૧૯,૫૨૫ | ૩,૨૭૫ |
| કુલ | ૧,૨૪,૯૮૧ | ૧,૦૬,૭૦૧ | ૯૪,૭૩૮ | ૨૫,૬૭૦ | ૨૩,૬૫૫ |

## પ્રાન્ત પંચાયત.

રાજ્યમાં વડોદરા, મહેસાણા, નવસારી અને અમરેલીના એમ ચાર પ્રાન્ત પંચાયતો છે. તેમનું બંધારણ એવું છે કે તેમાં ૧/૩ જેટલા ચુંટાયલા અને ૧/૩ સરકાર નિયુક્ત સભ્યો હોય છે. નિયુક્ત સભ્યોમાં અર્ધા સરકારી અમલદારો અને અર્ધા બીન અમલદારો હોય છે. બીન અમલદારોમાં ઓછામાં ઓછો એક દલિત કોમમાંથી સભ્ય હોવો જોઇએ.

આ બોર્ડમાં સીધું પ્રતિનિધિત્વ છે. દરેક મહાલને વસ્તીના પ્રમાણમાં અમુક ગામોના જથ્થામાં વહેંચી નાંખવામાં આવ્યો છે અને પ્રતિનિધિઓનું પ્રમાણ ૨૫૦૦૦ માણસની વસ્તીએ એકનું છે. જુદા જુદા મહાલોમાં આવા જથ્થાઓનું પ્રમાણ ૧ થી ૪ નું છે અને જથ્થા દીઠ પ્રાન્ત પંચાયતમાં એક પ્રતિનિધિ ચુંટવામાં આવે છે. આ ઉપરાંત નીચે જણાવ્યા પ્રમાણે બીજા ખાસ વર્ગોને પણ પ્રતિનિધિત્વ આપવામાં આવ્યું છે.

| ખાસ વર્ગનું નામ | પ્રતિનિધિઓની સંખ્યા |
|---|---|
| ૧ દરેક પ્રાન્તની 'એ' અને 'બી' ક્લાસ મ્યુનિસિપાલિટી | ૩ |
| ૨ પ્રાન્તમાંના ઇનામદારો | ૧ |
| ૩ પ્રાન્તના આંકડેદાર અને મોટા જમીન ધારણ કરનારા | ૧ |
| ૪ દરેક પ્રાન્તના ચેમ્બર ઑફ કોમર્સ | ૧ |
| ૫ દરેક પ્રાન્તમાં વાર્ષિક રૂ. ૩૦ અગર વધારે ઇન્કમટૅક્સ આપનારા | ૧ |
| ૬ દરેક પ્રાન્તની કો–ઑપરેટીવ સોસાયટી | ૧ |
| | ૮ |

દરેક પ્રાન્તનો સુબો હોદ્દાની રૂએ પ્રાન્ત પંચાયતનો પ્રમુખ હોય છે; અને ઉપ–પ્રમુખ ચુંટાયલા સભ્યોમાંથી ચુંટી કાઢવામાં આવે છે. દરેક પંચાયતમાં નીચે પ્રમાણે સભ્યો છે.

| પ્રાન્તનું નામ | સભ્યોની સંખ્યા ચુંટાયલા | અધિકારી | બીન–અધિકારી | કુલ |
|---|---|---|---|---|
| વડોદરા | ૩૪ | ૯ | ૯ | ૫૨ |
| મહેસાણા | ૪૨ | ૯ | ૧૨ | ૬૨ |
| નવસારી | ૨૬ | ૭ | ૭ | ૪૦ |
| અમરેલી | ૧૯ | ૫ | ૫ | ૨૯ |
| ઓખામંડળ | ૧૦ | ૪ | ૨ | ૧૬ |
| કુલ | ૧૩૦ | ૩૪ | ૩૫ | ૧૯૯ |

ગામને ઉપયોગી થઇ પડે અને જેનો ખર્ચ રૂ. ૫૦૦ ની ઉપર આવે એવા કામો પ્રાન્ત પંચાયતોએ કરવાના હોય છે. લોકલ સેસની ૧૨ પાઇમાંથી ફક્ત ૫ પાઇજ પ્રાન્ત પંચાયતો પાસે રહે છે કેમકે ૪ પાઇ તેમને પ્રાથમિક કેળવણીના ખર્ચ અંગે સરકારને આપવી પડે છે. ૧ પાઇ દર વર્ષે આરોગ્યતા માટે રાખવાની હોય છે અને ૨ પાઇ ગ્રામ પંચાયતોને આપવાની હોય છે. હાલમાં પ્રાન્ત પંચાયતોનો મુખ્ય ખર્ચ રસ્તાઓ અને પાણીના સાધનો માટે થાય છે. દવાખાનાઓની દેખરેખ અને અંકુશ સરકારે પોતે લઇ વૈદકીય ખાતામાં રાખ્યો હોવાથી આરોગ્યતા પાછળ બહુ ઓછો ખરચ કરવાનો હોય છે અને આથી પહેલાં જે ખરચ કરવો પડતો તેમાં સારો બચાવો થાય છે. ગામડાંઓમાં પાણી પુરું પાડવાની પ્રાન્ત પંચાયતોની મુખ્ય ફરજ છે. સન ૧૯૩૪–૩૫ માં પ્રાન્ત પંચાયતોના વાર્ષિક ખર્ચ નીચે મુજબ હતા.

## પ્રાન્ત પંચાયતોના નામ.

| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|---|
| આવકના સાધન | વડોદરા | મહેસાણા | નવસારી | અમરેલી | ઓખા મંડળ |
| ૧ રીઝર્વ ફંડમાંથી ઉપાડ્યા | ૮૧,૧૧૨ | ૫૦,૦૦૦ | ૮૭,૭૪૨ | ... | ... |
| ૨ લોકલ સેસ | ૩,૩૯,૬૮૭ | ૨,૬૯,૩૮૧ | ૧.૪૭,૮૭૦ | ૭૩,૩૩૫ | ૨,૦૮૫ |
| ૩ ગયા વર્ષની બાકી ચાલુ સાલમાં મળી | ............ | ... | ... | ... | ... |
| ૪ વ્યાજ | ૨૦,૯૮૧ | ૧૨,૧૩૭ | ૭,૦૬૪ | ૩,૨૦૭ | ... |
| ૫ ભાડુ, દંડ વિગેરે | | ૧૬,૩૪૦ | ૨,૦૮૬ | ૬૯૯ | ૯૨૦ |
| પરચુરણ આવક | ૯,૧૮૯ | | | | |
| ૬ સરકારી ગ્રાન્ટ | ૮૦,૦૫૫ | ૫૪,૩૬૭ | ૨૪,૩૬૯ | ૭,૬૦૯ | ... |
| ૭ બક્ષીસ | ૪,૯૨૭ | ૬.૪૩૩ | ૫.૦૫૦ | ... | ... |
| ૮ સુધરાઇ તરફથી | ૧,૯૦૭ | ૫,૬૯૭ | ... | ૧૨૦ | ... |
| ૯ સરકારી કામ કરાવવા સાટે પી. ડબલ્યુ. ડી. તરફથી... | ... | ... | ... | ... | ... |
| કુલ | ૫,૩૭,૮૫૮ | ૪,૧૪,૩૫૫ | ૨,૭૪,૧૯૧ | ૮૪,૯૭૦ | ૩,૦૦૫ |
| **ખર્ચની વિગત** | **વડોદરા** | **મહેસાણા** | **નવસારી** | **અમરેલી** | **ઓખા મંડળ** |
| ૧ રસ્તા, નવા તથા સમારકામ | ૭૨,૯૯૭ | ૬,૯૩૮ | ૬૩,૩૬૫ | ૧,૯૪૩ | ... |
| ૨ જાહેર મકાનો | ૨૪,૯૦૬ | ૩૨,૭૯૭ | ૫,૭૩૦ | ૬,૩૦૨ | ૫૪૬ |
| ૩ પાણીના સાધન | ૯૨,૧૦૭ | ૧,૦૭,૨૯૫ | ૧૫,૪૨૧ | ૨,૩૩૮ | ૮૭૦ |
| ૪ બે પાઇ લેખે ગ્રામ પંચાયતને લોકલ સેસ | ૫૩,૬૧૮ | ૪૨,૧૮૭ | ૨૭,૬૬૮ | ૧૧,૨૦૧ | ... |
| ૫ ઝાડ રોપણી | ૩,૩૭૯ | ૫,૩૨૧ | ૧,૮૪૫ | ૩,૬૨૭ | ... |
| ૬ દવાખાના | ૧૩,૮૦૯ | ૧૭,૨૪૯ | ૧૩,૮૩૧ | ૯.૭૬૮ | ... |
| ૭ જાહેર મકાનોની દેખરેખ | ૮૬૦ | ૬૬૪ | ... | ૧,૪૩૯ | ૧૧૦ |
| ૮ કેળવણી | ૧,૪૧,૧૬૨ | ૧,૦૪,૯૮૮ | ૫૬,૫૬૪ | ૨૮,૨૫૨ | ૨૦૦ |
| ૯ શીતળા | ૧૦,૯૪૮ | ૧૨,૬૫૦ | ૫,૫૫૫ | ૨,૮૯૨ | ૪૨૭ |
| ૧૦ આરોગ્યતા | ૬,૬૪૪ | ૩,૩૭૧ | ૬,૩૪૨ | ૧,૭૮૭ | ૬ |
| ૧૧ ખેતીવાડી | ૧,૮૭૯ | ... | ... | ... | ... |
| ૧૨ રીલીફ વર્કસ | ૫,૭૭૩ | ૫,૯૦૬ | ૨,૪૬૩ | ૯,૪૫૪ | ... |
| ૧૩ પ્રદર્શન વિગેરે જાહેર સારૅના કામો | ......... | ... | ૬,૯૦૦ | ૩૬૫ | ... |
| ૧૪ નોકર વર્ગ | ૩૦,૫૭૩ | ૨૦,૨૪૩ | ૨૧,૦૧૧ | ૯.૧૨૬ | ૧,૨૧૯ |
| ૧૫ જમીનના બદલામાં | ૯૯ | ૩૨૪ | ... | ૨૬૭ | ... |
| ૧૬ પંચાયતના કામો કરવા બદલ સરકારને | ......... | ... | ... | ... | ... |
| ૧૭ મ્યુનિસિપાલિટીઓને | ૯,૮૯૮ | ૮,૦૬૯ | ૩,૪૯૧ | ૨,૭૬૬ | ... |
| ૧૮ ડેડ સ્ટોક | ૧,૬૬૮ | ... | ૭૪ | ૯૦ | ... |
| ૧૯ પરચુરણ | ૧,૨૧૬ | ૨૪,૧૯૮ | ૭,૩૫૫ | ૨,૩૩૧ | ૧૨ |
| કુલ | ૪,૭૧,૭૩૬ | ૪,૩૮,૬૬૬ | ૨,૩૨,૬૨૦ | ૯૩,૮૯૮ | ૩,૩૮૫ |

પ્રાન્ત પંચાયતો ગ્રામ પંચાયતો તરફ હાલમાં સારૂં લક્ષ આપતી નહિ હોવાથી ગ્રામ પંચાયતોની પ્રગતિમાં ખાસ વધારો થતો નથી. પ્રાન્ત પંચાયતો ગામડાઓના કામકાજમાં રસપૂર્વક ભાગ લે અને ગ્રામ પંચાયતો સાથે હળી મળી તેમની પ્રગતિ તરફ ધ્યાન આપે એવી સરકારની આશા છે. વર્ષો પ્રાન્ત પંચાયતોની પરિષદ્ બોલાવવામાં આવે અને તેમાં તેમના વિકાસ વિષે ચર્ચાઓ થાય તે માટે પણ સમય આવી લાગ્યો છે. હાલમાં તો પ્રાન્ત પંચાયતનું ક્ષેત્ર બહુજ સંકુચિત છે.*

## સુરત અને પુના શહેરોમાં પ્રાથમિક કેળવણીની વ્યવસ્થા

**સ્કુલ્સ્ બોર્ડ** :–સ્કુલ બોર્ડમાં ૧૨ સભ્યો હોય છે, જેમાંના ૩ ને સરકાર નીમે છે. બાકીના ૯ સભ્યો ખાસ વર્ગોના પ્રતિનિધિઓ હોય છે, તેઓ મ્યુનિસિપલ બોર્ડ તરફથી ચુંટી કાઢવામાં આવે છે, પણ આ ચુંટણી તેના સભ્યોમાંથી કરવામાં આવે છે એવું નથી. વાસ્તવિક રીતે જોતાં બન્ને મ્યુનિસિપાલિટીઓના સ્કુલ્સ્ બોર્ડમાં તેના સભ્યો કરતાં બીન સભ્યોજ વધારે છે. સ્કુલ્સ્ બોર્ડ પોતાના સભ્યોમાંથી પોતા માટે એક પ્રમુખ ચુંટી કાઢે છે. સ્કુલ્સ્ બોર્ડની મુદત મ્યુનિસિપાલિટીની મુદતને લગતી ત્રણ વર્ષનીજ હોય છે. મ્યુનિસિપાલિટીની સામાન્ય દેખરેખ હેઠળ સ્કુલ્સ્ બોર્ડનો કેળવણી વિષયક બધી બાબતો ઉપર સ્વતંત્ર અધિકાર છે. પણ 'સામાન્ય દેખરેખ' શબ્દનો અર્થ અચોક્કસ હોવાથી વખતો વખત ઘણી અડચણો ઉભી થાય છે. સરકારે કેટલાક સરક્યુલર અને તે સંબંધી સમજુતીથી એ શબ્દોનો અર્થ નક્કી કરવાનો પ્રયાસ કર્યો છે, છતાં હજી તેના અર્થમાં મતભેદજ પડયા કરે છે. છતાં તેનો ઇરાદો શું હોઇ શકે તે સમજાયું છે અને સ્કુલ્સ્ બોર્ડનો નિર્ણય ભાગેજ ફેરવવામાં આવે છે.

**ફરજીઆત કેળવણી** :–બન્ને શહેરોમાં ફરજીઆત કેળવણી છે, સુરતમાં તો તેની સન ૧૯૨૦ થી શરૂઆત થઇ હતી.

**નાણા પ્રકરણ** :–બન્ને મ્યુનિસિપાલિટીઓને સન ૧૯૩૩–૩૪ માં કેળવણી અંગે જે ખર્ચ થએલો અને બન્નેને સરકાર તરફથી જે ગ્રાન્ટ મળેલી તે અનુક્રમે નીચે મુજબ છે.

| | | | | |
|---|---|---|---|---|
| પુના શહેર | કેળવણી અંગે ખર્ચ | ૩,૧૫,૨૪૪ | સરકારની ગ્રાન્ટ | ૧,૨૦,૩૧૩ |
| સુરત શહેર | ,, | ૨,૨૯,૩૩૪ | ,, | ૯૧,૩૯૬ |

સરકાર તરફથી મળતી ગ્રાન્ટનો આંકડો ગમે તે આવે પણ જે મુદ્દાને અનુસરીને તે આપવામાં આવે છે તે એકજ છે કે પ્રાથમિક કેળવણી ઉપર જે વધારાનો કુલે ખરચ થાય (પછી તે એકજ વાર થાય એમ હોય કે ફરી ફરીને થનાર હોય) તેનો અર્ધો ભાગ આપવો.

**છોકરાઓને તેડવા મુકવા જનાર સ્ત્રીઓ** :–પુના સ્કુલ બોર્ડ આવી સ્ત્રીઓને રોકી છે. તેઓ છોકરાને નિશાળે તેડી લાવી પાછા ઘેર મુકી આવે છે. સન ૧૯૩૩–૩૪ માં પુના મ્યુનિસિપાલિટીએ આવી ૫૬ સ્ત્રીઓ રોકી હતી.

**વસ્તી** :–સુરતની વસ્તી દોઢ લાખ જેટલી છે, પુનાની વસ્તી આથી કંઇક વધારે છે.

**મ્યુનિસિપાલિટીઓ** :–બન્ને મ્યુનિસિપાલિટીઓમાં ૫૦ સભ્યો છે અને બન્નેના વહીવટની પદ્ધતિ મુંબાઇ કોર્પોરેશનના વહીવટની પદ્ધતિને ઘણેભાગે મળતીજ છે; જો કે જે કાયદા નીચે (સન ૧૯૨૫ નો બોમ્બે મ્યુનિસિપલ બરોઝ એક્ટ) તેઓ અસ્તિત્વમાં આવી છે તે જુદોજ છે. સ્ટેન્ડીંગ કમીટી જે મુખ્યત્વે કારોબારી અને વહીવટી કમીટી છે, તે મુંબાઇ શહેરની સ્ટેન્ડીંગ કમીટીની માફકજ કામ કરે છે. મુખ્ય કારોબારી અમલદારને ચીફ ઓફીસર કહેવામાં આવે છે.

* વડોદરા રાજ્યની ગ્રામ અને પ્રાન્ત પંચાયતોના સન ૧૯૩૪–૩૫ ના રિપોર્ટ ઉપરથી.

# લોકલ બોર્ડ, ગ્રામ પંચાયત, મ્યુનિસિપલ બરો અને ડીસ્ટ્રીકટ મ્યુનિસિપલ કાયદાની રૂએ થયલી નીમણુંકો અને ચુંટણીઓ.

તા. ૨૨-૧૦-૧૯૩૬ થી તા. ૧૧-૨-૧૯૩૭ સુધી

## સારીબુજરંગ અને અમલસાડ (જલાલપુર)

તા. ૧૪ મી અક્ટોબર ૧૯૩૬ થી સુરત જીલ્લાના જલાલપુર તાલુકાના સારીબુજરંગ ગામની અને અમલસાડ ગામની સર્વે નંબર ૭૭૦+૭૭૧–अ/૧, ૭૭૦+૭૭૧–अ/૨, ૭૭૦ ब + ૭૭૧ ड, ૭૭૧ ब, ૭૭૧ क, ૭૪૭ अ, ૭૪૭ ब, ૭૫૦ अ, ૭૫૦ ब, ૭૫૦ क, ૭૫૦ ड, ૭૫૦ इ, ૪૪૭, ૪૪૬ अ, ૪૪૬, ૭૫૨, ૭૫૧, ૭૬૭ अ, ૭૬૭ ब, ૭૬૭ क, ૭૬૮ अ, ૭૬૮ ब, ૭૬૮ क, ૭૬૯ अ, ૭૬૯ ब. માં આવી જતી મહેસુલી જમીનને સન ૧૯૩૩ ના ગ્રામ પંચાયતના કાયદા પ્રમાણેનું ગામ ગણવામાં આવશે.

સુરત જીલ્લાના અમલસાડ તાલુકાના સારીબુજરંગ ગામમાં સ્થપવાની ગ્રામ પંચાયતની પહેલી મીટીંગ મળે તે તારીખથી સદરહુ ગામને સન ૧૮૮૯ ના મુંબાઇ ગ્રામ આરોગ્યતા ખાતાનો ભાગ બીજો લાગુ પડતો બંધ થશે.

## કછોલી (જલાલપુર) ગ્રામ પંચાયત.

મી. છોટુભાઇ મોતીરામ મી. ખુમચંદ દુલ્લાભજીએ રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ જલાલપુર તાલુકાના કછોલી ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## અકોટી, કલસાડ, રૂવા અને ભરમપોર (બારડોલી)

તા. ૨૦ મી ઓકટોબર ૧૯૩૬ થી સુરત જીલ્લાના બારડોલી તાલુકાના અકોટી અને કલસાડ (અકોટી ગ્રુપ), તેમજ રૂવા અને ભરમપોર (રૂવા ગ્રુપ) ગામોની મહેસુલી જમીનને સન ૧૯૩૩ ના ગ્રામ પંચાયતના કાયદા પ્રમાણેનું ગામ ગણવામાં આવશે.

## મઢી (બારડોલી)

તા. ૨૦ મી ઓકટોબર ૧૯૩૬ થી સુરત જીલ્લાના બારડોલી તાલુકાના મઢી ગામની મહેસુલી જમીનને સન ૧૯૩૩ ના ગ્રામ પંચાયતના કાયદા પ્રમાણેનું ગામ ગણવામાં આવશે.

## મેમદાવાદ મ્યુનિસિપાલિટી

નીચેનાં ગૃહસ્થોને ખેડા જીલ્લાની મેમદાવાદ મ્યુનિસિપાલિટીના સભ્યો નીમ્યા છે.

(૧) મેમદાવાદના મામલતદાર (હોદ્દાની રૂએ.)

બીજાઓ.

(૨) ખાનસાહેબ અદુભાઇ સાહેબભાઇ

(૩) રેવરન્ડ એ. હેલ્ફરસ.

## મહુધા (નડિઆદ) ગ્રામપંચાયત

મી. બુલેખાન મહમદખાન પઠાણ, મી. ચતુરભાઇ ચેલાભાઇ પટેલ મહેસુલ પટેલ નીમવાથી રાજીનામુ આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ નડીઆદ તાલુકાના મહુધા ગામની ગ્રામ પંચાયતના સભ્ય ચુંટાયા છે.

## ચીખલોદ (કપડવંજ) ગ્રામપંચાયત.

નીચેના ગૃહસ્થો કપડવંજ તાલુકાના ચીખલોદ ગામની ગ્રામ પંચાયતના તા. ૧ લી નવેમ્બર ૧૯૩૬ થી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

(૧) ચીખલોદના મહેસુલ પટેલ (હોદ્દાની રૂએ)
(૨) મી. મગનભાઇ નાથાભાઇ પટેલ
(૩) ,, બેચરભાઇ વરધાભાઇ પટેલ
(૪) ,, સનાભાઇ સામળાભાઇ પટેલ
(૫) ,, નાથાભાઇ ધરમદાસ પટેલ
(૬) મી. બેચરભાઇ કાળીદાસ પટેલ
(૭) મી. અરજનભાઇ સદાભાઇ ગોહેલ
(૮) મી. નાથાભાઇ રૂમાલભાઇ કોટવાળ
(૯) ,, દલાભાઇ રાયજીભાઇ કોટવાળ
(૧૦) ,, ફતાભાઇ રૂમાલભાઇ પગી.
(૧૧) ,, પુનાભાઇ જેઠાભાઇ પગી

## અન્તીસાર (કપડવંજ) ગ્રામપંચાયત.

નીચેના ગૃહસ્થો કપડવંજ તાલુકાના અન્તીસાર ગામની ગ્રામ પંચાયતના તા. ૧ લી નવેમ્બર ૧૯૩૬ થી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

(૧) અન્તીસારના મહેસુલ પટેલ (હોદ્દાની રૂએ)
(૨) મી. રણછોડભાઇ માનજીભાઇ પટેલ
(૩) ,, જેઠાભાઇ ગોપાળભાઇ પટેલ
(૪) ,, મગનભાઇ નાથાભાઇ પટેલ
(૫) ,, મગનભાઇ ત્રીકમભાઇ પટેલ
(૬) મી. સામળભાઇ કાળીદાસ જોશી
(૭) ,, મહોબતસીંગ ગભીરસીંગ ગોહેલ
(૮) ,, છત્રા મીયા ઉમરાવ મીયા મલેક
(૯) ,, અહમદબેગ દીલદારબેગ મીરઝા
(૧૦) ,, જમાલ મીઆ હમીર મીઆ મલેક
(૧૧) ,, ફુલાજી નાથાજી પગી

## ગોલવડ-બોરડી (દહેણુ) ગ્રામ પંચાયત

મી. ખુપીઆ લાલા સુરતીને મી. જોગી બાલુના મરણને લીધે તેની ખાલી પડેલી જગ્યાએ દહેણુ તાલુકાના ગોલવડ-બોરડી ગામની ગ્રામ પંચાયતના તેની તા. ૧ લી મે ૧૯૩૬ થી શરૂ થતા ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## ખરસાડ (જલાલપોર)

નીચેના સખ્શો જલાલપોર તાલુકાના ખરસાડ ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

(૧) મી. દોલતરાવ નારણજી
(૨) ,, ગોવનજી ડાહ્યાભાઇ
(૩) ,, વસનજી કસનજી
(૪) ,, દોલતરાય કલ્યાણજી
(૫) ,, ઘેલાભાઇ ગોપાળજી
(૬) મી. મણીભાઇ રણછોડજી
(૭) ,, છીબા ડાહ્યા
(૮) ,, મોરારજી રામભાઇ
(૯) ,, પ્રાણભાઇ ડાહ્યાભાઇ

ખરસાડના મહેસુલ પટેલ હોદ્દાની રૂએ પંચાયતના સભ્ય ગણાશે.

નીચેના સખ્શોને સદરહુ ગ્રામ પંચાયતના તેના ચુંટાયલા સભ્યોની મુદત જેટલીજ મુદત માટે સભ્યો નીમવામાં આવ્યા છે.

(૧) મી. ભીખા ભાણા
(૨) મી. ધનજી કાળીઆ

## ગોઠણ (ઓરપાડ) ગ્રામ પંચાયત

નીચેના સખ્શો ઓરપાડ તાલુકાના ગોઠણ ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

(૧) મી. નરોતમભાઇ દામોદરદાસ
(૨) ,, મોહનસીંગ હિંમતસીંગ
(૩) ,, ખંડુભાઇ શંકરજી
(૪) ,, રણછોડભાઇ હીરાભાઇ
(૫) મી. ભગુભાઇ પ્રાણભાઇ
(૬) ,, ઇચ્છુભાઇ કુબેરભાઇ
(૭) ,, રતનજી બાબરજી

ગોઠણના મહેસુલ પટેલ હોદ્દાની રૂએ પંચાયતના સભ્ય ગણાશે.

## બાદલપુર (કલ્યાણ) ગ્રામ પંચાયત

મી. શ્રીકૃષ્ણ પાંડુરંગ ઓક, મી. નારાયણ ગોવિંદ ચાફેકરે રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ કલ્યાણ તાલુકાના બાદલપુર ગામની ગ્રામ પંચાયતના તેની હાલમાંની ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## દાહોદ તાલુકા લોકલ બોર્ડ

ઝાલોદ મહાલના મહુડી ગામના મી. શામજી કાનજી પટેલ મી. વાઘજીભાઇ ગોપાળભાઇના મરણને લીધે તેમની ખાલી પડેલી જગ્યાએ દાહોદ તાલુકા લોકલ બોર્ડના તેની હાલમાંની ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય નીમાયા છે.

## ધોળકા તાલુકા લોકલ બોર્ડ

મી. નાથાલાલ માણેકલાલ શેઠ મી. મગનલાલ જેચંદ બીનલાયક ઠરવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ જખ્ખાડાની બીન-મુસ્લીમ કોન્સ્ટીટ્યુએન્સી તરફથી ધોળકા તાલુકા લોકલ બોર્ડના તેની હાલમાંની ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

નીચેના સભ્યો અમદાવાદ ખરો મ્યુનિસિપાલિટીના ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

## બીન મુસ્લીમ કોન્સ્ટીટ્યુએન્સી

### ૧ ખાડીઆ

(૧) મી. બળવંતરાય પરમોદરાય ઠાકોર બી. એ. એસ. ટી. સી.
(૨) ,, નંદલાલ ચુનીલાલ બોડીવાલા
(૩) ,, નટવરલાલ ગોવીંદલાલ શાહ બી. એ. એલ. એલ. બી.
(૪) ,, ચીમનલાલ ચુનીલાલ પરીખ બી. એ. એલ.એલ. બી.
(૫) ,, ડાહ્યાભાઇ મોતીલાલ પટેલ બી. એ.
(૬) ,, રમણીકલાલ કૃષ્ણલાલ શેર દલાલ
(૭) ,, રમણીકલાલ સુંદરલાલ ભટ.

### ૨ કાળુપુર

(૧) મી. લાલભાઇ ગટાભાઇ
(૨) ,, લક્ષ્મીચંદ માધવજી જાડાવાળા
(૩) ,, મણીલાલ ચતુરભાઇ શાહ એમ. એ. એલ.એલ. બી.
(૪) ,, અરજુનલાલ ભોગીલાલ લાલા
(૫) ,, સારાભાઇ છોટાલાલ કાશી પારેખ
(૬) ,, કાળીદાસ જસકરણ ઝવેરી. બી. એ. એલ.એલ. બી.

### ૩ દરીઆપુર

(૧) ડૉ. રતીલાલ ચીમનલાલ સ્વામીનારાયણ. એમ. બી. બી. એસ.
(૨) મી. ચીમનલાલ રણછોડલાલ
(૩) ,, મોતીલાલ મગનલાલ કોન્ટ્રાક્ટર
(૪) ,, રામભાઇ વલ્લભભાઇ

### ૪ શાહપુર

(૧) મી. દોલતરામ ઉમેદરામ શાહ. બી. એ. એલ.એલ. બી.
(૨) ,, માણેકલાલ ભોગીલાલ પટેલ
(૩) ,, ચંદુલાલ મોહનલાલ શાહ
(૪) ,, દાદુભાઇ મુલ્લાજીભાઇ અમીન

### ૫ જમાલપુર

(૧) મી. કૃષ્ણાચાર્ય રામાનુજાચાર્ય પંડીત
(૨) ,, રમણલાલ આનંદલાલ જાની

(૩) ,, ગણેશ વાસુદેવ માવલંકર બી. એ. એલ.એલ. બી.
(૪) ડૉ. એ. એન. ટંકારીઆ એલ. એમ. એન્ડ એસ.
(૫) ,, નટવરલાલ અંબાલાલ પાઠક એમ. બી. બી. એસ.

## ૬ દરીઆપુર-કાઝીપુર

(૧) મી. ત્રીકમલાલ જમનાદાસ વકીલ. બી. એ. એલ.એલ. બી.
(૨) ,, ચંદુલાલ શામળદાસ પટેલ
(૩) ,, છોટાલાલ પરશોતમદાસ પટેલ
(૪) , ખંડુભાઇ કસનજી દેસાઇ

## ૭ સરસપુર

(૧) મી. ગુલઝારીલાલ બી. નંદા. એમ. એ. બી. એલ.
(૨) ,, જીવણલાલ આશારામ પટેલ

## ૮ ગોમતીપુર

(૧) મી. મણીલાલ નાથાલાલ
(૨) ,, શંકરલાલ પ્રાણલાલ
(૩) ,, શ્યામપ્રસાદ રૂપશંકર વસાવડા એમ. એ.

## મુસ્લીમ વોર્ડ.

## ૧ ઉત્તર અમદાવાદ

[૧] મી. મુસ્તફા મીઆ બડા મીઆ પીરણુવાળા
[૨] ,, ફઝુલ મીઆ છોટુ મીઆ હકીમ
[૩] ,, ગુલામઅલી વલીમહમદ મોમીન
[૪] ,, મહમદ હબીબ અબ્દુલકાદર વલીઉલ્લા
[૫] ,, અબદુલ રહેમાનખાન કરીમખાન રીસાલદાર. એમ. એલ. સી.
[૬] ,, ખાનસાહેબ ખુદીઆરખાન અશક હુસેનખાન પઠાણ

## ૨ દક્ષિણ અમદાવાદ

[૧] મી. મુસ્તફા મીઆ બાવા મીઆ કાદરી
[૨] ,, સફદરહુસેન સૈયદઅહમદ બુખારી
[૩] ,, મહમદ શરીફ અલારખજી છીપા
[૪] ,, મુરાજી ઇમામજી

## પછાત કોમ વોર્ડ

(૧) મી. દુધાભાઇ ત્રીકમજી
(૨) ,, નારણભાઇ રણછોડભાઇ ચૌહાણ
(૩) ,, કેશવજી રણછોડજી વાઘેલા

## બોરભાઠા (અંકલેશ્વર) ગ્રામ પંચાયત

મી. છીતા હીરા મી. હોરમસજી ફરદુનજીએ રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ અંકલેશ્વર તાલુકાના બોરભાઠા ગામની ગ્રામ પંચાયતના તેની હાલમાંના ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## અંતરોલી (કપડવંજ) ગ્રામ પંચાયત

મી. માર્ક પુંજાભાઈને કપડવંજ તાલુકાના અંતરોલી ગામની ગ્રામ પંચાયતના તા. ૧ લી ડીસેમ્બર ૧૯૩૬ થી ત્રણ વર્ષની મુદત માટે સભ્ય નીમવામાં આવ્યા છે.

નીચેના ગૃહસ્થો કપડવંજ તાલુકાના અંતરોલી ગામની ગ્રામ પંચાયતના તા. ૧ લી ડીસેમ્બર ૧૯૩૬ થી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

(૧) અંતરોલીના મહેસુલ પટેલ
(૨) મી. મણીલાલ રણછોડભાઈ ઉર્ફે રાયજીભાઈ
(૩) ,, હેમાજી લાખાજી પરમાર
(૪) ,, હરમાનભાઈ તળશીભાઈ
(૫) ,, લલ્લુભાઈ નાથાભાઈ પગી
(૬) મી. ફુલાભાઈ જેસંગભાઈ
(૭) ,, મણીલાલ રણછોડભાઈ ઉર્ફે મથુરભાઈ
(૮) ,, હાસમમીઆ મીઆસાહેબ સૈયદ
(૯) ,, ભોગીલાલ ભીખાભાઈ
(૧૦) ,, ફોરોરભાઈ જેસંગભાઈ
(૧૧) ,, નારણભાઈ ચતુરભાઈ અમીન

## ટીંબા (ગોધરા)

તા. ૧૮ મી નવેમ્બર ૧૯૩૬ થી ભરૂચ અને પંચમહાલ જીલ્લાના ગોધરા તાલુકાના ટીંબા ગામની મહેસુલી જમીનને સન ૧૯૩૩ ના ગ્રામ પંચાયતના કાયદા પ્રમાણેનું ગામ ગણવામાં આવશે.

## ઘાટકુપર-કીરોલ મ્યુનિસિપલ બોર્ડ

• મી. ફરામજી નવરોજજી કીરોલવાળાને મી. ફીલીપ જહોન પાટીલ બોમ્બે ડીસ્ટ્રીક્ટ મ્યુનિસિપલ એક્ટની કલમ ૧૫ (૨) (ઘ) મુજબ અશક્ત થવાથી ઘાટકોપર-કીરોલ બોર્ડના તેની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## કમળ છોડ (સુરત)

તા. ૩૦ મી નવેમ્બર ૧૯૩૬ થી સુરત જીલ્લાના વાલોડ પેટા મહાલના કમળ છોડ ગામની મહેસુલી જમીનને સન ૧૯૩૩ ના ગ્રામ પંચાયતના મુજબનું ગામ ગણવામાં આવશે.

## પેરા [બારડોલી] ગ્રામ પંચાયત

નીચેના સખ્શો બારડોલી તાલુકાના પેરા ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

(૧) મી. ભીમભાઇ ભુલાભાઇ
(૨) ,, કુંવરજી નીછાભાઇ
(૩) ,, ભીમભાઇ કુંવરજી
(૪) ,, નરસઇભાઇ કહાના
(૫) મી. વલ્લભભાઇ છીતા
(૬) ,, લખાભાઇ નારણજી
(૬) ,, છીગા છનીઆ

પેરાના મહેસુલ પટેલ હોદ્દાની રૂએ પંચાયતના સભ્ય ગણાશે.

## માણેકપોર [બારડોલી] ગ્રામ પંચાયત

નીચેના સભ્યો બારડોલી તાલુકાના માણેકપોર ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

[૧] મી. લાલસિંહ ડાહ્યાભાઇ
[૨] ,, રતનજી પરસોતમ
[૩] ,, હરખાભાઇ નારણજી
[૪] ,, રામસિંહ કારા
[૫] મી. નગરસિંહ માધવસિંહ
[૬] ,, છોટુભાઇ ધના
[૭] ,, જમનશા હોરમસજી

માણેકપોરના મહેસુલ પટેલ હોદ્દાની રૂએ પંચાયતના સભ્ય ગણાશે.

## રાણપુર મ્યુનિસિપાલિટી

મી. નગીનદાસ પોપટલાલ પારેખ મી. હરજીવનદાસ મલુકચંદ પારેખે રાજીનામું આપવાથી અમદાવાદ જીલ્લાના રાણપુર મ્યુનિસિપાલિટીના તેની હાલમાંના ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## બારેજા (દક્ષિણ દસક્રોઈ) ગ્રામ પંચાયત.

(૧) મેન્નેર એનજમીન ખુશાલ અને (૨) ધનાજી જીવાજીને અમદાવાદ જીલ્લાના દક્ષિણ દસક્રોઇ તાલુકાના બારેજા ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો નામવામાં આવ્યા છે.

નીચેના સભ્યો અમદાવાદ જીલ્લાના દક્ષિણ દસક્રોઇ તાલુકાના બારેજા ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

[૧] રા. રા. છોટાલાલ ભુલાભાઇ પટેલ
[૨] પટેલ ચંદુલાલ જેઠાલાલ
[૩] શા. મણીલાલ ગગલચંદ
[૪] પટેલ ઉમેદભાઇ ભાઇલાભાઇ
[૫] પટેલ છગનભાઇ જીવાભાઇ
[૬] પઠાણ મુલેખાન બહીલોલખાન
[૭] પટેલ આશાભાઇ છબાભાઇ
[૮] ડાહ્યાભાઇ છોટાભાઇ પટેલ
બારેજાના મહેસુલ પટેલ (હોદ્દાની રૂએ)

## ખારડી (થાણા) ગ્રામ પંચાયત

મી. પીકુલ ભાસ્કર અધિકારી, મી. બાલચંદ્ર પાંડુરંગ ભડેના મરણને લીધે તેમની ખાલી પડેલી જગ્યાએ થાણા જીલ્લાના શાહપુર તાલુકાના ખારડી ગામની ગ્રામ પંચાયતના તેની હાલમાંનાં ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## કીન્રોલી (થાણા) ગ્રામ પંચાયત

મી. સેવકલાલ ગણપત શેઠ, મી. મણીલાલ ગુલાબચંદ શેઠના મરણને લીધે તેમની ખાલી જગ્યાએ થાણા જીલ્લાના શાહપુર તાલુકાના કીન્રોલી ગામની ગ્રામ પંચાયતના તેની હાલમાંની ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## કવીઠા (ભરૂચ) ગ્રામ પંચાયત

છોટીઆ ખીમવાને ભરૂચ જીલ્લાના કવીઠા ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વરસની મુદત માટે સભ્ય નીમ્યા છે.

નીચેના સભ્યો ભરૂચ જીલ્લાના કવીઠા ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

| | |
|---|---|
| [૧] મી. છોટાલાલ રણછોડભાઇ પટેલ | [૪] મી. બેચર ઝવેર પટેલ |
| [૨] ,, બેચરભાઇ દેસાઇભાઇ પટેલ | [૫] ,, ગમન માધવરાજ |
| [૩] ,, ભગવાનભાઇ દેસાઇભાઇ પટેલ | [૬] ,, પરાગભાઇ ગોકળભાઇ પટેલ |

કવીઠાના મહેસુલ પટેલ હોદ્દાની રૂએ ગ્રામ પંચાયતના સભ્ય ગણાશે.

## મનોરી, ગોરાઇ અને ટ્રોમ્બે.

તા. ૨૫ મી મે ૧૯૩૫ ના નોટીફીકેશનથી મુંબાઇ પરા વિભાગના દક્ષિણ સાલસેટ તાલુકાના મનોરી, ગોરાઇ અને ટ્રોમ્બે ગામોની મહેસુલી જમીનોને સન ૧૯૩૩ ના ગ્રામ પંચાયતના કાયદા પ્રમાણે ગામ તરીકે ગણવામાં આવેલી તે તા. ૧૯ મી ડીસેમ્બર ૧૯૩૬ થી સદરહુ કાયદા મુજબના ગામ તરીકે ગણાશે નહિ.

## અગારવા (હાસરા) ગ્રામ પંચાયત.

નીચેના સભ્યો હાસરા તાલુકાના અગારવા ગામની ગ્રામ પંચાયતના તા. ૧ લી જાન્યુઆરી ૧૯૩૭ થી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

| | |
|---|---|
| ૧ અગારવાના મહેસુલ પટેલ (હોદ્દાની રૂએ) | ૬ મી. નારણભાઇ મુગટભાઇ |
| | ૭ ,, મથુરભાઇ ખુશાલ ઉર્ફે જગા |
| ૨ મી. ગોરધન મોતીલાલ | ૮ ,, દેસાઇભાઇ મથુરભાઇ |
| ૩ ,, નરસીભાઇ શંકરભાઇ | ૯ ,, ચંદુલાલ ચુનીલાલ શાહ |
| ૪ ,, શંકરભાઇ ગલાભાઇ | ૧૦ ,, રણછોડભાઇ મથુરભાઇ |
| ૫ ,, દામોદર મોતીચંદ | ૧૧ ,, મથુરભાઇ બેચરભાઇ |

નીચેના સભ્યોને હાસરા તાલુકાના અગારવા ગામની ગ્રામ પંચાયતના તા. ૧ લી જાન્યુઆરી ૧૯૩૭ થી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો નીમ્યા છે.

મી. જીના કાળા

મી. આભા બેચર

## વાગરા ગ્રામ પંચાયત.

મી. સોમા દુર્લભને મી. લખીઆ ધુગીઆ રેડ અપોઇન્ટ કરવાથી તેની જગ્યાએ વાગરા તાલુકાના વાગરા ગામની પંચાયતના તેની હાલમાંના ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## શુકલતીર્થ [ભરૂચ] વીલેજ બેન્ચ.

તા. ૧૮ મી નવેમ્બર ૧૯૩૬ ના નોટીફીકેશન મુજબ તા. ૧ લી ડીસેમ્બર ૧૯૩૬ થી ભરૂચ અને પંચમહાલ જીલ્લાના ભરૂચ તાલુકાના શુકલતીર્થ ગામમાં વીલેજ બેન્ચ સ્થાપવામાં આવી તેના નીચેના સભ્યો સભ્યો નીમાયા છે.

૧ મી. પરતાપસંગ ગુમાનસંગ
૨ ,, અભેસંગ બેચર
૩ ,, ભાઇચંદ ઉમાજી
૪ ,, દેવજીભાઇ દયાળભાઇ
૬ ,, જેઠા કરસન માછી

મી. દેવજીભાઇ દયાળજીને સદરહુ બેન્ચના ચેરમેન નીમ્યા છે.

## થાણા મ્યુનિસિપાલિટી

મી. નીલકંઠ ભાઉરાવ વધાવકર, બી. બી. જી. પંડીતે રાજીનામું આપવાથી તેમની જગ્યાએ થાણા મ્યુનિસિપાલિટીના તેની હાલમાંના ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## દહેણુ તાલુકા લોકલ બોર્ડ

મી. ઇસ્માઇલ અહમદ પાટીલને મી. હુસેનભાઇ દેવજીભાઇ અયોગ્ય ઠરવાથી તેમની જગ્યાએ દહેણુ તાલુકા લોકલ બોર્ડના તેની તા. ૧ લી જાન્યુઆરી ૧૯૩૫ થી શરૂ થતી ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## સાંધેલી (હાસરા) ગ્રામ પંચાયત

મી. મંગળ ફુરાને હાસરા તાલુકાના સાંધેલી ગામની ગ્રામ પંચાયતના તેની તા. ૧ લી જાન્યુઆરી ૧૯૩૭ થી શરૂ થતી ત્રણ વર્ષની મુદત માટે સભ્ય નીમ્યા છે.

નીચેના સભ્યો હાસરા તાલુકાના સાંધેલી ગામની ગ્રામ પંચાયતના તેની તા. ૧ લી જાન્યુઆરી ૧૯૩૭ થી શરૂ થતી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે,

૧ સાંધેલીના મહેસુલ પટેલ—હોદ્દાની રૂએ
૨ મી. નરશીભાઇ પ્રાગભાઇ પટેલ
૩ ,, ચુનીલાલ મુળજીભાઇ શાહ
૪ ,, પુનમચંદ ભુરાભાઇ શાહ
૫ ,, ડાહ્યાભાઇ ગોપાળભાઇ પટેલ
૬ ,, રણછોડભાઇ રાયજીભાઇ પટેલ
૭ મી. અબદુમીઆ અહમદમીઆ મલેક
૮ ,, ઉમરાવ નાથામીઆ
૯ ,, ઘેમા સાદા પગી
૧૦ ,, જેના ધમીર પગી
૧૧ ,, જેસા જીતા પગી

## કહાનવા [જંબુસર] ગ્રામ પંચાયત.

હાંસજી કરસનને જંબુસર તાલુકાના કહાનવા ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટે સભ્ય નીમ્યા છે.

નીચેના સભ્યો જંબુસર તાલુકાના કહાનવા ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

૧ મી. રસુલ જાફર
૨ ,, બાવાભાઇ ભવાન

૩ મી. ખોડસીંગ કાળીદાસ
૪ ,, અમથારામ બાપુજી
૫ ,, રમેશચંદ્ર અંબાલાલ ભટ
૬ ,, વાગજી વજેસીંગ

કહાનવાના મહેસુલ પટેલ હોદ્દાની રૂએ પંચાયતના સભ્ય ગણાશે.

## મોતા (બારડોલી) ગ્રામ પંચાયત

નીચેના સખ્શો બારડોલી તાલુકાના મોતા ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વર્ષ માટે સભ્યો ચુંટાયા છે.

૧ મી. રઘાભાઇ રણછોડજી
૨ ,, ભગવતરામ વિષ્ણુરામ
૩ ,, પાર્વતીશંકર ગણપ્રસાદ
૪ ,, ભીખાભાઇ મોરારજી
૫ ,, દયાળજી કુંવરજી
૬ ,, પુરૂષોત્તમ ભુલા માવજી
૭ મી. વલ્લભરામ અંબારામ
૮ ,, વલ્લભ કાળા
૯ ,, નાગર બેચર
૧૦ ,, રામભાઇ ભીખાભાઇ નારણભાઇ
૧૧ ,, નારણભાઇ ગોકળભાઇ

મોતાના મહેસુલ પટેલ હોદ્દાની રૂએ પંચાયતના સભ્ય ગણાશે.

## ઉત્તર દસક્રોઇ તાલુકા લોકલ બોર્ડ

મી. ખોદાજી ગલાજીને, મી. ગલાજી બાવાજીના મરણને લીધે તેમની ખાલી પડેલી જગ્યાએ ઉત્તર દસક્રોઇ તાલુકા લોકલ બોર્ડના તેની હાલમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## શેરા (અંકલેશ્વર) ગ્રામ પંચાયત

નીચેના સખ્શો અંકલેશ્વર તાલુકાના શેરા ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

૧ મી. હરજીવન આત્મારામ
૨ ,, ખુશાલ માવા
૩ ,, નાથુભાઇ પ્રાણજીવન
૪ ,, મોતીરામ કાશીરામ
૫ ,, માનસંગ રામોલ

શેરાના મહેસુલ પટેલ હોદ્દાની રૂએ પંચાયતના સભ્ય ગણાશે.

મી. મોરાર વીઠ્ઠલને અંકલેશ્વર તાલુકાના શેરા ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## મહેલાજ (ખેડા) ગ્રામ પંચાયત.

નીચેના સખ્શો માતર તાલુકાના મહેલાજ ગામની ગ્રામ પંચાયતના તા. ૧ લી ફેબ્રુઆરી ૧૯૩૭ થી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

૧ મહેલાજના મહેસુલ પટેલ–હોદ્દાની રૂએ
૨ પઠાણ અદલખાન અબુખાન
૩ મલેક નાનામીયા પરાડમીયા
૪ મલેક છવામીયા હુસેનમીયા
૫ સૈયદ અહમદમીયા સેદુમીયા
૬ મલેક ફેજુભાઇ અબજલભાઇ

૭ મલેક નાથાભાઇ ખુબભાઇ

૮ મલેક નાજુમીઆ શેખુમીઆ

૯ પઠાણ દરીઆવખાન નામદારખાન

૧૦ ઠાકર શંકરલાલ રણછોડદાસ

૧૧ પગી ચતુર છબા

### મુરબાદ (થાણા) તાલુકા લોકલ બોર્ડ

મી. હીરૂરામ પાટીલ, મી. મંગળદાસ રૂપચંદ ગુજર નાલાયક ઠરવાથી તેમની જગ્યાએ મુરબાડ તાલુકા લોકલ બોર્ડના મુરબાદ ગ્રુપની બીન–મુસ્લીમ કોન્સ્ટીટ્યુએન્સી તરફથી તેની તા. ૧ લી જાન્યુઆરી ૧૯૩૫ થી શરૂ થતી ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

### પાલી (ખેડા) ગ્રામ પંચાયત

મી. ગબા દાઉદ વોરાને હાસરા તાલુકાના પાલી ગામની ગ્રામ પંચાયતના તેની તા. ૧ લી ફેબ્રુઆરી ૧૯૩૭ થી શરૂ થતી ત્રણ વર્ષની મુદત માટે સભ્ય નીમ્યા છે.

નીચેનાં સભ્યો હાસરા તાલુકાના પાલી ગામની ગ્રામ પંચાયતના તેની તા. ૧ લી ફેબ્રુઆરી ૧૯૩૭ થી શરૂ થતી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

૧ પાલીના મહેસુલ પટેલ–હોદ્દાની રૂએ

૨ મી. સીકંદરઅલી બકરઅલી

૩ ,, સાહેબઅલી બદ્દઅલી

૪ ,, છોટાભાઇ ધુળાભાઇ

૫ ,, શામળભાઇ શંકરભાઇ

૬ ,, શીવાભાઇ હેમાભાઇ

૭ મી. રૂમલ જસા

૮ ,, કેશવલાલ ભોગીલાલ

૯ ,, રૂમલ દામા

૧૦ ,, ફતે ગેંડલ

૧૧ ,, મણીલાલ છગનલાલ

### આલ્દર (ભરૂચ)

તા. ૨૫ મી જાન્યુઆરી ૧૯૩૭ થી ભરૂચ અને પંચમહાલ જીલ્લાના ભરૂચ તાલુકાના આલ્દર ગામની મહેસુલી જમીનને સન ૧૯૩૩ ના ગ્રામ પંચાયતના કાયદા પ્રમાણેનું ગામ ગણવામાં આવશે.

### ગરબાડા ગ્રુપ (પંચમહાલ)

તા. ૩૦ મી જાન્યુઆરી ૧૯૩૭ થી ભરૂચ અને પંચમહાલ જીલ્લાના દાહોદ તાલુકાના ગરબાડા, ગંગારડી, ટુંકી વજુ, ટુંકી અનોપ, અને નાળવઇ ગામોની મહેસુલી જમીનને સન ૧૯૩૩ ના ગ્રામ પંચાયતના કાયદા પ્રમાણેના ગામ તરીકે ગણવામાં આવશે, અને તે 'ગરબાડા ગ્રુપ ગ્રામ પંચાયત' તરીકે ઓળખાશે.

### મુરબાદ (થાણા) તાલુકા લોકલ બોર્ડ.

મી. શંકર બીન પાટીલ, મી. કેશવ નારાયણ તેલવાણે નાલાયક ઠરવાથી મુરબાદ ગ્રુપની બીન–મુસ્લીમ કોન્સ્ટીટ્યુએન્સી તરફથી મુરબાદ તાલુકા લોકલ બોર્ડના તેની તા. ૧ લી જાન્યુઆરી ૧૯૩૫ થી શરૂ થતી ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

### ગોલવડ–બોરડી (થાણા) ગ્રામ પંચાયત.

મી. નીલકંઠ અનંત બર્વે, ડૉ. નારાયણ એમ. પુજેએ રાજીનામુ આપવાથી તેમની જગ્યાએ ગોલવડ–બોરડી ગ્રામ પંચાયતના તેની હાલમાંના ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઈન્સ્ટીટ્યૂટ

તરફથી પ્રગટ થતું

# સ્થાનિક સ્વરાજ્ય

(ત્રૈમાસિક)

તંત્રી:—ચૂનીલાલ ડી. બરફીવાલા, એમ. એ., એલએલ. બી.

સહતંત્રી:—પ્રાણલાલ કીરપારામ દેશાઈ, બી. એ., એસ. ટી. સી. ડી.

વર્ષ ૩, અંક ૩] એપ્રિલ ૧૯૩૭. [ક્રમાંક ૧…

## વિષયાનુક્રમણિકા

પા…

પ્રાથમિક કેળવણીનો કાયદો

સરકાર તરફથી ઘડવામાં આવેલા નિયમોના અર્થનું સ્પષ્ટીકરણ

લેખક: પ્રાણલાલ કીરપારામ દેસાઈ ... ... ... ... ૨…

હિંદુસ્થાનનાં ગામડાઓનું રાજતંત્ર

વક્તા: સર સેસીલ એચ. ફ્રેમેન્ટલ ... ... ... ... ૨…

કલકત્તામાં પ્રાથમિક કેળવણી વ્યવસ્થા ... ... ... ... ૩…

મેનચેસ્ટરમાં મુડદાં બાળવાનું યંત્ર ... ... ... ... ... ૩૧

લોકલ બોર્ડ, ગ્રામ પંચાયત, મ્યુનિસિપલ બરો અને ડીસ્ટ્રીક્ટ મ્યુનિસિપલ

કાયદાની રૂએ થયલી નીમણુંકો અને ચુંટણીઓ —

તા. ૧૮–૨–૧૯૩૭ થી તા. ૬–૫–૧૯૩૭ સુધી ... ... ... ૩૧

ગુજરાતની ગ્રામ પંચાયતો (લેખાંક બીજો)

લેખક: શિવશંકર સર્વારામ દેસાઈ ... ... ... ... ૩૨

ઉત્તર વિભાગની લોકલ બોર્ડોના અહેવાલ (સન ૧૯૩૫–૩૬) ... ... ૩૨

૭ મલેક નાથાભાઇ ખુમભાઇ
૮ મલેક તાજુમીઆ શેખુમીઆ
૯ *પઠાણ દરીઆવખાન નામદારખાન
૧૦ ઠાકર શંકરલાલ રણછોડદાસ
૧૧ પગી ચતુર છબા

### સુરબાદ (થાણા) તાલુકા લોકલ બોર્ડ

મી. હીરરામ પાટીલ, મી. મંગળદાસ રૂપચંદ ગુજર નાલાયક ઠરવાથી તેમની જગ્યાએ મુરબાડ તાલુકા લોકલ બોર્ડના મુરબાદ ગ્રુપની બીન-મુસલીમ કોન્સ્ટીટ્યૂએન્સી તરફથી તેની તા. ૧ લી જાન્યુઆરી ૧૯૩૫ થી શરૂ થતી ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

### પાલી (ખેડા) ગ્રામ પંચાયત

મી. ગબા દાઉદ વોરાને હાસરા તાલુકાના પાલી ગામની ગ્રામ પંચાયતના તેની તા. ૧ લી ફેબ્રુઆરી ૧૯૩૭ થી શરૂ થતી ત્રણ વર્ષની મુદત માટે સભ્ય નીમ્યા છે.

નીચેનાં સખ્શો હાસરા તાલુકાના પાલી ગામની ગ્રામ પંચાયતના તેની તા. ૧ લી ફેબ્રુઆરી ૧૯૩૭ થી શરૂ થતી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

૧ પાલીના મહેસુલ પટેલ-હોદ્દાની રૂએ
૨ મી. સીકંદરઅલી બકરઅલી
૩ „ સાહેબઅલી બંદેઅલી
૪ „ છોટાભાઇ ધુળાભાઇ
૫ „ શામળભાઇ શંકરભાઇ
૬ „ શીવાભાઇ હેમાભાઇ
૭ મી. રૂમલ જસા
૮ „ કેશવલાલ ભોગીલાલ
૯ „ રૂમલ દામા
૧૦ „ ફતે ગેંડલ
૧૧ „ મણીલાલ છગનલાલ

### આલદર (ભરૂચ)

તા. ૨૫ મી જાન્યુઆરી ૧૯૩૭ થી ભરૂચ અને પંચમહાલ જીલ્લાના ભરૂચ તાલુકાના આલદર ગામની મહેસુલી જમીનને સન ૧૯૩૩ ના ગ્રામ પંચાયતના કાયદા પ્રમાણેનું ગામ ગણવામાં આવશે.

### ગરબાડા ગ્રુપ (પંચમહાલ)

તા. ૩૦ મી જાન્યુઆરી ૧૯૩૭ થી ભરૂચ અને પંચમહાલ જીલ્લાના દાહોદ તાલુકાના ગરબાડા, ગંગારડી, ટુંકી વજુ, ટુંકી અનોપ, અને નાળવઇ ગામોની મહેસુલી જમીનને સન ૧૯૩૩ ના ગ્રામ પંચાયતના કાયદા પ્રમાણેના ગામ તરીકે ગણવામાં આવશે, અને તે 'ગરબાડા ગ્રુપ ગ્રામ પંચાયત' તરીકે ઓળખાશે.

### સુરબાદ (થાણા) તાલુકા લોકલ બોર્ડ.

મી. શંકર ખીન પાટીલ, મી. કેશવ નારાયણ તેલવાણે નાલાયક ઠરવાથી મુરબાદ ગ્રુપની બીન-મુસલીમ કોન્સ્ટીટ્યૂએન્સી તરફથી મુરબાદ તાલુકા લોકલ બોર્ડના તેની તા. ૧ લી જાન્યુઆરી ૧૯૩૫ થી શરૂ થતી ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

### ગોલવડ-બોરડી (થાણા) ગ્રામ પંચાયત.

મી. નીલકંઠ અનંત બર્વે, ડૉ. નારાયણ એમ. મુલેએ રાજીનામુ આપવાથી તેમની જગ્યાએ ગોલવડ-બોરડી ગ્રામ પંચાયતના તેની હાલમાંના ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઈન્સ્ટીટ્યૂટ

તરફથી પ્રગટ થતું

# સ્થાનિક સ્વરાજ્ય

(ત્રૈમાસિક)

તંત્રી:—ચુનીલાલ ડી. બારફીવાલા, એમ. એ., એલએલ. બી.

સહતંત્રી:—પ્રાણલાલ કીરપારામ દેસાઇ, બી. એ., એસ. ટી. સી. ડી.

વર્ષ ૩, અંક ૩] એપ્રિલ ૧૯૩૭. [ક્રમાંક ૧૧

વિષયાનુક્રમણિકા પાનું

પ્રાથમિક કેળવણીના કાયદા

સરકાર તરફથી ઘડવામાં આવેલા નિયમોના અર્થનું સ્પષ્ટીકરણ

લેખક: પ્રાણલાલ કીરપારામ દેસાઇ ... ... ... ... ૨૯

હિંદુસ્થાનનાં ગામડાંઓનું રાજતંત્ર

પ્રકટકર્તા સર સેસીલ એચ. ફ્રેમેન્ટલ ... ... ... ... ૨૯

કલકત્તામાં પ્રાથમિક કેળવણી વ્યવસ્થા ... ... ... ... ૩૦

મેનચેસ્ટરમાં મુડદાં બાળવાનું યંત્ર ... ... ... ... ૩૧

લોકલ બોર્ડ, ગ્રામ પંચાયત, મ્યુનિસિપલ બરો અને ડીસ્ટ્રીક્ટ મ્યુનિસિપલ

કાયદાની રૂએ થયલી નીમણુંકો અને ચુંટણીઓ —

તા. ૧૮–૨–૧૯૩૭ થી તા. ૧–૫–૧૯૩૭ સુધી ... ... ૩૧

ગુજરાતની ગ્રામ પંચાયતો (લેખાંક બીજો)

લેખક: શિવશંકર સૂર્યરામ દેવાશ્રયી ... ... ... ૩૨

ઉત્તર વિભાગની લોકલ બોર્ડોના અહેવાલ (સન ૧૯૩૫–૩૬) ... ... ૩૨

# સ્થાનિક સ્વરાજ્ય

(ત્રૈમાસિક)

વર્ષ ૩, અંક ૩] એપ્રિલ ૧૯૩૭. [ક્રમાંક ૧૧


## પ્રાથમિક કેળવણીના કાયદાને અંગે સરકાર તરફથી ઘડવામાં આવેલા નિયમોના અર્થનું સ્પષ્ટીકરણ

(લેખક:–પ્રાણુલાલ હીરપારામ દેસાઈ.)

પ્રાથમિક કેળવણીના કાયદાને અંગે સરકાર તરફથી ઘડાયલા નિયમો પૈકી કેટલાક નિયમોનો અર્થ કેટલીક વાર સ્પષ્ટ સમજી શકાતો નથી. આ અર્થની બાબતમાં ઘણીવાર જાણકારોમાં તીવ્ર મતભેદ પડે છે અને. પરિણામે ગુંચવાડો ઉભો થાય છે અને અંગત રાગદ્વેષને પુષ્ટિ મળે છે.

નિયમ (૧૩) સ્કુલ બોર્ડના સભાસદ થવાને કોણ અયોગ્ય છે તેને લગતો છે. આ નિયમના પેટા વિભાગ ફ્માં એમ જણાવવામાં આવેલું છે કે સ્કુલ બોર્ડના કે જે લોકલ ઓથરીટીનું તે સ્કુલ બોર્ડ હોય તે લોકલ ઓથરીટીના હુકમથી જે કામ કરવામાં આવતું હોય તે કામમાં જેનો સીધી રીતે કે આડકતરી રીતે કાંઇ પણ ભાગ હોય કે તે કામમાં જેને કોઇ પોતાનો સ્વાર્થ હોય એવો માણસ અથવા સ્કુલ બોર્ડ તરફથી કે જે લોકલ ઓથરીટીની એ સ્કુલ બોર્ડ હોય તેના તરફથી કરવામાં આવેલા કોંટ્રાકટમાં કે કરવામાં આવેલી નીમણુંકમાં જેનો સીધી રીતે કે આડકતરી રીતે ભાગ હોય કે સ્વાર્થ હોય તેવો માણસ સ્કુલ બોર્ડનો સભાસદ થઇ શકે નહિ.

આ નિયમ ૧૩ ફ્ના આધારે પંચમહાલ જીલ્લા સ્કુલ બોર્ડના એક સભાસદ શ્રીયુત મારૂતીસિંહ ઠાકોરને પંચમહાલ જીલ્લા લોકલ બોર્ડના પ્રમુખે સ્કુલ બોર્ડના સભાસદ તરીકે નાલાયક ઠરાવ્યા છે અને સરકારે પણ જીલ્લા લોકલ બોર્ડના પ્રમુખના આ હુકમને બહાલી આપી છે.

શ્રીયુત મારૂતીસિંહ ઠાકોરને નાલાયક ઠરાવવાના કારણોમાં એમ જણાવવામાં આવેલું છે કે તેઓ એક વીમા કંપનીના એજન્ટ છે અને તેમની મારફતે પંચમહાલ્સ જીલ્લા સ્કુલ બોર્ડના તાબાના કેટલાક શિક્ષકોએ પોતાની જીંદગીનો વીમો ઉતરાવ્યો છે.

જો માત્ર આજ કારણથી શ્રીયુત મારૂતીસિંહ ઠાકોરને પંચમહાલ્સ જીલ્લા સ્કુલ બોર્ડના સભાસદ તરીકે રહેવાને માટે નાલાયક ઠરાવવામાં આવેલા હોય તો પંચમહાલ્સ જીલ્લા લોકલ બોર્ડના પ્રમુખનો આ નિર્ણય વિવાદયુક્ત કહી શકાય.

જે શિક્ષકોએ મારૂતીસિંહ ઠાકોર મારફતે પોતાની જીંદગીનો વીમો ઉતરાવ્યો છે તે શિક્ષકોએ પંચમહાલ્સ જીલ્લા સ્કુલ બોર્ડ કે પંચમહાલ્સ જીલ્લા લોકલ બોર્ડના ઠરાવ

# હિંદુસ્થાનનાં ગામડાઓનું રાજતંત્ર

વક્તા—સર સેલ્વીન એચ. ફ્રેમેન્ટલ, સી. એસ. આઇ. સી. આઇ. ઇ. વી. ડી.

(લંડનની રૉયલ સૉસાયટી ઑફ્ આર્ટસ સન્મુખ સર ફ્રેમેન્ટલે ગ્રામ પંચાયત સંબંધી એક અત્યંત મહત્વનું ભાષણ કર્યું હતું. તે ભાષણ પ્રગટ કરવાની સર ફ્રેમેન્ટલ તરફથી થએલી સૂચના અમે સાભાર વધાવી લઇએ છીએ. સર ફ્રેમેન્ટલ અમને આ પ્રમાણે લખે છેઃ—

મ્હેરબાન સાહેબ,

બેએક વર્ષ પહેલાં જ્યારે ગ્રામ પંચાયતના પ્રથમ ઇતિહાસ અને તેનો પુનરૂદ્ધાર કરવાની શક્યતા સંબંધી મેં તપાસ કરવા માંડી ત્યારે મી. જે. મોન્ટેગ્યુ હેરીસ, ઇન્ટરનેશનલ યુનિયન ઑફ્ લોકલ ઓથોરીટીઝ (International Union of Local Authorities) ના પ્રમુખે મને થોડા કાગળો મારા વાંચવા માટે મોકલ્યા હતા, જે પરથી મને જણાયું હતું કે તમારૂં ઇન્સ્ટીટ્યૂટ આ પ્રશ્ન તરફ ખાસ લક્ષ આપે છે; એટલે મારી ખાતરી છે કે મારા ભાષણમાં તમારા સભ્યો રસ લેશે. તે ભાષણનો યોગ્ય લાગે એવો ઉપયોગ કરવાની તમને છુટ છે. વિ.

અધિપતિ.)

મ્હને હિંદુસ્થાન છોડવાને દશ વર્ષ વીતી ગયા છે. હિંદુસ્થાનના ગામડાઓની સ્થિતિના તાજા અનુભવવાળા સજ્જનો મ્હોટી સંખ્યામાં આજની સભામાં હાજર છે એટલે મને હિંદુસ્થાન સંબંધી બોલતાં કંઇક સંકોચ થાય છે. હિંદુસ્થાનથી પાછા ફર્યા બાદ હું અત્રે એક ગ્રામ સભાનો સભ્ય થયો અને મને લાગ્યું કે આવી સભા ઘણું કરી શકે એમ છે એટલે હિંદુસ્થાનનાં ગામડાંમાં યોગ્ય રાજતંત્રની ખામી તરફ મ્હારૂં લક્ષ ખેંચાયું અને મેં ગ્રામ પંચાયતના ભૂતકાળનો ઇતિહાસ તપાસી એ સંસ્થાના ભવિષ્ય સંબંધી વિચારો કર્યા. (એટલે આજે તમારી સન્મુખ આજના વિષય પર બોલવાનો અવસર મેં સાધ્યો છે.)

"કેમ્બ્રીજ હિસ્ટરી ઑફ્ ઇન્ડીયા" (Cambridge History of India) માં કહ્યું છે કે "જનસમુદાયનો મ્હોટો ભાગ ગામડાઓમાં રહે છે અને સદીઓ થયાં ગામડાઓમાં સ્થાનિક સ્વરાજનું સાદું તંત્ર અસ્તિત્વ ધરાવે છે કે જેના પર બધી પ્રગતિનો આધાર રાખી શકાય" આ વાક્ય પ્રાચીન હિંદુસ્થાન માટે મુખ્યત્વે કરીને સત્ય છે. વેદમાં ગામ તંત્રને અર્ધ સ્વતંત્ર અને 'સભા'ઓ મારફત ચાલતું લોકશાસનયુક્ત વર્ણવ્યું છે. ત્યાર બાદ બ્રાહ્મણ સત્તાના યુગમાં સભાની સત્તા ઘણી મંદ પડી અને તે સત્તા ગામના મુખીના હાથમાં ગઇ. જાતક (Jataka) માંની લોકકથાઓમાં ગામડાઓની ઇસ્વી સન પૂર્વે સાતમા સૈકાની સ્થિતિનું વર્ણન છે તેમાંથી જણાય છે કે રૈયતવારી ગામોમાં પણ ગામના વડીલોનું એક મંડળ હસ્તી ધરાવતું અને તે ગામના મુખીની નીમણુંક કરતું, અને તેને મદદ

આમ છતાં આપણે સારી રીતે જાણીએ છીએ કે એક જ્ઞાતિમાં અથવા એકજ વ્યાપારમાં રોકાયલા માણસોમાં જ્યારે મતભેદો થતા ત્યારે તેના ફેંસલા કરવા માટે પંચાયતો હસ્તી ધરાવતી. જ્ઞાતિ પંચાયતો મુખીઓ તરફથી બોલાવાતી અને વ્યાપારી પંચાયતોને ચોધરી તરફથી બોલાવાતી. જ્યાં આગળ ગામની વસ્તી લગભગ એકજ જ્ઞાતિની હતી ત્યાં આગળ સામાન્યતઃ ગામની તમામ બાબતમાં આ પંચાયતો ઘણી સત્તા ભોગવતી અને ૧૮૭૯ માં મથુરા જીલ્લાના સેટલમેન્ટ ઓફીસર લખે છે કે જાટ ભાઇચારા ગામોમાં પંચાયતો પૂર્ણ વ્યવસ્થિત રીતે ચાલે છે. 'પંજાબમાં વીસડમ અને વેઇસ્ટ' (Wisdom and Waste in the Punjab) નામના પુસ્તકમાં મી. ડારલીંગ એવા અનેક દાખલાઓ ટાંકે છે કે જેમા ગામની મુખ્ય જાતીની અનેકી નહિ પણ દરેક જાતિના પ્રતિનિધિત્વવાળી બીનઅધિકારી પંચાયતો હાલ હસ્તી ધરાવે છે. આવી પંચાયતો જુદા જુદા કામો માટે ગ્રામજનો પાસેથી પૈસા એકઠા કરે છે જેવા કે, કોઇ ગામની માલેકીનો હીસ્સો ખરીદવા માટે, ગામના તળાવો ખોદવા માટે, ચોરાઓ બાંધવા માટે, ગામની ગલીઓના રસ્તા બાંધવા માટે અને તેની સફાઇ જાળવવા માટે વિગેરે. મધ્ય પ્રાન્તમાં છેક ઇ. સ. ૧૮૫૦-૬૦ ના અરસામાં ગામની અથવા ગામ-ગામ વચ્ચેની તકરારોનો ફેંસલો સામાન્ય રીતે પંચાયતની લવાદીથી થતો આપણી નજરે પડે છે.

આમ છતાં આપણે સારી રીતે જાણીએ છીએ કે એક જ્ઞાતિમાં અથવા એકજ વ્યાપારમાં રોકાયલા માણસોમાં જ્યારે મતભેદો થતા ત્યારે તેના ફેંસલા કરવા માટે પંચાયતો હસ્તી ધરાવતી. જ્ઞાતિ પંચાયતનો મુખીઓ તરફથી બોલાવાતી અને વ્યાપારી પંચાયતોને ચોધરી તરફથી બોલાવાતી. જ્યાં આગળ ગામની વસ્તી લગભગ એકજ જ્ઞાતિની હતી ત્યાં આગળ સામાન્યતઃ ગામની તમામ બાબતમાં આ પંચાયતો ઘણી સત્તા ભોગવતી સને ૧૮૭૯ માં મથુરા જીલ્લાના સેટલમેન્ટ ઓફીસર લખે છે કે જાટ ભાઇચારા ગામોમાં પંચાયતો પૂર્ણ વ્યવસ્થિત રીતે ચાલે છે. 'પંજાબમાં વીસડમ અને વેઇસ્ટ' (Wisdom and Waste in the Punjab) નામના પુસ્તકમાં મી. ડારલીંગ એવા અનેક દાખલાઓ ટાંકે છે કે જેમા ગામની મુખ્ય જાતીની બનેલી નહિ પણ દરેક જાતિના પ્રતિનિધિત્વવાળી બીનઅધિકારી પંચાયતો હાલ હસ્તી ધરાવે છે. આવી પંચાયતો જુદા જુદા કામો માટે પ્રામજનો પાસેથી પૈસા એકઠા કરે છે જેવા કે, કોઇ ગામની માલેકીનો હીસ્સો ખરીદવા માટે, ગામના તળાવો ખોદવા માટે, ચોરાઓ બાંધવા માટે, ગામની ગલીઓના રસ્તા બાંધવા માટે અને તેની સફાઇ જાળવવા માટે વિગેરે. મધ્ય પ્રાન્તમાં છેક ઇ. સ. ૧૮૫૦–૬૦ ના અરસામાં ગામની અથવા ગામ–ગામ વચ્ચેની તકરારોનો ફેંસલો સામાન્ય રીતે પંચાયતની લવાદીથી થતો આપણી નજરે પડે છે.

મધ્ય અને પશ્ચિમ હિંદુસ્થાનમાં મરાઠા અને રજપુત રાજ્યમાં આ ગ્રામ સંસ્થાઓ બળવત્તર હતી. આ વખતમાં ગામનો મુખી ઘણી લાગવગ ધરાવતો; જ્યારે કોઇ પણ તકરાર કે ફરીયાદ સરકારી અમલદાર કે ગામના મુખી પાસે આવતી ત્યારે તેઓ તેનો નીકાલ કરવાનું કામ પંચાયતને સોંપતા અને પંચાયતના નિર્ણયોનો અમલ ગામના અમલદારો બજાવતા. આ પ્રથા તે વખતે સામાન્ય હતી. મહારાષ્ટ્રના ગામોમાં અને ઘણુંખરૂં અન્ય સ્થાને પણ ગામની સામાન્ય જરૂરીઆતોને પહોંચી વળવા માટે ગ્રામ ભંડોળ હસ્તી ધરાવતું. મી. માન એમના લાઇફ એન્ડ લેબર ઇન આ ડેક્કન વીલેજ (Life and Labour in a Deccan Village) નામના પુસ્તકમાં ગામડાઓના દસ્તાવેજોમાંથી સને ૧૭૯૨ ના વર્ષના ખર્ચની તપસીલ આપે છે. આ તપસીલ પરથી જણાય છે કે આ ભંડોળમાંથી અતિથિઓનો સત્કાર થઇ શકતો, ધર્માદા ખર્ચ કરી શકાતો, ઉત્સવો ઉજવાતા ગરીબો તથા દુઃખીઓને રાહત આપી શકાતી, જાહેર નાટકો તથા જલસાઓ કરી શકાતા અને ગામમાં આવતા અધિકારીઓને નજરાણું પણ આમાંથીજ અપાતું. આ ભંડોળ પદ્ધતિ બ્રીટીશો આવ્યા પછી પણ કેટલોક વખત ચાલુ રહી. મી. એલ્ફીન્સ્ટન પોતાના રીપોર્ટ ઑન ધી ટેરીટરીઝ કોન્કર્ડ ફ્રોમ ધી પેશ્વાસ (Report in the Territories Conquered from the Peshwas) નામના પુસ્તકમાં જણાવે છે કે આ ફંડની નાસ્તી થવાથી ગામડાની જનતાને જુના મોજશોખ અને ધાર્મિક ખર્ચોની ખામી સાલવા માંડી છે. આજ રીપોર્ટમાં મી. એલ્ફીન્સ્ટન તકરારો પંચાયત મારફતે ઊકલાવવાની પદ્ધતિને ચાલુ રાખવાની હીમાયત કરે છે. સને ૧૮૧૬ માં ઇસ્ટ ઇન્ડીઆ કમ્પનીએ ન્યાયદાનની પદ્ધતિમાં સુધારાઓ કરવાની સુચનાઓ આપી, સર થોમસ મનરોને મદ્રાસ મોકલ્યો હતો. એણે સરકારને ન્યાયદાન પદ્ધતિમાં પંચાયતને અનન્ય સ્થાન

આપવા સમજાવ્યું હતું. પણ સને ૧૮૨૪ માં જ્યારે એ મદ્રાસના ગવર્નર થયા ત્યારે એઓએ લખ્યું છે કે ઇંગ્લાંડ અને હિંદુસ્થાનમાં પંચાયતની વિરૂદ્ધ તીવ્ર લાગણી ઉભી થઇ હોવાથી એના ઉપર એટલો મજબુત અંકુશ મૂકવામાં આવ્યો કે એની સઘળી ઉપયોગીતા નષ્ટ થઇ. સર થોમસ મનરોએ એવો મત નોંધ્યો છે કે પંચાયતની હકુમત કોઇ પણ પક્ષકારોને નાકબુલ કરવાની સત્તા રહેવી જોઇએ નહિ. એઓ ભલામણ કરે છે કે ફોજદારી ગુન્હાઓની તપાસ જ્યુરી અથવા પંચાયતોની મદદ લઇને થવી જોઇએ. સર જહોન માલકમે સને ૧૮૩૨ માં લખેલા મધ્ય હિંદુસ્થાનના પોતાના લેખમાં (Memorandum) રજપુતાના અને મરાઠા રાજ્યમાં ચાલતી પંચાયતોનું વિગતવાર વર્ણન આપ્યું છે. એઓ ભલામણ કરે છે કે ફોજદારી ગુન્હાઓ તેમજ દાવાઓ ચલાવવાનું કામ પંચાયતને સોંપાવું જોઇએ.

આ ત્રણ પ્રખ્યાત અમલદારોના આ પ્રમાણેના અભિપ્રાયો છતાં પંચાયત પદ્ધતિ બહુ શિથિલ હૃદયથી સ્વીકારવામાં આવી અને પરિણામે તે અલોપ થઇ. આમ થવાના ઘણા કારણો છે. (૧) ડીસ્ટ્રીક્ટમાં મુખ્ય થાણાથી દૂર મુનસફોની ચુંટણી કરવામાં આવી (૨) તે ટાઇમે હિંદીઓ તરફ સામાન્ય રીતે અવિશ્વાસથી જોવામાં આવતું. (૩) લંડન તેમજ કલકત્તાના સત્તાધીશોનું પંચાયત સંબંધી અજ્ઞાન. બંગાળમાં પંચાયતના અસ્તિત્વ સંબંધીની માહીતી નહોતી અને ઇંગ્લાંડમાં તે વખતે ગામડાના રાજતંત્રની પદ્ધતિ શિથિલપણે ચાલતી હતી. પંચાયતના ઇતિહાસનો પછીનો તબક્કો તે સને ૧૮૮૦ નો દુષ્કાળ કમીશનનો રીપોર્ટ છે. સર રીચાર્ડ ટેમ્પલે પોતાની જુબાનીમાં દુકાળો અટકાવવાના ખાસ અગત્યના ઉપાય તરીકે હિંદુસ્થાનના ગામડાઓની પ્રાચીન સંસ્થાઓને એ કામ માટે જોડી દેવાનું સૂચવ્યું હતું. સદરહુ કમીશને ગામડાઓની કમિટી મારફત રાહતનું કામ કરવાની ભલામણ કરતાં જણાવ્યું હતું કે:—

"સ્થાનિક સ્વરાજના સિદ્ધાંતને ઉત્તેજન આપવું એટલે સ્થાનિક અંકુશ નીચે દરેક વ્યવહાર કર [illegible] ! એ અત્યંત આવશ્યક છે, તેમાં પણ સ્થાનિક આપત્તિ ટા' [illegible] વશ્યક છે. આ સૂચનાનું તાત્કાળીક પરિણામ લાવવા માટે ગમે તેટલી અડચણો નડે તોપણ આ ધ્યેય તરફ લઇ જવા માટેના પગલા ભરવાની કોઇ પણ તક ગુમાવવી ઘટતી નથી."

આપવા સામે વિરોધ કર્યો અને બંગાળ અને અન્ય પ્રાન્તો માટે એ સિધ્ધાન્ત ગ્રહણ થયો કે દરેક જીલ્લા માટે એક જીલ્લા બોર્ડ સ્થાપવી અને તેવી જીલ્લા બોર્ડને તાલુકા તથા તહેશીલ બોર્ડને પોતાની સત્તા આપવાનો હક આપવામાં આવ્યો. આ પ્રમાણે થવાથી બંગાળની યુનીયન બોર્ડો પાસે ઘણી અલ્પ સત્તા રહી. સ્થાનિક સંસ્થાના દરેક સભ્યને સ્થાનિક બાબતોનું જ્ઞાન હોવું જોઇએ અને તેમાં તે રસ લેતો હોવો જોઇએ એ લોર્ડ રીપનનું વિધાન આ પ્રમાણે બાજુ હડસેલાયું.

આપણે ત્યાં ઇંગ્લાંડમાં કાઉન્ટી કાઉન્સીલો છે. તેઓ શિક્ષણ, રાજમાર્ગો, ગરીબાઇનો કાયદો, જમીનોના ટુકડાની માલીકીના પ્રશ્નો, ખેતીવાડીનો ઉત્કર્ષ અને બીજી ઘણી બાબતોમાં પોતાના અમલ ચલાવે છે. જો કે જેમ જેમ સામાજીક કાયદાઓની વૃધ્ધિ થતી જાય છે તેમ તેમ આ કાઉન્સીલો પર નવી નવી ફરજો નંખાતી જાય છે, છતાં આ કાઉન્સીલો હિંદુસ્થાનની ડીસ્ટ્રીક્ટ બોર્ડો સાથે સામાન્યતઃ મળતી આવે છે. પરંતુ ઇંગ્લાંડના ગ્રામ પ્રદેશમાં કાઉન્ટી કાઉન્સીલો ઉપરાંત બીજી બે સંસ્થાઓ છે. એક ગ્રામ ડીસ્ટ્રીક્ટ કાઉન્સીલ, જે આરોગ્ય ખાતું, ગટર, પાણી તથા ઘરો પુરું પાડવાનું, શહેરની રચના કરવાનું અને કર નાંખવાની સત્તા ધરાવે છે અને બીજી પેરીશ (Parish) કાઉન્સીલ (અને છેક ન્હાના ગામમાં ગ્રામ–સભા) જેના હાથમાં ગામની સાર્વજનિક જમીનો, પગથીઓ, જમીનની વહેંચણીઓ, ખુલ્લી જગ્યાઓ, દીવાબત્તીઓ વિગેરેની વ્યવસ્થા કરવાનું હોય છે અને જે ઘણી આરોગ્યની બાબતોમાં ડીસ્ટ્રીક્ટ કાઉન્સીલના આડતીયા તરીકે વ્યવહાર કરે છે. આ બન્ને સ્વાયત્ત અને સ્વતંત્ર સંસ્થાઓ છે. કરોની આવકમાં ઉભય પોતાનો હીસ્સો વાપરે છે અને કાઉન્ટી કાઉન્સીલ સાથે સહકારથી કામ કરે છે છતાં તેના પર અવલંબીને રહેતી નથી. કાઉન્ટી કાઉન્સીલ કેટલીકવાર ડીસ્ટ્રીક્ટ કાઉન્સીલને તેની ગટરની અને પાણીની અને કવચિત ઘરો પૂરા પાડવાની યોજનાઓમાં પણ આર્થિક મદદ કરે છે. આ ડીસ્ટ્રીક્ટ અને પેરીશ કાઉન્સીલને મળતી આવતી સંસ્થા ઘણુંખરું હિંદુસ્થાનમાં નથી. સ્થાનિક સ્વરાજ્ય હિંદુસ્થાનના ઘણા ભાગોના અનુભવમાં હજુ આવ્યું નથી એ મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ રીપોર્ટનું કથન આ કારણસર સત્યજ છે.

પરંતુ ભૂલવું જોઇતું નથી કે સ્થાનિક સ્વરાજની ઇંગ્લાંડની સુઘટિત વ્યવસ્થા માત્ર થોડાજ વખત પૂર્વે થયલી છે. એ વાત ખરી છે કે પૂર્વ કાળમાં ગામડાઓ પોતાનું વ્યવસ્થા તંત્ર સારી રીતે ચલાવતાં. મી. આરથર બ્રાયન્ટ "ઇંગ્લાંડ અન્ડર ચાર્લ્સ ધી સેકન્ડ" (England under Charles II) નામની પોતાની મનોરંજક કૃતિમાં જણાવે છે કે ગામડું એ રાજતંત્રની એક કડી (Unit) હતું. દરેક ગામના દેવળના રક્ષકે ગરીબોના પર અને રાજમાર્ગો પર દેખરેખ રાખનારાઓ તરીકે દર વર્ષે ઘરમાલીકો (Householders) માંથી વારા ફરતી નીમવામાં આવતા. જો કે જેમ જેમ મધ્યવર્તી સરકારે આ ખાતાનું કામ વધાર્યું તેમ તેમ ગામડાના આ અધિકારીઓની અગત્યતા ઓછી થતી ગઇ અને આખરે લુપ્ત થઇ. ગ્રામતંત્ર નષ્ટપ્રાય થયું. ત્યાર પછી સને ૧૮૯૫ ના કાયદાથી પેરીશ કાઉન્સીલો અસ્તિત્વમાં આણવામાં આવી. એજ કાયદાને

અન્વયે ડીસ્ટ્રીક્ટ કાઉન્સીલો સ્થપાઇ. કાઉન્ટી કાઉન્સીલો તો ૧૮૮૮ માં સ્થપાઇ ચૂકી હતી.

ઉપર વર્ણવેલી સ્થિતિ હિંદુસ્થાનમાં સને ૧૯૧૦ સુધી ચાલુ રહી. એક વર્ષમાં ડીસેન્ટ્રાલીઝેશન કમીશન (Decentralisation Commission)નો રીપોર્ટ બહાર પડ્યો. તેમાં ગામડાની વ્યવસ્થા સંબંધી એક આખું પ્રકરણ લખાયું છે. ગ્રામ પંચાયતોની વૃધ્ધિ કરવા માટે તેમાં નીચે પ્રમાણે મજબુત ભલામણ કરવામાં આવી છે:–

"ગામના સ્થાનિક પ્રશ્નોની વ્યવસ્થા કરવા માટે ગ્રામ પંચાયતો સ્થાપવી અને તેની વૃધ્ધિ કરવા માટે પ્રયત્નો કરવા અત્યંત ઇચ્છવાજોગ છે એમ અમે માનીએ છીએ. આમ કરવું કેન્દ્રગામી વ્યવસ્થાના હિતમાં છે તેમજ સ્થાનિક કારભારમાં જનતાને સાથમાં લેવા માટે ઇચ્છનીય છે. અમારો એ પણ મત છે કે સ્થાનિક જનતાને ગામડાના કારભારમાં જોડવા માટે 'ગામ' એક મજબુત અને સુંદર બંધારણના પાયા સમાન છે. તહેશીલ જેવી બીજી સંસ્થાઓ કરતાં ગામ એ જગજુની સંસ્થા છે, જેમાં લોકો એક બીજાને ઓળખતા હોય છે. પાણી, ગટરો વિગેરે ચોક્કસ જાણીતી જરૂરીઆતોમાં એ બધાનું હિત સમાયલું હોય છે. ગ્રામ સ્વરાજ્યની પ્રથા દાખલ કરવામાં આપણને જે નાસીપાસી મળી છે તેનું મુખ્ય કારણ એ હોઇ શકે કે આપણે પાયામાંથી મકાન બાંધવાને બદલે ઉપલા માળથી બાંધવાનું શરૂ કર્યું છે."

આ કમીશને ભલામણ કરી છે કે પંચાયતને દીવાની તેમજ ફોજદારી સત્તા તેમજ રાજકારભાર ચલાવવાની સત્તા આપવી જોઇએ. તેઓને લોકલ સેસમાં હિસ્સો આપવો જોઇએ અને કંઇ નહિ તો શરૂઆતમાં પંચાયતો સ્થાપવા માટે અને તેની વૃધ્ધિ કરવા માટે કલેક્ટરોને એક ખાસ મદદગાર માણસ રોકવાની સત્તા આપવી જોઇએ.

મધ્યવર્તી હિંદુસ્થાની સરકાર તરફથી કમીશનની આ દરખાસ્તોને અંતઃકરણનો આવકાર મળ્યો નહિ. હિંદુસ્તાન સરકારના સ્થાનિક સ્વરાજ ખાતાના સને ૧૯૩૫ ના મે માસના ઠરાવમાં ઇચ્છવામાં આવ્યું છે કે જ્યાં જ્યાં પ્રજાના સહકારથી કોઇ યોજના અમલમાં મુકાય એવી ઘડી કહાડવામાં આવે તો તેનો સ્થાનિક સરકાર પસંદ કરે તે રીતે પૂર્ણ અખતરો કરવો. આ માટે નીચેના સામાન્ય નિયમો આ ઠરાવમાં ઘડવામાં આવ્યા:–

(૧) ચૂંટી કહાડેલા ગામોમાં અથવા એક ગામ કરતાં વધારે વિસ્તૃત સ્થળ માટે આ પ્રયોગો કરવા.

(૨) કાયદા ઘડવાનું ધોરણ સામાન્ય રીતિનું અને ફરજીયાત નહિ હોઇ સામાન્ય સત્તા આપનારૂં રાખવું. સત્તા અને ફરજો–કારભાર વિષયક કે ન્યાયદાન સંબંધી–દરેક સ્થળે એકજ જાતની નહિ પણ જુદા જુદા પ્રકારની રાખવી.

(૩) બન્ને સત્તાઓ એકજ સંસ્થાને સોંપવી.

(૪) આરોગ્ય અને શિક્ષણ વિષયક ચાલતી સંસ્થાઓને પંચાયતમાં સમાવી દેવી.

(૫) પંચાયતની હકુમત મરજીઆત રાખવી પણ ફીના ધોરણ નીચા રાખી પક્ષકારોને પંચાયત પાસે પોતાની તકરારોના ફેંસલા કરાવવા લલચાવવા.

(૬) મરજીઆત કર નાખવાની સત્તા આપવી પણ મ્હોટા કરોથી પંચાયતની પ્રવૃત્તિ થતી અટકાવી દેવી નહિ.

(૭) બીજી કારભાર કરનારી સંસ્થાઓ સાથના પંચાયતના સંબંધની ચોખ્ખી વ્યાખ્યા કરવી. જો ડીસ્ટ્રીક્ટ બોર્ડ પંચાયતને આર્થિક મદદ કરતી હોય તો પંચાયતને તેની દેખરેખ હેઠળ મુકવામાં વાંધો નથી.

આ દરખાસ્તો સંબંધમાં મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ રીપોર્ટમાં ઉલ્લેખ છે કે "આશા રાખવામાં આવે છે કે શકય જગ્યાઓએ અસરકારક શરૂઆત કરવામાં આવશે."

આ સૂચનાઓ અનુસાર જુદા જુદા પ્રાંતોમાં પંચાયતના કાયદા પસાર કરવામાં આવ્યા. મુખ્ય મુખ્ય પ્રાન્તોમાં આવેલું તેનું પરિણામ હું ટુંકમાં જણાવીશ. પ્રાપ્ય રીપોર્ટોપરથી જોઇતી વિગતવાર ખબર મેળવી પ્રાન્તોમાં જે કંઇ બન્યું છે તેની હકીકત આપવામાં જે કાંઇ ખામીઓ અથવા ગેરસમજ તમને માલમ પડે તો તે માટે દરગુજર કરશો.

મુંબઈ—મુંબઇ ઇલાકામાં સને ૧૯૨૦ માં પંચાયતનો કાયદો પસાર કરવામાં આવ્યો હતો. તે કાયદા હેઠળ લગભગ ૨૫૦ પંચાયતો સ્થપાઇ હતી. એ પંચાયતોનો રીપોર્ટ ડીસ્ટ્રીક્ટ બોર્ડના રીપોર્ટ ભેગો દર વર્ષે પ્રગટ કરવામાં આવે છે. આના પરથી માલમ પડે છે કે આ પંચાયતો સંતોષકારક કામ કરતી નહોતી. આ કાયદાની ખામીઓ દૂર કરવાના હેતુથી બે ત્રણ વર્ષે એક બીજો કાયદો પસાર કરવામાં આવ્યો, જેમાં એના બંધારણની પુનર્રચના કરવામાં આવી અને ઘટતા ભંડોળ માટે અને વધુ સત્તા માટે ગોઠવણ કરવામાં આવી. હવે ગામના પટેલ અને ઇનામદાર (હોય તો), અને તે ઉપરાંત પાંચથી અગીયાર ચૂંટાયલા સભ્યોની પંચાયત બનશે. આ ઉપરાંત જે વર્ગના પ્રતિનિધિઓ આ પંચાયતમાં ચૂંટાયા નહિ હોય તે વર્ગનું પ્રતિનિધિત્વ જાળવવાને કલેક્ટર બે માણસ નીમી શકે છે. પંચાયતનું ભંડોળ ડીસ્ટ્રીક્ટ બોર્ડ તરફથી તે ગામની લોકલ ફંડની આવકનો પંચમાંશથી ઓછો નહિ એવો ભાગ, પંચાયત તરફથી નંખાતા કરો તથા બીજી પરચુરણ રકમોનું બનેલું રહેશે.

સરકાર તરફથી પણ મદદ મળતી શાળાઓને ગ્રાન્ટ આપવામાં આવે છે અને ગામ સુધારવાના ખર્ચમાં ડીસ્ટ્રીક્ટ બોર્ડ ભાગ આપે છે. આ કાયદામાં એમ પણ જણાવવામાં આવ્યું છે કે જ્યાં પંચાયત સ્થપાઇ હોય ત્યાં બેન્ચ પણ રચવામાં આવશે (?) આ બેન્ચના બહુમતીવાળા સભ્યો પંચાયતના મેમ્બરમાંથી કલેક્ટર નીમશે અને પ્રમુખ પણ કલેક્ટર નીમશે. આ બેન્ચને ફોજદારી તેમજ દીવાની સત્તા આપવામાં આવી છે. ફોજદારી બાબ-

લાની રૂએ રૂા. ૨૦ સુધીનો દંડ કરવાની સત્તા આપવામાં આવી છે અને દીવાની ખટલામાં રૂ. ૨૫ સુધીની (પક્ષકારો સંમત હોય તો રૂ. ૧૦૦ સુધીની) મીલ્કતના દાવા ચલાવવાની સત્તા આપવામાં આવી છે. વકીલો અને મુખત્યારોને બેન્ચ સન્મુખ ઉભા રહેવાની મના છે. સને ૧૯૩૪-૩૫ ના રીપોર્ટ પરથી જણાય છે કે તે વર્ષ દરમ્યાન ગ્રામોદ્યોગની યોજનાને અંગે ગ્રામ પંચાયતની વૃદ્ધિ માટે સરકારે રૂ. ૧૦૦૦૦)ની મદદ આપી હતી. મુંબઇ ઇલાકાનો અનુભવ બીજા પ્રાંતો માટે માર્ગદર્શક થઇ પડવો જોઇએ. કેટલાંક વર્ષો થયાં મુંબઇનું લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટીટ્યુટ પંચાયતને ઉંચી પાયરીપર લઇ જવા માટે ખાસ લક્ષ આપે છે અને તેની વૃદ્ધિ માટે સક્રિય મદદ કરે છે.

મદ્રાસ–મદ્રાસ ઇલાકામાં પંચાયત બોર્ડો જેને યુનિયન બોર્ડો તરીકે ઓળખવામાં આવતી હતી તે સને ૧૮૮૮ ના પાંચમા કાયદાની રૂએ બધા મોટા ગામડાઓમાં સ્થાપવામાં આવી. એની સંખ્યા ૪૫૦ ની નજીક છે. જ્યાં જ્યાં તે સ્થાપવામાં આવી છે ત્યાં તે સ્થાનિક કારભારમાં અગત્યનો ભાગ ભજવે છે. ડીસ્ટ્રીક્ટ બોર્ડના રીપોર્ટ ભેગો એના કામકાજનો હેવાલ પણ દર વર્ષે પ્રગટ થાય છે. ગયા વર્ષના બહાર પડેલા રીપોર્ટ પ્રમાણે ઘર તથા ધંધા વેરામાં તથા બીજી આવકમાંથી આ પંચાયતોએ રૂ. ૨૭ લાખ એકઠા કર્યાં અને આરોગ્ય, દીવાબત્તી, રસ્તા અને બીજાં કામોમાં તે ખર્ચ્યા. સને ૧૯૧૮ માં બહાર પડેલી મદ્રાસ યુનિવર્સિટી ઇકોનોમીક સીરીઝ (Madras University Economic Series) માં પ્રત્યેક ગામની સ્થિતિના ખાસ કરીને આરોગ્ય સંબંધી વર્ણનમાં આ પંચાયતોના કાર્ય પર આડકતરી રીતે ઘણું અજવાળું પડે છે.

એક ગામ માટે લખ્યું છે કે–આ પંચાયત આરોગ્યતાના કામ માટે સ્થપાઇ છે. દર સોમવારે પ્રત્યેક કુટુંબ ગામની આરોગ્યતાના કાર્ય માટે અર્ધા દિવસનું મહેનતાણું આપે છે. આ મહેનતાણાને બદલે એક આનો તેઓ આપી શકે છે.

બીજા એક ગામ માટે લખે છે કે–આ ગામમાં પંચાયત નથી. જો કે મુન્સીફની આરોગ્ય જાળવવાની ફરજ છે છતાં કોઇ તે તરફ લક્ષ આપતું નથી. વર્ષમાં એક વખત આરોગ્ય ખાતાના ઇન્સ્પેક્ટર આવી જાય છે અને પોતાની આરામખુરશીમાં બેસી પોતાની નોંધપોથીમાં સંતોષકારક શેરો મારી જાય છે.

સને ૧૯૨૦ માં ગામ પંચાયતનો એક કાયદો પસાર થયો તેની રૂએ કેટલીક નાની ગ્રામ પંચાયતની બોર્ડો સ્થપાઇ. તેઓની સંખ્યા ૪૦૦૦ ની અને આવક ૮ લાખની જણાય છે જો કે તાજેતરના રીપોર્ટમાં તેઓ સંબંધી વિગતવાર માહીતી હું મેળવી શક્યો નથી.

મધ્ય પ્રાન્ત–સને ૧૯૩૩-૩૪ ના વર્ષના ડીસ્ટ્રીક્ટ બોર્ડના રીપોર્ટમાં પંચાયત સંબંધી એક ફકરો છે તેમાંથી જણાય છે કે વર્ષ દરમ્યાન ૬૫ નવી પંચાયતો સ્થપાઇ હતી અને ઘણી નવી ગ્રામ બેન્ચો તથા કોર્ટોને દીવાની તથા ફોજદારી સત્તા આપવામાં આવી હતી. હાલ ત્યાં લગભગ ૯૦૦ પંચાયતો છે. આગલા એક રીપોર્ટમાં જણાવ્યું છે કે તેઓ ન્યાયદાનનું કામ ઉત્તમ રીતે કરે છે, અને અન્ય કારભાર કરવામાં મંદ છે. જે પંચા-

પતો કર એકઠા કરે છે તેનો ખર્ચ ૧૧ા લાખ થવા જાય છે. રીપોર્ટમાં જણાવ્યું છે કે, યેવતમાલ નામના ડીસ્ટ્રીકટમાં પંચાયતના કામ પર દેખરેખ રાખવા માટે, અને તેના મેમ્બરોને કેળવવા માટે ડીસ્ટ્રીકટ બોર્ડે પાંચ ઇન્સ્પેક્ટર અને એક સુપરવાઇઝરની નીમણુંક કરી હતી. ગવર્નમેન્ટ માને છે કે "પંચાયતને તેના કારભારમાં ભાગ લેતી કરવામાં ઉત્તેજન આપવા માટે ડીસ્ટ્રીકટ કાઉન્સીલોએ ઘણું કામ કરવાનું છે, જેથી આ પંચાયતો ગ્રામ સ્થાનિક સ્વરાજ્યમાં અસરકારક કામ કરતી સંસ્થાઓ થઇ પડે."

બંગાળ–બંગાળના ગામડાના સ્થાનિક સ્વરાજનો ઇતિહાસ જુનો છે. ત્યાં છેક સને ૧૮૭૦ માં વીલેજ ચોકીદારીનો કાયદો પસાર થયો હતો. એ કાયદાની રૂએ ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ ૩ થી ૫ માણસની નીમણુંક કરી પંચાયત સ્થાપતો. આ પંચાયત ચોકીદારોને નીમતી અને તેના પર અંકુશ રાખતી. આ પંચાયતો જુદા જુદા તબક્કામાંથી પસાર થઇ જેનો ઇતિહાસ લખવો આ સ્થળે લાંબો થઇ પડે. ઉપર મેં જણાવ્યું છે કે ૧૮૮૩ ના કાયદાથી યુનિયન કમિટીઓ સ્થપાઇ હતી. ડીસ્ટ્રીકટ બોર્ડના ૧૮૮૫ ના કાયદાથી સ્થાનિક સ્વરાજની વ્યવસ્થામાં સુદ્રઢ સ્થિતિને પ્રાપ્ત થયલી આ ચોકીદારી પંચાયતને હાની પહોંચી. છતાં એ પંચાયતોની ઉપયોગીતા પૂરવાર થઇ ચૂકી હતી અને જ્યારે ૧૯૧૯ માં વીલેજ સેલ્ફ ગવર્નમેન્ટ એકટ (Village Self Government Act) પસાર થયો ત્યારે આવી ૨૦૦૦ પંચાયતો હસ્તી ધરાવતી હતી. આ નવા કાયદાએ ચોકીદારી પંચાયતોને યુનિયન પંચાયતો સાથે જોડી દીધી અને તે જોડાણને 'યુનિયન બોર્ડ'નું નવું નામ આપ્યું.

આ નવી સંસ્થાને જુની પંચાયતની પોલીસની સત્તા સોંપવામાં આવી અને ગામના વ્યવહાર કરવાની અન્ય સત્તા પણ અપાઇ. આ બન્ને કામો માટે કરો ઉઘરાવવાની ફરજ તેઓ પર નંખાઇ. એના મેમ્બરોમાંથી બે ભાગ ચુંટાયલા અને એક ભાગ નીમાયલા હોય છે. સને ૧૯૨૮ ની સાલમાં જે 'યુનીયન બોર્ડ મેન્યુઅલ' (Union Board Manual) બહાર પડયું તેમાં જણાવ્યું છે કે ગવર્નમેન્ટની મચ્છા આખાએ પ્રાન્તમાં આ બોર્ડો પસરાવવાની અને તેની તૈયારી કરવા તેના વિસ્તારોની પુનરૂરચના કરવાની છે. આ કારણસર તેના યુનિયનોની વૃદ્ધિ કરવા, હિસાબની ઑડીટ કરવા અને ડીસ્ટ્રીકટ અમલદારની સામાન્ય સત્તા હેઠળ તેની દેખરેખ રાખવા સારૂ સર્કલ ઇન્સ્પેકટર્સ (Circle Inspectors) ની નીમણુંકો કરવામાં આવી. સ્થાનિક સ્વરાજ ખાતું પ્રતિવર્ષ યુનિયન બોર્ડ પર જુદા ઠરાવ પ્રગટ કરે છે અને આવા છેલ્લા ઠરાવ પરથી માલુમ પડે છે કે આ કામમાં પ્રગતિ એકસરખી ચાલુ છે. હાલ ૫૭૩૮ બોર્ડો હસ્તી ધરાવે છે અને બંગાળ ઇલાકાના ૨/૩ વિસ્તારમાં તે પ્રસરી છે. બોર્ડનો સરેરાસ વિસ્તાર ૧૧ ચોરસ માઇલનો અને વસ્તી ૮૦૦૦ માણસોની છે. હજુ પણ એનું મુખ્ય કામ પોલીસને લગતું છે જેને માટે ૫૭ લાખ રૂપીઆ તેઓએ વર્ષ દરમ્યાન કર ઉઘરાવ્યો છે. બીજાં કામો માટે ૧૧ લાખ કર ઉઘરાવાયો હતો. ડીસ્ટ્રીકટ બોર્ડો તરફથી ૪ ૧/૨ લાખની મદદ મળી હતી. ઢોરના ડબ્બા, હોડી ફેરવવા, ઉપરનો કર (ferry) વગેરેની પરચુરણ આવકની મદદથી સાર્વજનિક કામો તથા શિક્ષણ માટે રૂા. ૧૭ લાખ તેઓ વાપરવાને શક્તિમાન થયા હતા. ૧/૩ જેટલી બોર્ડોમાં બેન્ચો

અને કોર્ટો સ્થપાઇ છે અને તેઓ ન્યાયદાનનું કામ કરે છે. હાઇ કોર્ટ તરફથી તેના આ કામના વખાણ થયા છે.

**બીહાર અને ઓરીસા**—આ પ્રાંત જેનો ૧૮૮૫ માં બંગાળમાં સમાવેશ થતો હતો તેમાં તે વર્ષના કાયદાની રૂએ સ્થપાયેલી કેટલીક યુનિયન કમિટીઓ હસ્તી ધરાવે છે. આ કમિટીઓની કુલ આવક ૯૫૦૦૦ રૂપીઆની છે, તેમાંના રૂ. ૪૮૦૦૦ ડીસ્ટ્રીક્ટ બોર્ડ તરફે મળેલા, અને રૂ. ૩૩૦૦૦ આ કમિટિઓએ શિક્ષણ, અને ગ્રામોદ્ધાર માટે એકઠા કરેલા હતા. ડીસ્ટ્રીક્ટબોર્ડના વાર્ષિક હરાવોમાં યુનિયન બોર્ડો રચવા માટે ઉલ્લેખ આવતો નથી, પણ સને ૧૯૨૨ માં વીલેજ એડમીનીસ્ટ્રેશન એક્ટ પાસ થયો. સને ૧૯૩૩–૩૪ની જનરલ એડમીની-સ્ટ્રેશન રીપોર્ટ ઉપરથી માલમ પડે છે કે આ બોર્ડોની હાલની સંખ્યા ૧૪૭ ની છે. યુનિયન કમિટિઓની માફક આ બોર્ડોની આવક પણ અમુક અંશે ડીસ્ટ્રીક્ટ બોર્ડોમાંથી આવે છે અને અમુક અંશે તે કર નાંખીને પુરી પાડે છે. આ રીપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે આ બોર્ડોના આવકના સાધનો સંકુચિત હોવાને લીધે અને પક્ષાપક્ષીને લીધે તેની પ્રગતિ અટકે છે, અને ડીસ્ટ્રીક્ટ બોર્ડો આ યુનિયન બોર્ડોના કામમાં સામાન્ય રીતે રસ લેતી નથી કે તેઓને તેઓના ઉપયોગી કામમાં ઉત્તેજન આપતી નથી.

**પંજાબ**—સને ૧૯૨૨ માં ગ્રામ પંચાયત એક્ટ પસાર કરવામાં આવ્યો અને પ્રતિવર્ષે પંચાયતના કાર્ય સંબંધી રીપોર્ટ બહાર પડે છે. હાલ પંચાયતની સંખ્યા ૧૦૯૦ ની આવે છે એટલે કે દર ૩૫ ગામે એક પંચાયત છે. આ પંચાયતો નાના નાના દિવાની અને ફોજદારી ખટલાઓ ચલાવે છે. તેઓને કર નાંખવાની સત્તા છે અને આરોગ્યતા અને તેવા બીજા સુધારાના કામ ઉપર તેની આવક ખર્ચે છે; જો કે ઘણી થોડી પંચાયતો આ પ્રમાણે કરે છે. તેઓની કુલે આવક રૂ. ૬૦૦૦૦ ની થાય છે જેમાંની ઘણી ખરી ફીમાંથી વસુલ કરેલ હોય છે. થોડા વરસ પૂર્વે ઘણા જીલ્લામાં પંચાયતની હીલચાલને ઉત્તેજીત કરવા ખાસ અધિકારીઓ નીમવામાં આવ્યા હતા, પણ ૧૯૩૧–૩૨ માં કરકસરના હંગામમાં આ નીમણુંકો રદ કરવામાં આવી હતી. સને ૧૯૩૩–૩૪ ના રીપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે આ નીમણુંકો રદ થયા પછી પંચાયતો ઉપર જોઇતી દેખરેખ રખાતી નથી કે તેમને યોગ્ય સલાહ અપાતી નથી; અને વધુમાં પંચાયતોની સંખ્યા વધારવાની જરૂર જણાય છે, અને ગ્રામોદ્ધારને મદદરૂપ થઇ પડે તેટલા માટે તે જરૂરનું છે કે પંચાયતનું ધ્યાન ગામના યોગ્ય વહીવટ કે કારોબાર તરફ ખેંચવામાં આવે. આ કારણસર દેખરેખ રાખનાર માણસોની પ્રથમ આવશ્યકતા છે. સરકારે હાલ ૨૧ પંચાયતોના ઓફીસરોની નીમણુંક કરી છે કે જેઓ ગ્રામપુનર્રચનાના કમીશ્નર (Commissioner of rural reconstruction)ના હાથ નીચે શિક્ષણ લઇ રહ્યા છે.

**સંયુક્ત પ્રાન્ત**—સને ૧૯૨૦ માં ગ્રામ પંચાયત એક્ટ પસાર કરવામાં આવ્યો હતો; તે કાયદા હેઠળ ૪૦૦૦ પંચાયતો કામ કરે છે. ખાસ અધિકારીઓ આ કામ માટે રોકવામાં આવ્યા નથી, પણ જીલ્લા કચેરીના અધિકારીને એની પોતાની ફરજ ઉપરાંત પંચાયતના અધિકારીનું કામ સોંપવામાં આવ્યું છે. આ પંચાયતોને કર નાંખવાની સત્તા નથી.

શિક્ષણ, જાહેર તંદુરસ્તી, પાણી પુરૂં પાડવું, ગામડાના રસ્તા સુધારવા અને બીજાં જાહેર ઉપયોગી કામો કરવાં, એ તેઓની ફરજ છતાં એ લોકોના ભંડોળનો આધાર માત્ર એ લોકોના ન્યાય ખાતામાંથી આવતી ફી અને દંડની રકમો તેમજ સરકાર, સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓ અને ખાનગી માણસો તરફથી મળતી રકમો ઉપર રહે છે. આ પંચાયતોની કાર્યવાહી સંબંધી જુદો રીપોર્ટ બહાર પડતો નથી, પણ જનરલ એડમીનીસ્ટ્રેટીવ રીપોર્ટ (General Administrative Report) ના એક ફકરામાં જણાવવામાં આવ્યું છે કે આ પંચાયતો, ન્યાયદાનનું કામ સારૂં કરે છે અને ગામની આરોગ્યતાનું કામ કરવાની તેઓએ શરૂઆત કરી છે. રીપોર્ટમાં ઉમેરવામાં આવ્યું છે કે અધિકારી વર્ગની મદદની એમને ખાસ જરૂર છે અને જ્યાં જ્યાં એ મદદ ઉદાર વૃત્તિથી આપવામાં આવી છે ત્યાં ત્યાં પંચાયતોનું પોતાનું કામ કરવામાં સફળતા મળી છે. જ્યાં જ્યાં પંચાયતો સ્થપાઇ છે અને આપસ આપસનો સંબંધ જ્યાં સારો જળવાઇ રહ્યો છે ત્યાં તેને ફતેહ મળે છે. પક્ષાપક્ષી એ એના ઉપયોગીપણામાં મોટામાં મોટી નડતર છે.

**દેશી રાજ્યો**–દેશી રાજ્યો માટે એક શબ્દ ઉમેરીશું. વડોદરામાં ૮૦૦૦ પંચાયતો છે. તેમને લોકલ સેસમાંથી સારી જેવી રકમ મળે છે. પોતાના અગીઆરે અગીઆર હજાર ગામોમાં પંચાયતનો કાયદો લાગુ પાડવાનું હિંમતભર્યું પગલું લેવામાં માઇસુર રાજ્ય સૌથી પ્રથમ છે.

પંચાયતની હીલચાલની તરફેણમાં મારા અભ્યાસ દરમ્યાન મેં ઘણા અભિપ્રાયો એકઠા કર્યા છે. તે સઘળાના વિગતવાર ઉતારા આપતા આ લેખ ઘણો લાંબો થઇ જાય. છતાં હું તેમાંના કેટલાક સંબંધી ઉલ્લેખ કરીશ. મી. સીડની વેબે ગ્રામ સભાની તરફેણ કરી છે. લોર્ડ મોરલીની ઇચ્છા એવી છે કે તેઓએ જાહેર જીંદગીની પ્રથમ શરૂઆત ગામડાથી કરવી જોઇએ. મીસીસ બેસન્ટે એવો અભિપ્રાય આપ્યો હતો કે કોમન વેલ્થ ઑફ ઇન્ડીઆ (Commonwealth of India) બીલમાં ગ્રામ સભાને સ્થાન આપ્યું તે બહુ મહત્વનું પગલું છે. હાલના સેક્રેટરી ઑફ સ્ટેટે બંગાળની એક યુનિયન બોર્ડની મુલાકાત લીધા બાદ લખ્યું છે કે "હિંદુસ્થાનની આ જુની પ્રથા તરફ આ આવકારદાયક વલણથી સ્થાનિક સ્વરાજ્યમાં નવો પ્રાણ પ્રેરાયો છે." હાલના લેખકોમાં પંજાબમાં મેસર્સ ટ્રેવાસ્કીસ, ડારલીંગ, સ્ટ્રીકલેંડ બંગાળમાં હાર્ટ, અને જે. એસ. ગુપ્તા, મદ્રાસમાં મી. મેથાઇ, ગામડાના રાજ્યતંત્રનો પુનરૂધ્ધાર કરવાની તરફેણમાં છે. આ જાતનું રાજ્યતંત્ર પૂર્વના દેશોમાં એક અથવા બીજા સ્વરૂપમાં હસ્તી ધરાવે છે. મી. સ્ટ્રીકલેંડ જણાવે છે કે ગ્રામ્ય સંસ્થા ચીનમાં પ્રબળ છે. મી. રોબર્ટ સ્કોટ જણાવે છે કે જાપાનમાં દરેક ગામમાં સભાઓ છે અને તે મોટા ભંડોળની વ્યવસ્થા કરે છે. હિંદુસ્થાનના ગામડાઓની આ સંબંધની લાગણી તેઓની કહેવતમાંથી જણાઇ આવે છે. દાખલા તરીકે "પંચ માને ખુદા, અને ખુદા માને પંચ." "પરમેશ્વર પંચાયત સાથે છે અને પંચાયત પરમેશ્વર સાથે છે." ન્યાયદાન વિષેની પંચાયતની દરેક ઠેકાણાની ફતેહનું મૂળ કારણ એ જણાય છે કે પંચાયત સન્મુખ સત્ય હકીકત તરત બહાર આવે છે.

આખરે સરકારને પણ ગામડાના તંત્રની જરૂર જણાય છે. દાખલા તરીકે સંયુક્ત પ્રાન્તની સરકારે એની પોતાની ગ્રામોધ્ધારની યોજનામાં સ્વાવલંબનપણાને અને ભાઇચારાની લાગણીને પ્રથમ પંક્તિમાં મુકયા છે, અને જણાવ્યું છે કે ગામના સુખને ખાતર એ પ્રથમ આવશ્યક છે કે ગામમાં કોઇપણ જાતનું તંત્ર સ્થાપવું. સરકારે બહાર પાડેલા મેન્યુઅલમાં કહ્યું છે કે જે ગામમાં પંચાયતો હસ્તી ધરાવતી હોય તે ગામમાં તે પંચાયતના સભ્યોને આ ગામડાના તંત્રના અધિકારીઓ બનાવવા. જ્યાં આવી પંચાયતો નહિ હોય ત્યાં ગ્રામ સુધારપંચાયત નામની નવી સંસ્થા ઉભી કરવામાં આવે છે. મુંબઇ અને પંજાબમાં મેં જણાવ્યું છે તેમ ગ્રામોન્નતિ અથવા ગ્રામ પુનરૂધ્ધારના કાર્યમાં પ્રથમ પગથિયા તરીકે નિયમિત ગ્રામ પંચાયતનો ઉપયોગ કરવાના પ્રયત્નો થઇ રહ્યા છે.

એટલું તો ચોક્કસ છે કે કાર્યકર્તાઓના પ્રયત્નોમાંથી જો સનાતન ફળ લાવવું હોય તો એ આવશ્યક છે કે દરેક ગામમાં અથવા ગામોના એક સમુદાયમાં એક કાયમી સંસ્થા સ્થાપવી અને તે સંસ્થાને ગામના સુખ સાધન માટે જોખમદાર બનાવવી અને જે સુધારાઓ અનુભવથી ઉપયોગી જણાયા હોય તે સ્વીકારવાને અને અમલમાં મુકવા માટે તેઓ તૈયાર હોવા જોઇએ; તેમજ જમીન અને બીજી ગામના હિત માટેની મિલ્કતોની બક્ષીસો લેવાને અને તેનો વપરાશ કરવાને માટે તેઓને કાયદેસર અધિકાર હોવો જોઇએ. પ્રાચીન ગામ્ય જીવનનું આ એક મુખ્ય અંગ હતું. ગામડાના ઘણાખરા સાહસિક અને બુદ્ધિશાળી માણસો ઘણી નાની ઉમરથી શહેરોની અંગ્રેજી શાળાઓ તરફ દોરવાય છે અને ત્યાંથી પોતાના ઘર તરફ થોડા રજાના દિવસો પાળવા સિવાય ભાગ્યે પાછા ફરે છે. ખરેજ, આ એક કમનસીબ છે. તેઓ જ્યારે ઘેર પાછા ફરે છે ત્યારે તેઓને આકર્ષવા માટે ગામમાં કાંઇ હોતું નથી. હિંદુસ્થાનના ગ્રામ્ય વિભાગનું રવીન્દ્રનાથ ટાગોર એની 'ગોરા' નામની વાર્તામાં આ પ્રમાણે વર્ણન કરે છે. "પોતાની શક્તિનો એને અત્યંત ઝાંખો ખ્યાલ હોય છે. પોતાનું સુખ શેમાં સમાયેલું છે તેની તેને ખબર હોતી નથી, અને તે જાણવાને તે બેદરકાર રહે છે. ગામડીઆના માનસ સ્થિતિસ્થાપક હોય છે. તેઓનું જીવન ઘણી નજીવી બાબતોમાં ગુંચવાયલું રહે છે અને તેઓના પ્રયત્નો અત્યંત દુર્બળ રહે છે." એગ્રીકલચરલ કમીશન એ વાત ઉપર ભાર મુકે છે કે આર્થિક સુધારણાથી આ સ્થિતિમાં ચિરસ્થાયી ફાયદો થશે નહિ. કારણ કે વધતી જતી વસ્તીના દબાણની માઠી અસરોને આર્થિક ઉન્નતિ માત્ર અમુક વખત સુધીજ મુલતવી રાખશે. જીવનના ઉચ્ચ ધ્યેયોને ખીલવવા જરૂરના છે અને ઉચ્ચ જીવન ગુજારવાની ધગશને આ ઉન્નતિના કાર્યમાં જોડવી ઘટે છે. આ નિર્જીવ સ્થિતિને જાગૃત કરવાને હાલનું પ્રચાર કાર્ય જે પ્રયત્ન કરે છે તેની થોડી ઘણી અસર જરૂર થશે. પણ આવા વ્યાખ્યાનો અને ડીમોન્સ્ટ્રેશન્સ (Demonstrations) વિગેરે ગામડીઆના દૃષ્ટિકોણમાં સ્થાયી ફેરફાર કરી શકે એ સંશયજનક છે. ગામડામાં એક સંસ્થા ગામડામાં સુખશાન્તિ, અને સુધારાઓ માટે અને ગામડાઓની તકરારોનો નિર્ણય કરવા માટે જોખમદાર એવી એક સંસ્થા ગામમાં ઉભી થાય તેના કરતાં ઉચ્ચ જીવન ગુજારવાની ઇચ્છાને વધારે પોષણ આપનાર વધુ સચોટ ઉપાય બીજો એક નથી.

એ વાત ખરી છે કે આ કાર્યમાં અનેક મુશ્કેલીઓ છે તેમાં મુખ્ય ગામડાઓની પક્ષાપક્ષી અને અંતર્કલહો છે; પણ જો આપણે સુધારા કરવાજ હોય તો તે મુશ્કેલીઓનો

સામનો કરવો જોઇશું. અનુભવે સિધ્ધ થાય છે કે જુદા જુદા ધર્મના મનુષ્યોના પ્રતિનિધિ-રૂપ પંચાયતોએ સાર્વજનિક કામો હળીમળીને વારંવાર કર્યાં છે.

એ કબુલ કરવું પડશે કે હાલ સ્થપાયલી પંચાયતોમાં કેટલીક ખામીઓ પણ છે. દાખલા તરીકે એ જરૂરનું છે કે તેના બંધારણ અને તેની વૃધ્ધિ માટે દેખરેખની જરૂર છે. ડીસેન્ટ્રાલીઝેશન કમિશને (Decenstralization Commission) એક આવા વખતના પંચાયત ઓફીસરની નીમણુંક કરવાની ભલામણ કરી હતી પણ પંજાબ અને બંગાળ સિવાય આ પગલું બીજાએ લીધું જણાતું નથી. મને ખબર નથી કે ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆ(Government of India) નો પંચાયતનો અમલ ઐચ્છિક ન રાખવાનો સિધ્ધાંત કોઇપણ પ્રાંતે માન્ય રાખ્યો છે કે કેમ. મારો મત છે કે પંચાયતની હકુમત જો ફરજીઆત ન બનાવવામાં આવે તો આખી યોજના પડી ભાંગે. આ સત્ય ૧૮૦ વર્ષ પૂર્વે સર ટી. મનરોએ પણ જણાવ્યું હતું. બીજું કેટલાક પ્રાંતોમાં પંચાયતોને ડીસ્ટ્રીકટ બોર્ડના સીધા તાબામાં મુકવામાં આવી છે. ખરેખર એમ લાગે છે કે એવી થોડીજ ડીસ્ટ્રીકટ બોર્ડો હશે કે જે પંચાયત જેવી સંસ્થાને ઉત્તેજન આપવાને માટે સતત્ પ્રયત્નો કરે કારણ કે જો આવી સંસ્થાઓ ફ્તેહમંદ થાય તો ડીસ્ટ્રીકટ બોર્ડનીજ પોતાની સત્તા ઉપર આક્રમણ આવે.

જ્યાં આગળ પંચાયતો ડીસ્ટ્રીકટ બોર્ડના કબજામાં નથી ત્યાં પણ જે આવક પંચાયતો પોતે ઉત્પન્ન કરતી નથી તે આવક માટે જીલ્લા બોર્ડ પર તેને આધાર રાખવો પડે છે. એક જીલ્લામાં તો પંચાયતને કર ઉઘરાવવાની સત્તા પણ નથી. મને આવશ્યક જણાય છે કે આવી સત્તા તેઓને હોવી જોઇએ અને મુંબાઇની માફક તેના સામાન્ય ખરચ માટે લોકલ રેઇટમાં તેને હિસ્સો મળવો જોઇએ અને જાહેર ખાતાના ખાસ ખરચ માટેજ તેને ડીસ્ટ્રીકટ બોર્ડ ઉપર આધાર રાખવો જોઇએ.

# કલકત્તામાં પ્રાથમિક કેળવણી વ્યવસ્થા

**વસ્તી:**—સને ૧૯૩૧ માં કલકત્તાની વસ્તી હાવરા સાથે ૧,૪૮૫,૫૮૨ માણસોની હતી.

**કલકત્તા કોરપોરેશન:**—સન ૧૯૩૪ સુધી કલકત્તા કોરપોરેશનમાં ૯૬ સભ્યો બેસતા હતા. આ સંખ્યા હાલ ઘટાડીને ૯૨ ની કરવામાં આવી છે. આ ઘટાડાનું કારણ એ છે કે એક વૉર્ડ કલકત્તાના ધોરણે વેરા નહિ ભરી શકવાથી તેને કોરપોરેશનના તાબામાંથી છુટો કરવામાં આવ્યો છે. આ ૯૨ સભ્યો નીચે પ્રમાણે છે:—

૫ ઓલ્ડરમેન.

૧૦ સરકાર નિયુક્ત સભ્યો.

૧૨ ખાસ વર્ગોના પ્રતિનિધિઓ (બંગાળ ચેમ્બર ૬, ટ્રેઇડઝ ૪ અને પોર્ટ ૨.)

૬૫ એકત્રીસ વૉર્ડના પ્રતિનિધિ સભ્યો.

કુલ ૯૨

શહેરના કામકાજની વ્યવસ્થા માટે કોરપોરેશને પોતાના ૧૦ સ્ટેન્ડીંગ કમિટિઓમાં વિભાગ કર્યા છે, જેમાંની એક પ્રાથમિક કેળવણીની કમિટિ પણ છે.

પ્રતિવર્ષ કોરપોરેશન પોતાના સભ્યોમાંથી એકને મેયર તરીકે ચુંટી કાઢે છે. આ ઉપરાંત એક ડેપ્યુટી મેયર પણ આજ રીતે ચુંટવામાં આવે છે.

**પ્રાથમિક કેળવણી કમિટિ:**—પ્રાથમિક કેળવણીની સ્ટેન્ડીંગ કમિટિ સિવાય બધી સ્ટેન્ડીંગ કમિટિઓ ૧૨ સભ્યોની બનેલી છે. પ્રાથમિક કેળવણીની સ્ટેન્ડીંગ કમિટિની રચના નીચે પ્રમાણે તદ્દન નિરાળી છે.

૬ કલકત્તા કોરપોરેશનના સભ્યો અથવા ઓલ્ડરમેન.

૩ કોરપોરેશને સ્ટેન્ડીંગ કમિટિને સહાય કરવા માટે નીમેલા સભ્યો.

આ પ્રમાણે કુલે ૯ સભ્યો.

કમિટિ પોતામાંથી એક પ્રમુખ તેમજ એક ઉપપ્રમુખ ચુંટી કાઢે છે. આ ચુંટણી દર વર્ષે થાય છે.

**કારોબારી સત્તાઓ:**—ક્રમવાર લેતાં કોરપોરેશન પછી બીજી કારોબારી સત્તા તરીકે ચીફ એક્ઝીક્યુટીવ ઑફીસર આવે છે. દર વર્ષે એપ્રિલની શરૂઆતમાં તેને સન ૧૯૨૩ ના કલકત્તા મ્યુનિસિપલ એક્ટની કલમ ૧૨ (૧) મુજબ કેળવણીને લગતી સત્તાઓ સાથેની સત્તાઓ કોરપોરેશન તરફથી સોંપવામાં આવે છે. પ્રમુખના એકલાના હાથમાં

(ર) એસીસ્ટન્ટ હેડ માસ્તર રૂ. ૬૦–૪–૮૦ (૧૦ વર્ષ પછી) ૪–૧૦૦.
(ક) એસીસ્ટન્ટ શિક્ષકો રૂ. ૪૫–૫–૫૦–૪–૭૦ (૧૦ વર્ષ પછી) ૪–૯૦

**પહેલો વર્ગ અને બસ્તી (Bustee) શાળાઓ :–**

**પુરૂષ શિક્ષકો :–**

(અ) હેડ માસ્તર–ઇન્ટર આર્ટર્સ (ટ્રેઇન્ડ) ઓછામાં ઓછી લાયકાત રૂ. ૪૫–૫–૫૦–૫–૭૦ (૧૦ વર્ષ પછી) ૫–૧૦૦
(બ) એસીસ્ટન્ટ શિક્ષકો— રૂ. ૩૫–૫–૪૦–૩–૫૫ (૧૦ વર્ષ પછી) ૪–૭૫

**સ્ત્રી શિક્ષકો :–**

(અ) હેડ મીસ્ટ્રેસ (ઇન્ટર આર્ટસ સુધીના અભ્યાસવાળી) રૂ. ૪૫–૫–૫૦–૫–૭૦ (૧૦ વર્ષ પછી) ૫–૧૦૦
(બ) હેડ મીસ્ટ્રેસ (મેટ્રીક સુધીના અભ્યાસવાળી રૂ. ૪૫–૫–૫૦–૩–૬૨ (૧૦ વર્ષ પછી) ૩–૮૦
(ક) એસીસ્ટન્ટ મીસ્ટ્રેસ રૂ. ૩૫–૫–૪૦–૩–૫૫ (૧૦ વર્ષ પછી) ૪–૭૫*

* રંગુન કોરપોરેશને નીમેલા ખાસ ઓફીસરના રીપોર્ટ ઉપરથી.

## મેન્ચેસ્ટરમાં મુડદાં બાળવાનું યંત્ર.

મેન્ચેસ્ટરનો મુડદાં બાળવાનો ઇતિહાસ સન ૧૮૮૭ જે વખતે ડૉ. એસ્રીસ જોન્સે એ વિષય ઉપર ભાષણ આપ્યું તે વખતથી શરૂ થાય છે. સન ૧૮૯૦ માં આ માટે એક સમાજ સ્થાપવામાં આવી, અને સને ૧૮૯૨ માં બારલો મૂર રોડ (Barlow Moor Road) ઉપર મેન્ચેસ્ટરની મુડદાં બાળવાની જગ્યા (Manchester Crematorium) બાંધવામાં આવી. આ સમયથી મેન્ચેસ્ટરના અગ્રગણ્ય શહેરીઓના મૃત દેહોને અહિં બાળવામાં આવ્યા છે. આમાં નીચેના સખ્શોનો પણ સમાવેશ થાય છે. થોમસ એશ્ટન જે. પી., ડી. એલ; મીસીસ ઇ. એ. રહીલેન્ડસ; આર. ડી. ડારબીશાઅર; ઓલ્ડરમેન એચ. ડાસન; સર જે. ડબલ્યુ સાઉથર્ન; સી. પી. સ્કોટ; જે. પી., એમ. એ, એલ. એલ. ડી. વિચારની પ્રગતિ અને સમાજ માટે આ જગ્યાના ઉપયોગની સમજ સાથે મુડદા બાળવાનો પ્રશ્ન પણ ઝેશભેર પ્રગતિ કરતો જાય છે. એવો અંદાજ બાંધવામાં આવ્યો છે કે 'ટાઇમ્સ'માં જેટલા મરણની નોંધ લેવાય છે તેમાંના ૧/૩ ભાગના મૃતદેહ તો બાળવામાંજ આવે છે. આ અંદાજ પ્રમાણે સંખ્યા ૨૪ ટકા જેટલી થવા જાય છે. કાલમબારીઆ (Columbaria) નું રમણીય દેવળ અને બારલો મૂર રોડ ઉપરની ગાર્ડન ઓફ રીમેમ્બ્રન્સ (Garden of Remembrance) જોવાલાયક સ્થળો છે.*

*મેન્ચેસ્ટર શહેર (The city of Manchester) અને મેન્ચેસ્ટરનો વહિવટ શી રીતે થાય છે (How Manchester is managed) નામના મેન્ચેસ્ટરની મ્યુનિસિપલ પ્રવૃત્તિદર્શક સન ૧૯૨૬ ના રિપોર્ટમાંથી.

ઈંગ્લાંડમાં પ્રગટ થતા "મ્યુનિસિપલ જરનલ" નામના અઠવાડીક પત્રે ઉત્તમ મ્યુનિસિપલ રિપોર્ટ માટે જાહેર કરેલું ઇનામ આ રિપોર્ટને મળ્યું છે.

# લોકલ બોર્ડ, ગ્રામ પંચાયત, મ્યુનિસિપલ બરો અને ડીસ્ટ્રીક્ટ મ્યુનિસિપલ કાયદાની રૂએ થયલી નીમણુંકો અને ચુંટણીઓ.

તા. ૧૮-૨-૧૯૩૭ થી તા. ૬-૫-૧૯૩૭ સુધી.

## ગોધરા મ્યુનિસિપલ બોર્ડ

મી. સોમાભાઇ વીરાભાઇ, ખાનસાહેબ રૂસ્તમજી રતનજી દલાલના મરણને લીધે તેમની ખાલી પડેલી જગ્યાએ ગોધરા મ્યુનિસિપલ બોર્ડના તેની હાલમાંની ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય નીમાયા છે.

## પ્રાંતીજ મ્યુનિસિપલ બોર્ડ

રેવરંડ જે. રોજર્સ, રેવરંડ ડબલ્યુ. જે. હાનાએ રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ પ્રાંતીજ મ્યુનિસિપલ બોર્ડના તેની હાલમાંની ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય નીમાયા છે.

## સુરત બરો મ્યુનિસિપાલિટી

મી. બાપાભાઇ લલ્લુભાઇ, મી. મંછારામ માણેકલાલના મરણને લીધે તેમની ખાલી પડેલી જગ્યાએ સુરત બરો મ્યુનિસિપાલિટીના તેની હાલની મુદતમાંની બાકીની મુદત માટે વોર્ડ નાં. ૬ ની બીનમુસ્લીમ કોન્સ્ટીટ્યુએન્સી તરફથી સભ્ય ચુંટાયા છે.

## ઉમરેઠ મ્યુનિસિપાલિટી

નીચેના સખ્શો તા. ૧ લી એપ્રિલ ૧૯૩૭ થી ત્રણ વર્ષ માટે ઉમરેઠ મ્યુનિસિપાલિટીના સભ્યો ચુંટાયા છે.

### મુસ્લીમ વોર્ડ

(૧) મી. બાવામીયા શેખમીયા કાઝી.
(૨) મી. ઇંસુફઅલી મહમદઅલી બોરા.

## અમદાવાદ મ્યુનિસિપલ સ્કુલ બોર્ડ

નીચેના સખ્શો અમદાવાદ મ્યુનિસિપાલિટીની સ્કુલ બોર્ડના સભ્યો ચુંટાયા છે.

| સભ્યનું નામ | કયા વર્ગના પ્રતિનિધિ છે. |
|---|---|
| (૧) મી. બળવંતરાય પરમોદરાય ઠાકોર બી. એ., એસ. ટી. સી. | કેળવણીમાં નિષ્ણાત |

(૨) મીસ ઇન્દુમતી ચીમનલાલ — સ્ત્રી વર્ગ
(૩) મી. વાડીલાલ દલસુખરામ ભાલીમડી — મધ્યમ વર્ગ
(૪) „ મૂળદાસ બુદરદાસ વૈશ્ય — સીડ્યુલ્ડ વર્ગ
(૫) „ સફદરહુસેન સૈયદ અહમદ બુખારી — લઘુમતી કોમ (મુસ્લીમ વર્ગ)
(૬) „ ડાહ્યાભાઇ મોતીલાલ પટેલ, બી. એ. — જનરલ
(૭) „ ફાજલમીઆ છોટુમીઆ હકીમ — „
(૮) „ શ્યામપ્રસાદ રૂપશંકર વસાવડા, એમ. એ. — „
(૯) „ દોલતરામ ઉમેદરામ શાહ, બી. એ., એલ. એલ. બી. — „

નીચેના સભ્યો સ્કૂલ બોર્ડમાં સરકાર તરફથી સભ્યો નીમાયા છે.

(૧) ખાન બહાદુર એચ. પી. ચાહેવાલા, બી. એ., એલ. એલ. બી., ઓ. બી. ઇ.
(૨) મી. એ. એ. કાદરી.
(૩) મીસ એન. સ્ટેટ, બી. એ.

## નારસંડા (નડીઆદ) ગ્રામ પંચાયત

મી. જેહા આશા વાઘેર, મી. ભગવાન ટોયાના મરણને લીધે તેમની ખાલી પડેલી જગાએ નડીઆદ તાલુકાના નારસંડા ગામની ગ્રામ પંચાયતના સભ્ય ચુંટાયા છે.

## નાયકા (માતર) ગ્રામ પંચાયત

નીચેના ગૃહસ્થો માતર તાલુકાના નાયકા ગામની ગ્રામ પંચાયતના તા. ૧ લી એપ્રિલ ૧૯૩૭ થી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

(૧) નાયકાના મહેસુલ પટેલ (હોદ્દાની રૂએ)
(૨) મી. અંબાલાલ લીલાધર દવે
(૩) „ ઇશ્વરભાઇ જેઠાભાઇ શાહ
(૪) „ પીતાંબર કુબેરદાસ પટેલ
(૫) „ રણછોડભાઇ રામદાસ પટેલ
(૬) „ તરભોવનદાસ વાલદાસ પટેલ
(૭) મી. ખોડાજી સાવાજી વાઘેલા
(૮) „ પુનાજી જગાજી પરમાર
(૯) „ ચેલાજી છવાજી પરમાર
(૧૦) „ ઓઘાજી મથુરજી સોલંકી
(૧૧) „ ચેલાજી જમાજી પરમાર

## ઉમરેઠ મ્યુનિસિપાલિટી

નીચેના ગૃહસ્થો તા. ૧ લી એપ્રિલ ૧૯૩૭ થી ત્રણ વર્ષની મુદત માટે ઉમરેઠ મ્યુનિસિપાલિટીના સભ્યો ચુંટાયા છે.

બીન મુસ્લીમ વોર્ડ નાં. ૧
(૧) મી. મણીલાલ મુળજીભાઇ પરીખ
(૨) „ ભીખાભાઇ બાપુજી
ઉર્ફે વસન કણબી

વોર્ડ નાં. ૨
(૧) મી. લલ્લુભાઇ ખાટુભાઇ પટેલ
(૨) „ છોટાલાલ આશારામ
ઉર્ફે મથુર શાહ

(૩) મી. નરસીભાઇ પુંજાભાઇ પટેલ
(૪) ,, ત્રંબકલાલ હરિપ્રસાદ ભટ

(૩) મી. મોતીલાલ વિશ્વનાથ ત્રિવેદી

વોર્ડ નાં. ૩

(૧) મી. જયશંકર મોતીરામ પંડ્યા
(૨) ,, સોમેશ્વર કાળીદાસ ઉર્ફે મયારામ જોશી
(૩) ,, ઉમીઆશંકર જેભાઇ ઠાકર

## ડાકોર મ્યુનિસિપાલિટી

નીચેના ગૃહસ્થો તા. ૧ લી એપ્રિલ ૧૯૩૭ થી ત્રણ વર્ષની મુદત માટે ડાકોર મ્યુનિસિપાલિટીના સભ્યો ચુંટાયા છે.

બીન મુસ્લીમ વોર્ડ નાં. ૧

(૧) મી. કાળીદાસ રામચંદ ભટ
(૨) ,, ચંદુલાલ મગનલાલ સેલાણી
(૩) ,, બાપાલાલ અનોપરામ સેવક
(૪) ,, ભુલાભાઇ છોટાલાલ શાહ
(૫) ,, મણીલાલ ગોકળદાસ દેસાઇ

વોર્ડ નાં. ૨

(૬) મી. ગૌરીશંકર અમરીતરામ પાઠક
(૭) ,, નાથજીભાઇ હરજીવન પંડ્યા
(૮) ,, સોમેશ્વર બાપાલાલ અધ્વર્યુ

વોર્ડ નાં. ૩

(૯) મી. દીનાનાથ બાપાલાલ અધ્વર્યુ
(૧૦) ,, પુરૂષોત્તમદાસ નાથજીભાઈ જોશી
(૧૧) ,, મોહનલાલ મગનલાલ સેલાણી

મુસ્લીમ (જનરલ) વોર્ડ)

(૧) મી. હસનભાઇ દાઉદભાઇ

## વીરમગામ તાલુકા લોકલ બોર્ડ

મી. મગનલાલ જેઠાલાલ શુકલ, મી. ચતુરભાઇ અમુલખ બીનલાયક ઠરવાથી તેમની જગ્યાએ વીરમગામ તાલુકા લોકલ બોર્ડના, તેની હાલમાંની ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે શીતાપુરની બીન મુસ્લીમ કોન્સ્ટીટ્યુએન્સી તરફથી સભ્ય ચુંટાયા છે.

## અબ્રામા (જલાલપોર) ગ્રામ પંચાયત

મી. કુંદરજી ખંડુભાઇ દેસાઇ, મી. હરિભાઇ ગુલાબભાઇ દેસાઇ ગુજરી જવાથી તેમની જગ્યાએ જલાલપોર તાલુકાના અબ્રામા ગામની ગ્રામ પંચાયતના તેની હાલમાંની ત્રણ વર્ષમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## અંબરનાથ (થાણા) નોટીફાઇડ એરીઆ કમિટિ

નીચેના ગૃહસ્થો અંબરનાથ નોટીફાઇડ એરીઆ કમિટિના તા. ૩૦ મી જાન્યુઆરી ૧૯૩૭ થી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો નીમાયા છે.

(૧) મી. લક્ષ્મણ ગોવિંદ નાવરે.
(૨) ,, પરમાનંદ ન્હયાલચંદ કોહલી
(૩) ,, જી. ડબલ્યુ. સેલીંગ.

## ખેડા મ્યુનિસિપાલિટી

નીચેના ગૃહસ્થો ખેડા મ્યુનિસિપાલિટીના સભ્યો નીમાયા છે.

હોદ્દાની રૂએ

(૧) ખેડાના સીવીલ સર્જન

(૨) ખેડાના હજુર મામલતદાર

બીજાઓ

(૩) મી. અમરતરાવ ખંડેરાવ પ્રધાન

(૪) મી. નાથાભાઇ નુરભાઇ

## તવરા (ભરૂચ)

તા. ૩૧ મી માર્ચ ૧૯૩૭ થી ભરૂચ અને પંચમહાલ જીલ્લાના ભરૂચ તાલુકાના તવરા ગામની મહેસુલી જમીનને સને ૧૯૩૩ ના ગ્રામ પંચાયતના કાયદા પ્રમાણેનું ગામ ગણવામાં આવશે.

## ધોધા તાલુકા લોકલ બોર્ડ

મી. વીરેન્દ્રરાય ચંદ્રશંકર દેસાઇ, રાવ બહાદુર નરસિંહપ્રસાદ ડી. દેસાઇ ગુજરી જવાથી તેમની જગ્યાએ ધોધા તાલુકા લોકલ બોર્ડના તેની હાલની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમાયા છે.

## અમદાવાદ મ્યુનિસિપલ બરો

મી. મણીલાલ રામછભાઇ અને ડૉ. હરિપ્રસાદ વ્રજલાલ, મેસર્સ મણીલાલ નાથાલાલ પટેલ અને શંકરલાલ પ્રાણલાલની ચુંટણી અમદાવાદની ડીસ્ટ્રીક્ટ કોર્ટે રદ કરવાથી અમદાવાદ બરો મ્યુનિસિપાલિટીના સભ્યો ચુંટાયા છે.

## કુંજરાવ (ખેડા)

તા. ૮ મી એપ્રિલ ૧૯૩૭ થી ખેડા જીલ્લાના આણંદ તાલુકાના કુંજરાવ ગામની મહેસુલી જમીનને સન ૧૯૩૩ ના ગ્રામ પંચાયતના કાયદા પ્રમાણેનું ગામ ગણવામાં આવશે.

## અકોટી (બારડોલી) ગ્રામ પંચાયત

નીચેના સભ્યો બારડોલી તાલુકાના કલસાડ ગ્રુપના અકોટી ગામની ગ્રામ પંચાયતના, સદરહુ ગ્રામ પંચાયતની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

[૧] મી. માધવભાઇ વલ્લભભાઇ

[૨] ,, ડાહ્યાભાઇ માવજી

[૩] ,, ખુશાલભાઇ પરભુભાઇ

[૪] ,, ઓધવભાઇ ખુશાલભાઇ

[૫] મી. દુર્લભભાઇ ગુલાબભાઇ

[૬] ,, નાથુભાઇ પેમાભાઇ

[૭] ,, લાલભાઇ નારણભાઇ

અકોટીના મહેસુલ પટેલ હોદ્દાની રૂએ પંચાયતના સભ્ય ગણાશે.

મેસર્સ છનીઆ મોતીઆ અને લલવા મોતીઆને સદરહુ પંચાયતના તેટલીજ મુદત માટે સભ્યો નીમવામાં આવ્યા છે.

## મઢી (બારડોલી) ગ્રામ પંચાયત

નીચેના સખ્શો બારડોલી તાલુકાના મઢી ગામની ગ્રામ પંચાયતના સદરહુ ગ્રામ પંચાયતની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

[૧] મી. નસરવાનજી એદલજી કુમરીઆ
[૨] ,, પ્રેમશંકર કૃષ્ણારામ ત્રવાડી
[૩] ,, મોતીભાઇ જેઠાભાઇ પટેલ
[૪] ,, રતીલાલ રણછોડદાસ શાહ
[૫] ,, છોટાભાઇ છવાભાઇ પટેલ
[૬] મી. દાનચંદ મોતીચંદ શાહ
[૭] ,, દુલ્લભ ઉર્ફે છનીઆ મકન
[૮] ,, અમથાભાઇ પ્રેમાભાઇ પટેલ
[૯] ,, વનમાળીભાઇ ભગાભાઇ પટેલ
[૧૦] ,, મંછા સરાધીઆ ચોધરી
[૧૧] ,, વરાસીઆ નથીઆ ચોધરી

મઢીના મહેસુલ પટેલ હોદાની રૂએ પંચાયતના સભ્ય ગણાશે.

## દક્ષિણ દસક્રોઇ તાલુકા લોકલ બોર્ડ

મી. હરિભાઇ લલ્લુભાઇ મી. ચીમનલાલ મોહનલાલ બીનલાયક ઠરવાથી તેમની જગ્યાએ દક્ષિણ દસક્રોઇ તાલુકા લોકલ બોર્ડના વટવાની બીન મુસ્લીમ કોન્સ્ટીટ્યુએન્સી તરફથી તેની હાલની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## અંબરનાથ (થાણા) નોટીફાઇડ એરીઆ કમિટિ

મી. પી. વી. પરાંજપે અંબરનાથ નોટીફાઇડ એરીઆ કમિટિના તા. ૩૦ મી જાન્યુઆરી ૧૯૩૭ થી ત્રણ વર્ષની મુદત માટે પ્રમુખ નીમાયા છે.

## રાંદેર મ્યુનિસિપલ સ્કુલ બોર્ડ

મી. મગનલાલ ખંડુભાઇ દેસાઇ, મી. ગણપતરામ અમરતરામ જોશીએ રાજીનામુ આપવાથી તેમની જગ્યાએ કેળવણી નિષ્ણાત તરીકે રાંદેર મ્યુનિસિપલ સ્કુલ બોર્ડના સભ્ય ચુંટાયા છે.

## વીરમગામ મ્યુનિસિપલ સ્કુલ બોર્ડ

મી. મીયાંજી મલેકજી પટેલ બી. એ., રેવરંડ જે. એસ. રીંગનબર્ગે રાજીનામુ આપવાથી વીરમગામ મ્યુનિસિપલ સ્કુલ બોર્ડના વધારાના સભ્ય તરીકે નીમાયા છે.

## અમદાવાદ ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ

મી. મુકુંદરાય બેન્જામીન બી. એ., એલ. એલ. બી., રેવરંડ જ્યોર્જ વિલ્સને રાજીનામુ આપવાથી અમદાવાદ ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડના તેની તા. ૧ લી જાન્યુઆરી ૧૯૩૫ થી શરૂ થતી ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમાયા છે.

## વીરમગામ મ્યુનિસિપલ બોર્ડ

મી. મીયાંજી મલેકજી પટેલ, રેવરંડ જે. એસ. રીંગનબર્ગે રાજીનામુ આપવાથી વીરમગામ મ્યુનિસિપલ બોર્ડના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમાયા છે.

## ઉમરેઠ (ખેડા) મ્યુનિસિપાલિટી

નીચેના ગૃહસ્થો ખેડા જીલ્લાના ઉમરેઠ ગામની મ્યુનિસિપાલિટીના સભ્યો નીમાયા છે.

હોદ્દાની રૂએ

[૧] આણંદના મામલતદાર

બીજાએ

[૨] ડૉ. એન્ડ્રુ જોસેફ મેકડોનલ્ડ

[૩] મી. ભાઇલાલ જેઠાભાઇ ચક્લાસ

## તરીઆ (ભરૂચ)

તા. ૨૫ મી એપ્રિલ ૧૯૩૭ થી ભરૂચ અને પંચમહાલ જીલ્લાના ભરૂચ તાલુકાના તરીઆ ગામની મહેસુલી જમીનને સને ૧૯૩૩ ના ગ્રામ પંચાયતના કાયદા મુજબનું ગામ ગણવામાં આવશે.

## મેમદાવાદ મ્યુનિસિપાલિટી

મી. ગટોરલાલ મોહોલાલ પંડ્યા, ચુનીલાલ ભાઇશંકર વૈદે રાજીનામુ આપવાથી તેમની જગ્યાએ મેમદાવાદ મ્યુનિસિપાલિટીના તેની હાલમાંની મુદતમાંની બાકીની મુદત માટે બીન મુસ્લીમ વોર્ડ નાં. ૨ તરફથી સભ્ય ચુંટાયા છે.

## અમદાવાદ ડીસ્ટ્રીક્ટ સ્કુલ બોર્ડ

રેવરંડ જી. એ. ગુરતાફસેન બી. એ., રેવરંડ જ્યોર્જ વીલ્સન બી. એ., ડી. ડી. એ રાજીનામુ આપવાથી અમદાવાદ ડીસ્ટ્રીક્ટ સ્કુલ બોર્ડના વધારાના સભ્ય નીમાયા છે.

## હાંસોટ ગ્રામ પંચાયત

અંકલેશ્વર તાલુકાના હાંસોટ ગામની ગ્રામ પંચાયતના સભ્ય, મી. ઇબ્રાહીમ મદમદ શેખ મી. હમીદ રહીમ શેખે રાજીનામુ આપવાથી તેમની જગ્યાએ હાંસોટ વીલેજ બેન્ચના સભ્ય નીમાયા છે.

## કમળછોડ (સુરત) ગ્રામ પંચાયત

નીચેના સખ્શો વાલોડ પેટા મહાલના કમળછોડ ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો નીમાયા છે.

[૧] મી. છીતાભાઇ મોરાર
]૨] ,, રઘાભાઇ ભક્તિભાઇ
[૩] ,, નગીનચંદ કસ્તુરચંદ
[૫] ,, જીવણ નકટા
[૫] ,, રણછોડજી જીવણજી
[૬] ,, નેમચંદ જીવણજી
[૭] મી. ડાહ્યાભાઇ હરીભાઇ
[૮] ,, મકનજી પરસોતમ
[૯] ,, મકન વલ્લભભાઇ
[૧૦] ,, છીતારામ પરસુભાઇ
[૧૧] ,, લલ્લુભાઇ ધનાભાઇ

કમળછોડના મહેસુલ પટેલ હોદ્દાની રૂએ પંચાયતના સભ્ય ગણાશે.

મી. ફકીર હસનને સદરહુ ગ્રામ પંચાયતના તેના ચુંટાયલા સભ્યો જેટલીજ મુદત માટે સભ્ય નીમવામાં આવ્યા છે.

# ગુજરાતની ગ્રામ પંચાયતો

(લેખાંક બીજો)

લેખક :–શિવશંકર સૂર્યરામ દેવાશ્રયી

આ સંબંધીનો મારો પ્રથમ લેખ "સ્થાનિક સ્વરાજ્ય"ના સને ૧૯૩૫ના ઓક્ટોબર માસના અંકમાં પ્રસિદ્ધ થએલો ત્યાર બાદ ભરૂચ મુકામે ગુજરાતની સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓની એક પરિષદ્ શ્રીમાન સરદાર વલ્લભભાઇના પ્રમુખપણા નીચે મળી તેમાં બીજા ઠરાવોની ચર્ચા સાથે ગ્રામ પંચાયતોનો સવાલ પણ ચર્ચવામાં આવ્યો હતો અને એવી મતલબનો ઠરાવ લંબાણ ચર્ચાને અંતે થયો હતો કે હાલના ગ્રામ પંચાયતોના એક્ટમાં કેટલાંક એવાં અનિષ્ટ તત્વો છે કે જેને લીધે ગ્રામ પંચાયતો સ્થાપવી મુશ્કેલ છે અને તે તત્વો જ્યાં સુધી દુર થાય નહિ ત્યાં સુધી નવી પંચાયતો ઉભી કરવાની ભલામણ કરી શકાય તેમ નથી. તે છતાં સરકારપ્રયત્ને યા પ્રજાપ્રયત્ને કરીને પંચાયતોની સંખ્યામાં બહુ મોટો નહિ પણ થોડો વધારો થવા પામ્યો છે. આ એક્ટમાં ઘણાંજ અનિષ્ટ તત્વો છે તે બીના કબુલ રાખ્યા છતાં તેવાંજ બલ્કે તેથી અધિક અનિષ્ટ તત્વો આવી બીજી સ્થાનિક સંસ્થાઓ જેવી કે લોકલ બોર્ડો, સીટી મ્યુનિસિપાલિટીઓ, ડીસ્ટ્રીક્ટ મ્યુનિસિપાલિટીઓ અને કોરપોરેશનોના એક્ટોમાં ક્યાં નથી ? છતાં ન છુટકે આ બધી સ્થાનિક સંસ્થાઓમાં પ્રજાના માણસોને એટલે પ્રજાના પ્રતિનિધિ પક્ષ–મહાસભા પક્ષને–ગયા વિના છુટકો રહેતો નથી તેનું કારણ એ છે કે જે સંસ્થાઓ સ્થપાએલી છે તેમાં ચુંટણી સમયે જો પ્રજાનો ખરી રીતે અવાજ રજુ કરનાર સભ્યો નહિ જાય તો ગમે તેવા સભ્યો દાખલ થઇ તંત્ર તો ચલાવવાનાજ. આ પ્રમાણેની પરિસ્થિતિ હોવાથી મહાસભાને જે જે સ્થાનિક સંસ્થાઓમાં જવાનું યોગ્ય લાગ્યું તે દરેક સંસ્થાઓમાં પોતાના પ્રતિનિધિઓ મોકલ્યા છે અને આવી દરેક સંસ્થાઓમાં પ્રજાના આ પ્રતિનિધિઓએ સુંદર કાર્ય કરી સરકારની પણ પ્રસંશા પ્રાપ્ત કરી છે. આ દરેક સંસ્થાઓ જે એક્ટસ્ વડે ચાલે છે તે સર્વે એક્ટસ્ આપણે તપાસીશું તો Control ઇત્યાદિનાં એવાં ઘણાં અવરોધક તત્વો છે કે જે વડે કામ કરવું પણ મુશ્કેલ પડે તેમ છે છતાં આ સંસ્થાઓમાં ગયા વિના ચાલતું નથી; તો હવે મારી અલ્પ મતિ અનુસાર એટલીજ સૂચના છે કે આપણી ગ્રામ પ્રજાને પોતાનું કાર્ય તે પોતે કરે તે તરફનું જ્ઞાન આપવાને ખાતર, પોતાના ગામનું હિત પોતે બરાબર જાળવી શકે તે ખાતર અને સરકારી અમલદારોને પોતાની યોગ્યતા બતાવી ગેરવહીવટ દુર કરવાને ખાતર શા માટે હાલના ગ્રામ પંચાયતોના એક્ટ અનુસાર પંચાયતો સ્થાપી પોતાનું કાર્ય કરવાની સલાહ ન આપવી? પંચાયતો હશે તોજ તેનાં અનિષ્ટ તત્વોનો પ્રજાસેવકોને ખ્યાલ આવશે પરંતુ વગર પંચાયતે તે ખરાબ છે, તેમાં ઘણાં અનિષ્ટ તત્વો છે માટે તેમાં જવું નહિ એમ કહેવું એ યોગ્ય લાગતું નથી. હાલના તબક્કે હિન્દના આત્મા સમાન રાષ્ટ્રપતિ શ્રી. જવાહરલાલજી જ્યારે ગ્રામજનો અર્થે સંપર્ક સાધવાની ખરા દીલથી સલાહ આપી રહ્યા છે ત્યારે આપણા રાષ્ટ્રસેવકો આ દિશા તરફ જરૂર ધ્યાન આપશે એવી મારી આશા છે અને ગ્રામપ્રજા સાથે ખરો સંપર્ક સાધવાની આ તકને જતી રહેવા નહિ દે. કાયદાનાં જે અનિષ્ટ તત્વો હોય તે હવે મહા-

સભાની ધારાસભામાં બહુમતિ હોવાથી એક બીલ લાવેથી સુધારો થઇ શકશે પણ જો સંસ્થાઓજ હસ્તીમાં નહિ હોય તો પછી તેમાં સુધારો કરવાનો સવાલજ ક્યાંથી રહેશે? મારી તો નમ્ર પણે એવી સુચના છે કે મહાસભાએ દરેક પંચાયત સ્થાપી શકાય તેવા ગામડે પોતાના સ્વયંસેવકોદ્વારા અને તેમની સીધી દેખરેખ નીચે પંચાયતો સ્થાપવાનું શરૂ કરવું જોઇએ અને તે અમલનરાની અંદર જ્યાં જ્યાં વિરોધી તત્વો ભાસે તે દુર કરવા ધારાસભામાં એક બીલ લાવી ને દ્વારા ઘટતો સુધારો કરાવી શકાય અને આમ થશે તોજ રાષ્ટ્રપતિએ ધારેલું અને આપણું ગૌરવવંતુ જુનું પંચાયત રાજ્ય સ્થાપી શકાશે અને આમ પ્રજાના તંત્રને આપણે જોઇ શકીશું. મને સંપૂર્ણ આશા છે કે આપણા રાષ્ટ્રસેવકો હવે જ્યારે ઘણા ખરા પ્રાંતોમાં મહાસભાની ધારાસભામાં બહુમતિ આવેલી છે તો તે સર્વે પ્રાંતોમાં પંચાયતો સ્થપાવવા સત્વર પ્રયાસો કરશે અને તે પ્રયાસના પરીણામ ઉદ્દભવતા જરૂરી સુધારો હિન્દના જુદા જુદા પ્રાંતોના Village Panchayats Act માં કરાવી હાલના તબક્કે હિન્દને જરૂરી એવા પંચાયત રાજ્યની સ્થાપના કરશે કે જેથી ગામડાની પ્રજા જેનો સંપર્ક સાધવાની ખાસ જરૂર છે તે ઉદ્દેશ ઘણાખરા અંશે પાર પડશે. ઇન્સ્ટીટ્યૂટ તરફથી બહાર પાડવામાં આવેલા પંચાયત મેન્યુઅલ ઉપરથી વિરોધી તત્વો કર્યા છે અને કેમ દુર કરી શકાય તેમ છે તેનો ખ્યાલ આવી શકે તેમ છે. તો આપણા રાષ્ટ્રનાયકો આ માટે જરૂરી પગલાં લેવા આમ જનતાના કાર્યમાં રસ લેતા સખશોની એક પરિષદ્ બોલાવી આ ફુટ પ્રશ્નનો નિકાલ લાવશે એવી આશા છે.

---

લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટીટ્યૂટના આશ્રય હેઠળ સ્થાનિક સંસ્થાઓની જે પરિષદો મળે તેમાં સ્થાનિક સંસ્થાઓ જે પ્રતિનિધિઓ મોકલે, તેમની ફી સંબંધી

## મુંબઇ સરકારનો ઠરાવ

સન ૧૯૨૭ ના જાન્યુઆરીની ૮ મી તારીખના નાં. ૬૭૯૧ ના સરકારના ઠરાવમાં લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટીટ્યુટના આશ્રય હેઠળ સ્થાનિક સંસ્થાઓની જે પરિષદો મળે તેમાં જરૂર હોય તો સન ૧૯૩૩ ના ઓગસ્ટની ૧૫ મી તારીખના નાં. ૯૩૯૫ ના સરકારના ઠરાવમાં જણાવેલી હદ સુધી ફાળો (Contributions) આપવાનો અને સ્થાનિક સંસ્થાઓના પરિષદમાં પ્રતિનિધિઓ મોકલે તેમના રેલ્વે ભાડાનો ખર્ચ કરવાની સ્થાનિક સંસ્થાઓને છુટ અપાઇ હતી. હવે સરકાર આ પ્રતિનિધિઓને જે ફી આપવી પડે તે અંગે ખર્ચ કરવા સારૂ પણ સ્થાનિક સંસ્થાઓને છુટ આપે છે.

આ પ્રમાણે લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટીટ્યૂટના આશ્રય હેઠળ મળતી, જીલ્લા, વિભાગ અગર ઇલાકા પરિષદમાં લોકલ ફંડને ખરચે દરેક સ્થાનિક સંસ્થા કેટલા પ્રતિનિધિઓ મોકલી શકે તે સંખ્યા સરકાર નક્કી કરતી નથી, પણ આશા રાખે છે કે તે સંખ્યા વ્યાજબી હદમાં રહેશે.

---

# ઉત્તર વિભાગની લોકલ બોર્ડોના અહેવાલ

## સન ૧૯૩૫—૩૬

**લોકલ બોર્ડોની સંખ્યા :**—વર્ષ દરમ્યાન ગયા વર્ષ કરતાં જીલ્લા લોકલ બોર્ડોની સંખ્યામાં કાંઇ ફેરફાર થયો નથી, પણ સને ૧૯૩૫ ના ઓકટોબરની ૧ લી તારીખથી સુરત જીલ્લાની બધી તાલુકા લોકલ બોર્ડો કાઢી નાંખવામાં આવી હોવાથી તાલુકા લોકલ બોર્ડોની સંખ્યામાં ઘટાડો થવા પામ્યો છે.

**વિસ્તાર અને વસ્તી :**—લોકલ બોર્ડોના વિસ્તાર અને વસ્તીમાં કાંઇ ખાસ ફેરફાર થયો નથી.

**બંધારણ :**—ઉપર જણાવ્યા પ્રમાણે સુરત જીલ્લાની લોકલ બોર્ડો કાઢી નાંખી તે સિવાય લોકલ બોર્ડોનું બંધારણ પણ એકસરખુંજ રહ્યું છે.

**ચુંટણી :**—ચાલુ વર્ષે કોઇ પણ લોકલ બોર્ડની સામાન્ય ચુંટણી થઇ નથી.

**મીટીંગો :**—ગયા વર્ષની લોકલ બોર્ડોની ૩૫૦ મીટીંગોમાં ૩૪ નો ઘટાડો થઇ આ વર્ષે ૩૧૬ મીટીંગો થઇ હતી. સરાસરી કાઢતાં જીલ્લા અને તાલુકા લોકલ બોર્ડોની આ વર્ષની મીટીંગોમાં સભ્યોની હાજરીની સંખ્યા આગલા વર્ષો કરતાં ઓછી થતી જાય છે.

**પ્રાથમિક કેળવણી :**—અમદાવાદ, ખેડા અને થાણા જીલ્લાઓમાં, ગયા વર્ષ કરતાં આ વર્ષે વિદ્યાર્થીઓની, રાત્રીશાળાઓની અને અંગ્રેજી વર્ગોની સંખ્યામાં અને સુરત જીલ્લામાં એકલા વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો થયો છે.

ખેડા જીલ્લા લોકલ બોર્ડે નડીઆદ તાલુકાના ઉત્તરસંડા ગામમાં એક નવું શાળાનું મકાન બાંધ્યું છે.

પંચમહાલ જીલ્લામાં શાળાઓની ઘણી જરૂર છે અને આ વિસ્તારની સ્થાનિક સંસ્થાઓ આ ખોટ પુરી પાડવાના રસ્તા શોધી કાઢશે એવી આશા છે. પંચમહાલ જીલ્લાની પછાત અને દલિત કોમોની કેળવણીમાં વધારો કરવામાં ભીલ સેવા મંડળનો આશ્રમ અને મીશનરીઓ તરફથી ચાલતી શાળાઓએ સ્થાનિક સંસ્થાઓના પ્રયાસમાં ઠીક ઠીક મદદ કરી છે. ગોધરા તાલુકાના મોરવા ગામમાં એક નવું શાળાનું મકાન બાંધવામાં આવ્યું છે.

સુરત જીલ્લામાં સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસની શાળાના મકાન બાંધવાની યોજનાને અંગે ચાલુ વર્ષમાં ૯ નવા મકાનો તૈયાર થયા છે અને બીજા ૧૩ નવા મકાનો બાંધવાની મંજુરી મળી છે. આ પ્રમાણે આ યોજના અંગેની શાળાઓની કુલ સંખ્યા ૧૦૦ ની થઇ રહેશે. સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ બાળ વાંચનાલયોની સંખ્યા વધીને ૧૦૦ થી ૧૫૦ ની થવા પામી છે. જીલ્લા લોકલ બોર્ડે બે વધારે ઇંગ્રેજી વર્ગો ઉઘાડયા છે.

થાણા જીલ્લામાં દલિત કામો માટેની ખાસ શાળાઓની સંખ્યા ઘટીને ૧૨ થી ૧૧ ની થવા પામી છે. મોટી ઉમરના માણસોની કેળવણી માટે રાત્રી શાળાઓ ઉઘાડવામાં આવી હતી. આના ખર્ચ માટે કલેકટર પાસેના આમોદાર ફંડમાંથી રૂ. ૨૫૦ ની મદદ અપાઇ હતી. મદદથી અને મદદ વગર ચાલતી શાળાઓની સંખ્યા ઘટીને ૩૫ થી ૩૦ની થઇ હતી.

મુંબઇ ઉપનગરની જીલ્લા લોકલ બોર્ડે સારી પ્રગતિ કરી છે અને પ્રાથમિક કેળવણીના ક્ષેત્રમાં બહુ સારૂ કામ કર્યું છે.

**વૈદકીય બાબતો અને જાહેર આરોગ્યતા :**—જીલ્લા લોકલ બોર્ડો તરફથી મદદ વડે ચાલતા દવાખાનાઓ ઉપરાંત અમદાવાદ, ખેડા અને થાણા જીલ્લા લોકલ બોર્ડો તરફથી ચાલતા દેશી દવાખાનાઓએ સંતોષકારક કામ કર્યું હતું. ખેડા જીલ્લા લોકલ બોર્ડે આવા બીજાં બે વધારે દેશી દવાખાનાઓ ખોલ્યાં છે. આવું જ એક નવું દેશી દવાખાનું પંચમહાલ જીલ્લાના મહેલોલ ગામમાં પણ ખોલવામાં આવ્યું છે. થાણા જીલ્લા લોકલ બોર્ડે મેલેરીઆ અટકાવવા માટેના દવાખાનાઓનો પ્રયાસ ઠીક ચાલુ રાખ્યો હતો.

**ઢોરોના દવાખાના :**—ઢોરોના દવાખાનાની સંખ્યા આ વર્ષે ગયા વર્ષ જેટલીજ રહી છે.

**સીવીલ કામો :**—બોર્ડોને કુલ નીચે પ્રમાણે સરકાર તરફથી ગ્રાન્ટ આપવામાં આવી હતી, અને તેઓએ નીચે જણાવ્યા મુજબ ગ્રાન્ટમાંથી અને પોતાના ફંડમાંથી સ્થાનિક જાહેર કામો અંગે ખર્ચ કર્યો હતો.

| સરકારી ગ્રાન્ટ | સરકારી ગ્રાન્ટ અને ગયા વર્ષની ગ્રાન્ટમાંની બાકીમાંથી કરેલો ખર્ચ | લોકલ ફંડમાંથી કરેલો ખર્ચ |
|---|---|---|
| રૂ. | રૂ. | રૂ. |
| ૨,૩૯,૧૫૦ | ૨,૧૭,૬૪૩ | ૩,૨૪,૨૩૨ |

*ખેડા જીલ્લા લોકલ બોર્ડે પોતાના પાકા રસ્તામાં ૭ માઇલ ૫ ફર્લોંગનો વધારો કર્યો છે.* પંચમહાલ જીલ્લા લોકલ બોર્ડ તેને અપાયલી સરકારી ગ્રાન્ટ તેમજ હાલોલ–બરોડા રોડ ઉપર નાળા બાંધવા માટેની ખાસ ગ્રાન્ટના મળી તેને અપાયલા રૂ. ૧૩,૦૭૦ વાપરી શકી નથી. ચાલુ વર્ષે આ રકમ વાપરવાની તેને છુટ મળી છે. થાણા જીલ્લા બોર્ડે થાણા જીલ્લાની ઉલ્હાસ નદી ઉપરનો રાયતા પુલ રૂ. ૧,૦૭,૦૦૦ ને ખર્ચે પુરો કર્યો છે અને સન ૧૯૩૬ ના મે મહિનાથી જાહેર ઉપયોગ માટે તે ખુલ્લો મુકયો છે.

મુંબઇ ઉપનગર જીલ્લા બોર્ડે મલાડ મરવે રોડ ઉપરનો બે ફર્લાંગનો રસ્તો પાકો બનાવ્યો છે.

**ગામડાઓ માટે પાણીના સાધનો:**—પાણીના સાધનો સુધારવા માટે જીલ્લા લોકલ બોર્ડોને કુલ નીચે પ્રમાણે સરકાર તરફથી ગ્રાન્ટ મળી હતી: અને ગ્રાન્ટમાંથી તેમજ તેમના પોતાના ફંડમાંથી તેમણે નીચે પ્રમાણે ખર્ચ હતો.

| સરકારી ગ્રાન્ટ | ગ્રાન્ટ તેમજ ગયા વર્ષની ગ્રાન્ટની બાકી-માંથી કરેલો કુલ ખર્ચ. | સ્થાનિક ફંડમાંથી કરેલો ખર્ચ. |
|---|---|---|
| રૂા. ૨૭,૮૫૦ | રૂા. ૨૭,૨૭૬ | રૂા. ૧,૨૨,૪૫૬ |

મુંબાઇ ઉપનગર જીલ્લા લોકલ બોર્ડ સિવાય કોઇપણ બોર્ડે પાણીના સાધન સુધારવા માટે સરકાર તરફથી મળતી ગ્રાન્ટ પુરેપુરી ખર્ચી નથી. દલિત કોમો માટે પાણીના સાધનો સુધારી તેમને પાણીની વધારે સગવડ મળે તે માટે સરકારે રૂા. ૧૦૦૦૦ ની ખાસ ગ્રાન્ટ આપી હતી. પણ વર્ષની આખરે આ માટે આમાંથી ફક્ત રૂા. ૫,૫૦૩ જ ખરચાયા હતા.

**સ્ટેન્ડીંગ અને બીજી કમિટિઓ:**—પંચમહાલ અને મુંબઇ ઉપનગર જીલ્લા સિવાય* બધી જીલ્લા લોકલ બોર્ડોએ સ્ટેન્ડીંગ કમિટિની નીમણુંક કરી હતી. કેટલીક લોકલ બોર્ડોએ વર્ક્સ કમિટિઓ પણ નીમી હતી.

**વીલેજ પંચાયત અને વીલેજ સેનીટરી કમિટિઓ:**—વીલેજ પંચાયતોની સંખ્યા વધીને ૫૩ થી ૭૮ ની થવા પામી છે. જ્યારે સેનીટરી કમિટિઓની સંખ્યા ૪૩ થી ઘટીને ૩૮ થઇ છે. ભરૂચ અને પંચમહાલ જીલ્લાના હાંસોટ અને અંકલેશ્વર ગામોમાં સને ૧૯૩૩ ના ગ્રામ પંચાયતના કાયદાની કલમ ૩૭ મી મુજબ વીલેજ બેન્ચોની પણ સ્થાપના થઇ છે.

**હિસાબ ઑડીટ:**—લોકલ બોર્ડોની ઑડીટ નોટસમાં હંમેશ મુજબનીજ ખામીઓ તરી આવે છે જેવી કે:—(૧) કામોની માપણી નોંધવા સંબંધી (૨) કામ પુરૂ થવા બદલના સર્ટીફીકેટની ખામી (૩) ગેરવ્યાજબી રીતે મુસાફરી ભથ્થુ આપવા સંબંધી (૪) કામો માટે ખરચવાની રકમની મંજુરી અને બજેટમાં તે સંબંધી નિર્દેશની ખામી અને જ્યાં તે પ્રમાણે કરવામાં આવ્યું હોય ત્યાં તે ધ્યાનમાં રાખવાની ખામી (૫) દેખરેખમાં ઢીલ (૬) જોઇએ તે કરતાં વધારે માલની ખરીદી (૭) ટેન્ડરોના ડબ્બાની રસીદની મોટી ભરપાઇ વિગેરે.

નીચે જણાવેલી ગંભીર ખામીઓનો પણ નિર્દેશ કરવામાં આવ્યો હતો.

(૧) એક જીલ્લા લોકલ બોર્ડના પ્રમુખે લોકલ ફંડના નાણા રોકવામાં ઢીલ કરી રાખી અને તેથી તેને સને ૧૯૩૦ ના લોકલ ફંડ ઑડીટ ઍક્ટની કલમ ૧૧ મુજબ બોર્ડને વ્યાજની નુકસાની ભરી આપવી પડી.

---

* સરકારી રીપોર્ટમાં આવેલી આ ખબર ખોટી છે. મુંબઇ ઉપનગર જીલ્લા બોર્ડે સ્ટેન્ડીંગ કમિટી નીમી હતી અને એની કેટલીક મીટીંગો થઇ હતી.—અધિપતિ.

(૨) થાણા જીલ્લા લોકલ બોર્ડના ચીફ ઓફીસરે એક તાલુકા લોકલ બોર્ડની રોકડ પુરાંત ઓચીંતી મેળવી જોતાં તેમાં રૂા. ૧.૬૪૪–૧–૨ ની ખોટ માલમ પડી. આ માટે તેને લગતા કારકુન ઉપર ફોજદારી રાહે કામ ચલાવવામાં આવતાં તેને ૮ મહિનાની સખત કેદની સજા અને રૂા. ૫૦૦ નો દંડ કરવામાં આવ્યો.

(૩) થાણા જીલ્લામાં એક તાલુકા લોકલ બોર્ડના ઓવરસીયરે એક કુવાની બાંધણીના મુળ અંદાજમાં પાછળથી કેટલાક ફેરફાર કર્યા અને બીજા બે કામોમાં હલકો માલ વાપર્યો. આ માટે તાલુકા બોર્ડે એ સજા કેરવી કે તેના તે વર્ષના પગારનો વધારો નહિ કરવો. આ સજા બહુજ ઓછી ગણાય.

**આવક અને સાધનો :**–વર્ષ દરમ્યાન બોર્ડોની કુલ આવકમાં વધારો થવા પામ્યો હતો; તે નીચે જણાવેલા સાધનોમાંની આવકના વધારાને આભારી છે.

**સ્થાનિક કર :**–નહેરો વાટે પાણી પુરૂ પાડવાથી અને લોકલ ફંડ સેસની ઉઘરામણીથી આ આવકમાં સારો વધારો થયો હતો.

**કેળવણી :**–રી અને પ્રાથમિક કેળવણી માટેની સરકારી ગ્રાન્ટ દ્વારા આ સાધન વાટે આવતી આવકમાં ઠીક વધારો થયો હતો.

**વૈદકીય :**–આ સાધનની આવકમાં ખાસ વધારો કે ઘટાડો થયો નથી.

ગામડાઓમાં અપાતી વૈદકીય રાહતમાં પ્રગતિ કરવી એ લોકલ બોર્ડોની ખાસ ફરજ છે અને આનો આધાર મુખ્યત્વે કરીને સારૂ ફંડ એકઠું થાય તે ઉપર છે; માટે કોઇ પણ જીલ્લા બોર્ડે દવાખાનામાં થતી સારવારની ફી તરફ બેદરકાર રહેવું જોઇએ નહિ. અલબત્ત ગરીબ વર્ગને તો આ સારવાર મફતજ આપવાની છે, પરંતુ જે લોકો અદારની સગવડ લઇ શકતા હોય તેઓ જો બોર્ડના દવાખાનાનો લાભ લેવા માગે તો તેમની પાસે તો ઠરાવેલી ફી લેવાવીજ જોઇએ.

**સીવીલ કામો :**–આમાં વધારો થવાના મુખ્ય કારણ આ બે છે. (૧) ચાલુ વ્યવહાર માટે સરકારની વધારાની ગ્રાન્ટ (૨) નાકા તેમજ હોડી કરની આવકમાંનો વધારો.

**ખર્ચ :**–આવકમાંથી કરવાના ખર્ચનો પણ આ સાલ વધારો થયો હતો જેની મુખ્ય વિગત આ પ્રમાણે છે.

**વહીવટ :**–આ ખર્ચમાં વધારો થવાનું કારણ ખાસ એકજ હતું અને તે માણસોના પગારમાં વધારો, રજાના પગારનો ખર્ચ, મુસાફરી ભથ્થુ અને સ્ટાફમાં વધારાના માણસોનું રોકાણ.

**કેળવણી :**–આ ખર્ચમાં વધારો થવાના કારણો આ હતા. (૧) પ્રાથમિક શાળાના શિક્ષકોના પગારમાં જે કાપ મુકાતો હતો તે રદ થયો. (૨) નવી શાળાઓ ઉઘાડી. (૩) આથી

વધારે સ્ટાફ રોકવો પડશે. (૪) પ્રાથમિક કેળવણી પેટે વધારાનો ખર્ચ. (૫) સ્કુલ બોર્ડોને આપવાના ફાળામાં વધારો કરવો પડશે.

**વૈદકીય :**—આ ખર્ચનો ઘટાડો બહુ નજીવો હોઇ ખાસ ધ્યાન આપવા લાયક નથી.

**સીવીલ કામો :**—વ્યવહાર માર્ગ, જાહેર મકાનો અને પાણીના સાધનો માટે વધારે ખર્ચ કરવો પડયો હોવાથી આ ખર્ચમાં વધારો થયો હતો.

**બાકી પુરાંત :**—ઘણી જીલ્લા બોર્ડોની પુરાંત ઠરાવેલ પુરાંત કરતાં ઘણી વધારે માલમ પડી હતી જેના દર વર્ષની માફક આ કારણો હતાં (૧) જીલ્લા સ્કુલ બોર્ડ અને તાલુકા લોકલ બોર્ડોની પુરાંતનો જથ્થો તેમજ બીજા ડીપોઝીટ અને ખાતા (૨) લોકલ ફંડની સેસની મોટીઉઘરામણી અને (૩) બજેટમાં નિર્દેશ કરેલા કામો કરવામાં ઢીલ.

**સામાન્ય ટીકા :**—એકંદરે બોર્ડોનો વહીવટ સંતોષકારક હતો અને ઘણીખરી બોર્ડોએ ગ્રામોદ્ધારની યોજના અંગે સરકારી અમલદારો—ખાસ કરીને મહેસુલ અને જાહેર આરોગ્ય ખાતાના અમલદારો—સાથે સારો સહકાર સાધ્યો હતો.

સરકારના ધ્યાનમાં આવ્યું છે કે ગ્રામ સુધારાની યોજના અંગે નવી ગ્રામ પંચાયતો ઠીક પ્રમાણમાં સ્થપાઇ છે, છતાં જે પંચાયતો છે તે બહુ સંતોષકારક કામ કરતી નથી; તોએ ભરૂચ અને ખેડા જીલ્લાની કેટલીક પંચાયતોએ બહુ આશાજનક કામ આપ્યું છે અને બીજા જીલ્લાઓની પંચાયતો પણ તેમનો દાખલો લેશે એવી આશા રાખવામાં આવે છે. દલિત કોમો માટે જાહેર કુવા ઉઘાડા મુકવાના કામમાં કાંઇ પણ પ્રગતિ માલમ પડતી નથી. આ સંબંધે ઉત્તર વિભાગના કમીસ્નરે એવી ટીકા કરી છે કે "એવું મુલ્લું માલમ પડે છે કે ઘણીખરી જગ્યાએ આ પ્રશ્નનો નીવેડો લાવવા સારૂ તો દલિત કોમો માટે જુદા કુવાજ ખુલ્લા મુકવા પડશે." ઘણીખરી જીલ્લા બોર્ડો હજી બજેટમાં વર્ષ દરમ્યાન કરવાના બધા કામોનો સમાવેશ થવો જોઇએ અને બજેટમાં જણાવેલા બધા કામો વર્ષ દરમ્યાન થઇ જવા જોઇએ એ વિષયે સુધારો કરી શકી નથી.

• આ ખામી એ ઉપરથી પણ માલમ પડી આવે છે કે વર્ષ આખરે પુરાંતમાં ઘણો મોટો વધારો પડે છે એતું કારણ એટલુંજ છે કે બજેટમાં નિર્દિષ્ટ થએલા બધા કામો તેઓ પુરા કરી શકતી નથી.

**ખાસ બાબતો :**—વર્ષ દરમ્યાન જ્યાં જરૂરી જણાય ત્યાં તાલુકા લોકલ બોર્ડો કાઢી નાંખવાની સરકારને પરવાનગી આપતો કાયદો પસાર થયો હતો; આને પરિણામે સન ૧૯૩૫ ના ઓકટોબરની ૧ લી તારીખથી સુરત જીલ્લાની બધી તાલુકા બોર્ડો કાઢી નાંખવામાં આવી છે.

બીજો ખાસ ઉપયોગી કાયદો ધારાસભાએ તેની સને ૧૯૩૬ ની સપ્ટેમ્બર—ઓકટોબરની બેઠકમાં ઘડયો હતો. આને પરિણામે જીલ્લા અને તાલુકા લોકલ બોર્ડોની ચુંટણીનો

મતાધિકાર નવા બંધારણ હેઠળ મુંબઇ લેજીસ્લેટીવ એસેમ્બ્લીના મતાધિકાર જેટલોજ વિસ્તૃત કરવામાં આવ્યો છે. આશા છે કે આ કાયદાને પરિણામે પછાત અને દલિત કોમોને લોકલ બોર્ડમાં અત્યાર કરતાં હવે વધારે સંતોષકારક પ્રતિનિધિત્વ મળશે.

એક તાજો દાખલો સરકારના ધ્યાનમાં એવો આવ્યો છે કે એક જીલ્લા બોર્ડે કમીશ્નરની સલાહ વિરૂદ્ધ પોતાના ઓવરસીયરને પોતાની ફરજ દરમ્યાન અપ્રમાણિક ઠરેલો સાબિત થયા છતાં બહુજ ઓછી શિક્ષા કરી. કેટલીક બોર્ડો પોતાની જાહેર લોકો પ્રત્યેની જવાબદારી હજી સુધી સમજી શકી નથી તે વિષે આ દાખલો ટાંકેલો છે. જો કોઇ સ્થાનિક સંસ્થા પોતાના નોકર વર્ગમાંથી કોઇની અપ્રમાણિકતા નીભાવી લે તો તે જાહેર લોકોના હિતની વિરૂદ્ધ કામ કરે છે એવો સરકારનો મત છે; કેમકે લોકો સ્થાનિક સંસ્થાને જે નાણા આપે છે તે એવી આશાએ આપે છે કે તેમના નાણાંનો તે સંસ્થા ટ્રસ્ટીપણે વહીવટ કરશે.

કેટલીક જીલ્લા લોકલ બોર્ડોના પ્રમુખો, ઉપપ્રમુખો અને અધિકારીઓએ બહુ સારી રીતે કામ કર્યું છે એવી જે કમીશ્નર અને કેટલાક કલેકટરોની ઉક્તિ છે તેની સરકાર સંતોષકારક રીતે નોંધ લે છે.

---

લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટીટયૂટ

તરફથી પ્રગટ થતું

# સ્થાનિક સ્વરાજ્ય

(ત્રૈમાસિક)

તંત્રી:—ચૂનીલાલ ડી. બરફીવાળા, એમ. એ., એલએલ. બી.

સહતંત્રી:—પ્રાણલાલ હીરપારામ દેશાઇ, બી. એ., એસ. ટી. સી. ડી.

વર્ષ ૩, અંક ૪] જુલાઈ ૧૯૩૭. [ક્રમાંક ૧૨

વિષયાનુક્રમણિકા પાનું

ઉત્તર વિભાગની સ્થાનિક સંસ્થાઓનો વહીવટ
તેમાં સરકારી ઑડીટ ખાતાએ કાઢેલી ખામીઓ ... ... ... ૩૩૧
ઉત્તર વિભાગની મ્યુનિસિપાલિટીઓનો અહેવાલ
સને ૧૯૩૫-૩૬ ... ... ... ... ... ... ૩૩૯
કરાંચી કોરપોરેશનનો વહીવટ ... ... ... ... ... ૩૪૬
મ્યુનિસિપલ પેટા-કાયદા સંબંધી મુંબઇ હાઇ કોર્ટનો અગત્યનો ફાયદો... ૩૪૮
ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડના પ્રમુખની ચૂંટણી સંબંધી
એક અગત્યનો ચુકાદો ... ... ... ... ૩૪૯
વડોદરા રાજ્યની મ્યુનિસિપાલિટીઓ ... ... ... ... ૩૫૧
લોકલ બોર્ડ, ગ્રામ પંચાયત, મ્યુનિસિપલ બરો અને ડીસ્ટ્રીકટ મ્યુનિસિપલ
કાયદાની રૂએ થયેલી નીમણુંકો અને ચુંટણીઓ
તા. ૧૩-૫-૧૯૩૭ થી તા. ૨૯-૭-૧૯૩૭ સુધી ... ... ... ૩૬૧
જાપાનની કેળવણીનું ધ્યેય-નીતિમય જીવન ... ... ... ૩૬૫
પ્રકીર્ણ ... ... ... ... ... ... ... ... ૩૬૭
પુનામાં ગ્રામ પંચાયતના સેક્રેટરીનો શિક્ષણ વર્ગ ... ... ... ૩૬૯



મુંબઇ સરકારના સ્થાનિક સ્વરાજ્ય ખાતાના પ્રધાન

**નામદાર લક્ષ્મણરાવ માધવરાવ પાટીલ,**

બી.એ. એલ્એલ્. બી.

(૨) વૉરંટ બજાવવામાં અને કાયદા મુજબના સખ્ત પગલા લેવામાં ઉણપ. ૭ મ્યુનિસિપાલિટીઓમાં કેટલાક સભ્યો પાસેજ માંગણાની બાકી નીકળતી હતી અને (અ) એ મ્યુનિસિપાલિટીઓએ એવા સભ્યો ઉપર ખાસ નોટીસ પણ કાઢી ન હતી.

(બ) ખેડા જીલ્લાની એક મ્યુનિસિપાલિટીમાં ૧૯૩૪–૩૫ના આખા વર્ષમાં કરનું ઉઘરાણું લીસ્ટ તૈયાર થયું ન હતું, કેમકે કેટલીક અપીલોનો નિર્ણય ૧૯૩૫ના ઑગસ્ટમાં કરવામાં આવ્યો હતો; અને ૨૪૮ વૉરંટ કાઢવામાં આવ્યા છતાં ફક્ત ૭૦ જણ પાસેથીજ પૈસા વસુલ કરવામાં આવ્યા હતા, જ્યારે બીજા વૉરંટો બજાવવામાંજ આવ્યા ન હતા. વળી સન ૧૯૩૪ના માર્ચની ૩૧મી તારીખે કરની બાકીની રકમ રૂા. ૨૦,૫૩૦ની પડતી હતી તે તા. ૩૧મી માર્ચ ૧૯૩૫ને રોજ વધીને રૂા. ૪,૩૨૦ થવા પામી હતી.

(ક) સુરત જીલ્લાની એક મ્યુનિસિપાલિટીમાં આ પ્રમાણે બનાવ બનવા પામ્યો હતો.

ખુલ્લી જમીન સાથેનો એક બગીચો એક મ્યુનિસિપલ સભ્યે એક જણ પાસેથી વેચાતો લીધો, અને તેણે સન ૧૯૩૩ના સપ્ટેમ્બરની ૨૧મી તારીખે એવો રિપોર્ટ કર્યો કે સન ૧૯૩૧–૩૨ સુધી કર અસલ માલિક પાસેથી લેવાનો હતો અને ત્યાર પછી તે તેની પાસેથી લેવાનો હતો. આ પ્રમાણે કર નહિ ઉઘરાવનાં મ્યુનિસિપાલિટીએ મૂળ માલીક પાસે નીકળતી રૂા. ૩૯–૯–૦ની રકમ માંડી વાળી, અને જમીન ખુલ્લી હતી એ કારણને આધારે ખરીદનાર સભ્ય પાસે કર માંગ્યો નહિ. મૂળ માલીક પાસે આટલા બધા વખત સુધી શા માટે બાકી પાડવામાં આવી અને જો જમીન ખુલ્લી હતી તો ખરીદનાર સભ્ય સન ૧૯૩૨–૩૩થી કર આપવા માટે શા માટે તૈયાર થવા એ બાબત તપાસ ચાલે છે.

(ડ) એક મ્યુનિસિપાલિટીએ દોઢ વર્ષમાં ઘરવેરો, લાઇસન્સ ફી અને વાહન કરના હિસાબે રૂા. ૧,૪૬,૭૪૫ વસુલ નહિ થાય એવી રકમ તરીકે લખી વાળ્યા હતા, અને આ ખોટ મ્યુનિસિપાલિટીની આવકના પ્રમાણ બહારની હતી. (અ) આ રકમો મેળવવા જરૂરી પગલા લીધા હતા કે કેમ (બ) અને લીધા હોય તો તેનું શું થયું તે બાબત કમીશ્નરને રીપોર્ટ કરવા બોર્ડને સુચવવામાં આવ્યું છે.

## (૩) સરકારી હુકમોનો ભંગ.

(અ) મેલુ અને કચરો દૂર કરવા માટે જે ખાસ પગલા લેવામાં આવે તેનો બધો ખર્ચ સ્પેશીઅલ સેનીટરી સેસમાંથી કરવો. આ નિયમનો ચાર મ્યુનિસિપાલિટીઓ અને ૧ નૉટીફાઇડ એરીઆ કમિટિએ ભંગ કર્યો હતો.

(બ) જે લોકો સ્પેશીઅલ સેનેટરી સેસ ભરતા હોય તેઓએ થોડે દરે પણ જનરલ સેનીટરી સેસ ભરવો જોઇએ. આ નિયમનો ભંગ એક મ્યુનિસિપાલિટીએ કર્યો હતો.

(ક) પાંચ મ્યુનિસિપાલિટીઓએ વ્હીલ ટેક્સ અને રેલ મારફત આવતી આવક રસ્તા ઉપરના ખર્ચ અંગે વાપરી ન હતી.

(ઙ) સરકારના ઠરાવ વિરૂદ્ધ અને સનકાળમાં ઑડીટ તરફથી સૂચના મળવા છતાં એક મ્યુનિસિપાલિટી પબ્લીક વર્કસ, કલેકશન ડીપાર્ટમેન્ટ (Collection Department) અને નાકા રીપેર વિગેરે બાબતો ઉપર થતો સામાન્ય ખર્ચ પણ રસ્તા ખર્ચ (Road Fund) ખાતે ઉધારે છે.

(ઇ) એક મ્યુનિસિપાલિટીએ પાણી ખાતુ અને ગટર યોજના અંગેના હિસાબ સરકારે નક્કી કરેલી રીત મુજબ રાખ્યા ન હતા તેમજ તેમાં જણાવેલા આંકડા બરાબર મળતા પણ ન હતા. બાકી પડેલી બચત વિષે છેવટની કાંઇ પણ વ્યવસ્થા કરી ન હતી, અને સ્ટોર ખાતાનો હિસાબ સુચવવામાં આવેલી રીતિ મુજબ રાખ્યો ન હતો. પુનાના કન્સલટીંગ પબ્લીક હેલ્થ એન્જીનીઅરે રૂા. ૧૨,૯૪૭ ડેપ્રીસીએશન ચાર્જીસ (depreciation charges) તરીકે નક્કી કર્યા હતા, ત્યારે બોર્ડે ફક્ત રૂા. ૪૦૦૦ ડેપ્રીસીએશન ખાતે જુદા કાઢયા હતા. બોર્ડે કન્સલટીંગ પબ્લીક હેલ્થ એન્જીનીઅરે નક્કી કરેલી આખી રકમ ડેપ્રીસીએશન ખાતે કેમ ન કાઢી તેનો જવાબ માંગવામાં આવ્યો છે. 'પીલગ્રીમ ફંડ' pilgrim fundની જનરલ બેલેન્સમાં વ્યવસ્થા કરવામાં આવી ન હતી અને આગળની ઑડીટ નોટસમાં સુચના કર્યા છતાં 'પીલગ્રીમ ફંડ'માંથી સરકારે નક્કી કરેલ આનાવારી કરતાં વધુ ખરચ કર્યા કરવામાં આવતો માલમ પડ્યો હતો.

## (૪) કાયદાના કાનુનો અને નિયમોનો ભંગ.

(અ) સરકારનો ખાસ ઠરાવ હોવા છતાં અને કરનું લીસ્ટ તૈયાર કરવામાં ઢીલ થવાથી કરની આવકમાં ખોટ આવે તો સભ્યોને પોતાને જોખમદાર ગણવામાં આવેલા હોવા છતાં એક જીલ્લા મ્યુનિસિપાલિટીએ ડીસ્ટ્રીક્ટ મ્યુનિસિપલ એક્ટની કલમ ૬૭ અને મ્યુનિસિપલ બરોઝ એક્ટની કલમ ૮૪ મુજબના કરના લીસ્ટ વખતસર તૈયાર કર્યા ન હતા. વળી મ્યુનિસિપલ બરોઝ એક્ટની કલમ ૮૪ (૧) મુજબ ચાર વર્ષે તે લીસ્ટ ફરી તપાસી તેમાં સુધારા વધારા કરવા જોઇએ, છતાં આ મ્યુનિસિપાલિટીએ વર્ષો થયાં આ લીસ્ટ ફરી તપાસ્યું નથી.

(બ) એક મ્યુનિસિપાલિટીએ જીલ્લા એક્ઝીક્યુટીવ એન્જીનીઅરની સલાહથી એક તળાવમાંનું ગંદુ પાણી આજુબાજુની જમીનને નુકશાન પહોંચાડતું હતું તેથી તે ખાલી કરવાનું નક્કી કર્યું. તેના માલિકોએ મ્યુનિસિપાલિટી ઉપર ફરિયાદ માંડી. આ તકરારનો અંત એવી રીતે લાવવામાં આવ્યો કે મ્યુનિસિપાલિટીએ માલિકોને રૂા. ૧૦૧-૧ ફરીઆદના ખર્ચ અંગે અને રૂા. ૫૮૭ બદલાના આપવા. આ જમીનો મ્યુનિસિપાલિટીની હદ બહારની હતી. એટલે સન ૧૯૦૧ના ડીસ્ટ્રીક્ટ મ્યુનિસિપલ એક્ટની કલમ ૫૨ (ઞ) (૨) પ્રમાણે ઉત્તર વિભાગના કમીશનરની રજા સિવાય આ ખર્ચ કરવો જોઇતો ન હતો.

(ક) એક મ્યુનિસિપાલિટીને કરના દર માટે તેણે કરેલી મીલ્કતની આંકણીમાં ૧૨૯ મીલ્કતની આંકણી ઓછી હોવા સબબે પાછળથી તેમાં વધારો કરવો પડયો હતો. આમાંની ૧૧ મીલ્કત મ્યુનિસિપલ સભ્યોની માલિકીની હતી. આ હકીકત યોગ્ય પગલા માટે કમીસ્નરની જાણમાં લાવવામાં આવી છે.

(ઇ) એક મ્યુનિસિપાલિટીએ પુરાંત બેલેન્સ નહિ હોવાથી ટ્રસ્ટ ફંડના રૂા. ૫૦,૨૬૮ મ્યુનિસિપલ અને શહેર રચના માટે વાપર્યા હતા.

## (૫) કર ભરનારાઓના હિત તરફ બેદરકારી અને તેથી થએલું નુકસાન.

(અ) એક મ્યુનિસિપલ બોર્ડે બજારોની વ્યવસ્થા માટે એક ખાસ નીમેલી કમિટિને વાર્ષિક રૂા. ૫૦ સુધીના ભાડાથી લાંબી મુદત માટે એક જમીનનો ટુકડો લેવા સત્તા આપી. આ પ્રમાણે નહિ કરતાં બોર્ડે એજ કમિટિના બે સભ્યો જેઓ ત્યાંની પાંજરાપોળના વહીવટદાર હતા તેમની પાસેથી પાંજરાપોળની માલિકીનું મકાન રૂા ૧૨૦ના ભાડાથી એક વર્ષ માટે ભાડે રાખ્યું. વ્યાપારી વર્ગ તરફથી દુકાનો માટે બીલકુલ માંગણી આવી નહિ એટલે બોર્ડને બાકીની મુદત માટે આ મકાન રૂા. ૭૫ના વાર્ષિક ભાડાથી પેટાભાડે આપવું પડ્યું અને આમ થતાં રૂા. ૪૫ની ખોટ વેઠવી પડી.

(બ) એક મ્યુનિસિપાલિટીએ રૂા. ૩૧૪–૧૫–૦નો ખર્ચ કરી ઘરવેરાની નવેસરથી આકારણી કરાવી અને પછી ઘરોની કીંમત આંકવામાં ભૂલ થઇ છે એમ જણાવી તે પડતી મુકી.

(ક) જુદા જુદા મ્યુનિસિપલ વેરા અને માંગણા ભરવાની માલિકોની જવાબદારી સંબંધી નિયમો નહિ ઘડવા માટે એક મ્યુનિસિપાલિટીને દર વર્ષે મોટી રકમ માંડી વાળવાની ફરજ પડે છે.

(ડ) એક મ્યુનિસિપાલિટી મ્યુનિસિપલ ખર્ચે કેટલીક ખાનગી શેરીઓમાં બત્તી સળગાવે છે. ભૂતકાળમાં વખતો વખત આ પ્રમાણે નહિ કરવા નિર્દેશ કરવામાં આવ્યા છતાં આ રીત બંધ કરવા માટે તેણે કાંઇ પણ પગલા લીધા નથી.

(ઇ) એક જમીનની માલિકી અને તેના ઉપર નિશાળનું મકાન બાંધી શકાય એમ છે કે કેમ તે સંબંધી નિર્ણય થનો હતો તે દરમ્યાનજ એક મ્યુનિસિપાલિટીએ તે જમીનપર શાળાનું મકાન બાંધવાનું નકકી કરી દીધું અને પાયો નાંખવા માટે રૂા. ૩૫૨નો ખર્ચ કર્યો. ત્યાર બાદ કલેકટરે પ્રમુખને કામ આગળ ચાલતું અટકાવાની મનાઇ કરી. આ ઉપરથી કામ માટે અપાયેલો કોન્ટ્રાકટ રદ કરવા પડયો. લોકલ ફંડ ઑડીટ ઍકટની કલમ ૧૦ (ઘ) મુજબ સરચાર્જ માટે વિચાર ચલાવવામાં આવે છે.

(ક) (૧) એક મોટી મ્યુનિસિપાલિટીના લાઈટ ઈન્સ્પેકટરે સન ૧૯૩૨ના મે મહિનામાં રિપોર્ટ કર્યો કે ત્યાંની ઇલેકટ્રીક લાઇટ કુંપનીએ શરત પ્રમાણે ગોળા બદલ્યા ન હતા અને એ મુજબ કોન્ટ્રાક્ટની શરતોનો ભંગ કર્યો હતો. લાંબા સમય સુધી તકરાર ચાલ્યા પછી કોન્ટ્રાક્ટની નવી શરતો કરી તકરારનો નિવેડો લાવવામાં આવ્યો. મ્યુનિસિપાલિટીએ આ કામમાં કુંપનીને જે વધારે પૈસા આપ્યા છે તેનો અંદાજ લગભગ રૂ. ૨૬૪૦ જેટલો થવા જાય છે અને તે કુંપની પાસેથી પાછા મેળવવાનું નક્કી કરવામાં આવ્યું છે.

(૨) એજ મ્યુનિસિપાલિટીની સ્ટેંડીંગ કમિટિએ પોતાની મેળેજ એટલે કે ચીફ ઑફીસર અગર એન્જીનીઅરની માંગણી સિવાય અને કોઇપણ જાતની જરૂરીઆત વગર રૂ. ૫૦૦૦ સુધીના રસ્તા બનાવવા માટે વપરાશના પત્થરો ખરીદવાની ચીફ ઑફીસરને સત્તા આપી. આ પ્રમાણે એક જથે પત્થરો ખરીદવાના નિર્ણયથી ગાડા ભાડાના રૂ. ૮૦ ઉપરાંત મ્યુનિસિપાલિટીને રૂ. ૨૨૭-૧૫ના વધારે ખર્ચમાં ઉતરવું પડ્યું છે.

(ગ) એક મ્યુનિસિપાલિટીએ મેલુ દૂર કરવા માટે બળદ અને ગાડા પુરા પાડવા માટે નીચે જણાવેલા બે ટેન્ડરોમાથી મોંઘો ટેન્ડર પસંદ કર્યો.

| | બળદ જોડી | બે બળદના ગાડા |
|---|---|---|
| | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
| પહેલો કોન્ટ્રાક્ટર | ૧- ૨-૦ | ૧-૧૪-૦ |
| બીજો કોન્ટ્રાક્ટર | ૦-૧૪-૦ | ૧- ૭-૦ |

બીજા કોન્ટ્રાક્ટરે આગલા વર્ષોમાં સંતોષકારક કામ આપવા છતાં મ્યુનિસિપાલિટીએ મોંઘો ટેન્ડર પસંદ કર્યો. કલેકટરે આ માટે કારણ માંગ્યું એટલે બોર્ડે પોતાની ભૂલ માટે દિલગીરી દર્શાવી. મ્યુનિસિપાલિટીના આ વર્તનથી રૂ. ૩૯૧-૧૧-૦નો વધારે ખર્ચ થયો. આ નુકસાની થવાનું કારણ જે મોંઘા ટેન્ડરની પસંદગી છે. તે માટે જે સભ્યો જવાબદાર હોય તેમની પાસે આ ખોટ ભરી લેવાનું સુચવવામાં આવ્યું છે.

(દ) એક તાલુકા લોકલ બોર્ડની હકુમતમાંના એક ગામમાંના એક મંડળના સેક્રેટરીએ તે ગામના એક કુવાના બોરીંગ કામ માટે જે ખરચ થાય તેનો ૧/૩ ભાગ જેટલો આપવાનું કબુલ કર્યું. બોર્ડે, આ ફાળો મળ્યા પહેલાંજ આ કામ માટે રૂ. ૭૦૪-૪-૦ નો ખર્ચ કરી નાંખ્યો. મંડળના સેક્રેટરીએ પોતે કબુલ કરેલો ફાળો નહિ આપ્યો અને બોર્ડે સદરહુ સેક્રેટરીને તેની કબુલાતની યાદ દેવડાવતો એક કાગળ લખવા સિવાય કાંઇ પણ પગલા લીધા નહિ.

(ઝ) એક તાલુકા લોકલ બોર્ડ વારંવારની ટીકા છતાં કોન્ટ્રાક્ટની શરતોમાંથી વખતની શરત બરાબર પળાવતી નથી; આનું પરિણામ એ આવ્યું છે કે એક રસ્તાના કામમાં એને રૂ. ૫૦ની ખોટ ભોગવવી પડી છે.

## (૬) જાહેર કામોના ખર્ચમાં અવ્યવસ્થા.

થોડાંક અપવાદો સિવાય લગભગ બધી સ્થાનિક સંસ્થાઓના જાહેર કામો સંબંધીના હિસાબ અવ્યવસ્થિત હતા. ખાસ કરીને નીચે જણાવેલી ખામીઓ તેમાં ખાસ તરી આવતી હતી.

(૧) કામો ચોકક્સ પ્લાન અને અંદાજ સિવાય કરવામાં આવ્યા હતા.

(૨) માપણી બરાબર નોંધવામાં આવી ન હતી, અને કેટલીક સંસ્થાઓમાં તો માપણીની નોંધ બુક પણ રાખવામાં આવી ન હતી.

(૩) દરોની યાદી તૈયાર કરી તે ઉપર બોર્ડોની મંજુરી મેળવવામાં આવી ન હતી.

(૪) માલના હિસાબ કયાં તો રાખવામાંજ આવ્યા ન હતા; અને જ્યાં રખાયા હતા ત્યાં તે બરાબર લખાયા ન હતા.

(૫) એક બીજાની હરીફાઇમાં ઉતરે એવી રીતે ટેન્ડરો માંગવામાં આવ્યા ન હતા, અને જ્યાં માંગવામાં આવ્યા હતા ત્યાં હલકા ટેન્ડરો સ્વીકારવામાં આવ્યા ન હતા, તેમજ તે માટેના કારણો પણ દર્શાવાયા ન હતા.

(૬) કામના ખર્ચ ઉપર પહેલેથી છેવટ સુધી બરાબર નજર રહે એવી રીતે તેના રજીસ્ટર રાખવામાં આવ્યા ન હતા.

(૭) ખાતાવાર કામ થયું હોય ત્યાં તેની બરાબર વિગત રાખવામાં આવી ન હતી.

(૮) કામ માટેના કોન્ટ્રાક્ટ, કાયદા મુજબના થયા ન હતા.

(ગ) એક મ્યુનિસિપાલિટીમાં મેટલ (metal) સ્ટોકના હિસાબ બેદરકારપણે રખાયા હતા. જો કે સન ૧૯૩૪ના જુલાઇની ૧૩ મી તારીખના સેક્રેટરીના રિપોર્ટમાં જણાવવામાં આવ્યું હતું કે નદી કિનારા ઉપરની મેટલ ધસડાઇ ગઇ હતી છતાં સ્ટોકના હિસાબમાં ઘણા આંકડા ભૂલથી વધારે લખાયલા માલમ પડ્યા હતા.

(ઘ) યાદીમાં જણાવેલા દરો, અંદાજમાં જણાવેલા દરો સાથે સરખાવતા તેમાં મોટો ફેર માલમ પડ્યો હતો. કેમકે અંદાજમાં જણાવેલા દર નકામા વધારે માલમ પડ્યા હતા. પબ્લીક વર્કસના અધિકારીઓની ડાયરીઓમાંની અને માપણીની નોંધબુકમાં જણાવેલી તારીખો મળતી ન હતી.

(ક) એક જીલ્લા લોકલ બોર્ડે એક કોન્ટ્રાકટર જોડે કરેલા કરાર મુજબ કોન્ટ્રાકટરે એક પુલ બાંધવાનું કામ ૧૯૩૪ ના જુનની આખર સુધીમાં પુરૂ કરવાનું હતું; પણ બોર્ડે ઠરાવ્યું કે કોન્ટ્રાકટર ઠરાવ્યા પ્રમાણે કામ કરતો નહતો. જીલ્લાના એક્ઝીક્યુટીવ ઇન્જીનીયરે તેની સન ૧૯૩૪ ના એપ્રીલની ૨ જી તારીખની ઇન્સ્પેક્શન નોંધમાં રિપોર્ટ કર્યો હતો કે કામ બહુજ ધીમુ ચાલતું હતું અને કામ જલદી પુરૂ થાય તે માટે કાંઇક કડક

વસુલ લેવાવું જોઇએ. ત્યારબાદ બોર્ડે કામ પુરૂં કરવાનું કામ સ્ટેન્ડીંગ કમિટિને સોંપ્યું. સ્ટેન્ડીંગ કમિટિએ એજ કોન્ટ્રાકટરને છુટક કામ માટે રોક્યો અને તેમાં પણ તેનું કામ અસંતોષકારક માલમ પડ્યું. આનું પરિણામ એ આવ્યું કે બોર્ડ લગભગ રૂા. ૧૦૦૦)ની ખોટમાં મુકાઇ. આ ખોટ સદરહુ કોન્ટ્રાકટર અગર તેના જામીન પાસે વસુલ લેવાનું નક્કી થયું છે.

## (૭) નાણાંની ઉચાપત, દુરૂપયોગ અને માંગણાથી ઓછી રકમનો સ્વીકાર.

(अ) એક મ્યુનિસિપાલિટીના વેરા ઉઘરાવનાર કારકુને રસીદ વગર નાણા ઉઘરાવીને અને એક જાતની રસીદ બીજી જાતની રસીદ માટે આપીને સન ૧૯૩૫ ના ડીસેમ્બર અને સન ૧૯૩૬ ના જાન્યુઆરી મહિનામાં રૂા. ૧૨૬–૧૨–૦ જેટલા મ્યુનિસિપલ નાણા ઉચાપત કર્યા. આ રકમ હવે ભરી દેવામાં આવી છે અને આ કારકુન સામે કાયદેસર પગલા લેવા માટે મ્યુનિસિપાલિટીને સુચવવામાં આવ્યું છે.

(ब) એક મ્યુનિસિપાલિટીની ટર્મીનલ ટેકસ રસીદ બુકના સ્ટોકનો હિસાબ તપાસતાં એક રસીદ બુક ખોવાયલી માલમ પડી હતી, અને તે સંબંધી તપાસ કરતાં માલમ પડ્યું હતું કે તે વિષય સંબંધી એક હંગામી ટર્મીનલ ટેકસ કારકુને કરેલા ગોટાળા બાબત ચીફ ઓફીસર તપાસ ચલાવતા હતા. સન ૧૯૩૪ ના ડીસેમ્બરની ૧૨ મી તારીખે ટેકસ સુપ્રીન્ટેન્ડન્ટે એવો રિપોર્ટ કર્યો હતો કે જ્યારે બે મુળ રસીદો એક એક રૂપીઆ માટે અપાઇ હતી, ત્યારે આફીસ રસીદો ઉપર અનુક્રમે ફક્ત બે અને ચાર આના લખાયા હતા, અને મ્યુનિસિપાલિટીમાં આજ રકમો ભરવામાં આવી હતી. આ માટે નાકા કારકુન ઉપર કામ ચાલ્યું હતું, અને તેને એક દિવસની કેદ અને ૫૦ રૂપીઆના દંડની, અને દંડ નહિ ભરે તો વધુ બે મહિનાની સજા થઇ હતી. આ બાબત બોર્ડને તેમજ લોકલ ફંડ એકાઉન્ટસ એકઝામીનરને જણાવવામાં આવી ન હતી.

(क) એક ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડના ચીફ ઑફીસરે એક તાલુકા લોકલ બોર્ડની રોકડ પુરાંત સન ૧૯૩૫ ના ઑગસ્ટની ૫ મી તારીખે ઓચીંતી મેળવી જોતાં તેમાં રૂા. ૧૬૪૪–૧–૨ ની ઘટ માલમ પડી હતી. ચીફ ઑફીસરે પોલીસમાં ફરીઆદ કરવાથી પોલીસે તે સંબંધી જવાબદાર કારકુન ઉપર ફરીઆદ માંડી. કારકુનને ૧૮ મહિનાની સખત કેદ અને રૂા. ૫૦૦ ના દંડની સજા થઇ હતી.

(ड) એક તાલુકા લોકલ બોર્ડની હકુમતના એક ગામના ઢોરના ડબ્બાનો ઉપરી સન ૧૯૨૭–૨૮ થી ઢોરના ડબ્બાના પૈસા ઉચાપત કરતો હતો; પરંતુ છેક સન ૧૯૩૩ ના જાન્યુઆરીની ૧૧ મી તારીખ સુધી બોર્ડને આ વાતની ખબર પડી નહિ. ડબ્બાના ઉપરીએ જંગલખાતા એકલાનાજ ગાર્ડે જે ઢોર પુર્યાં હતા તેનાજ દેખીતી રીતે રૂા. ૫૦ ઉચાપત કર્યા હતા. બોર્ડે સદરહુ શખ્સ પાસે રૂા. ૧૨૦ બદલાના મેળવવા નિર્ણય કર્યો પણ સાબીતી નહિ હોવાને કારણે તેના ઉપર કાયદેસર પગલા લેવા માંડી વાળ્યું. આ નિર્ણય ફેરવવા અને ડબ્બાના ઉપરી ઉપર કાયદેસર પગલા લેવા બોર્ડને સુચવવામાં આવ્યું છે.

આ ઉપરાંત સન ૧૯૩૪–૩૫ ના હિસાબમાં નીચે પ્રમાણે જણાવેલી નાની નાની રકમો ઉચાપત થયલી માલમ પડી હતી.

(અ) એક મ્યુનિસિપાલિટીના ચીફ સેનીટરી ઇન્સ્પેકટર અને લાઇટ ઇન્સ્પેકટરે, સેનીટરી ખાતાના હિસાબ ઉપર દેખરેખ નહિ રખાતી હોવાથી રૂા. ૧૨૯–૩–૬ ની રકમ ઉચાપત કરી હતી. આ બન્ને ઉપર કાયદેસર પગલાં લેવા વિચાર ચાલે છે.

(બ) એક મ્યુનિસિપાલિટીના ઉઘરામણી ખાતાના પટાવાળાએ અમુક રકમ ઉચાપત કરી હતી. પટાવાળાને ફક્ત એકજ રૂપીઓ દંડ કરવામાં આવ્યો હતો.

(ક) એક તાલુકા લોકલ બોર્ડના મુકાદમને ઑફીસ કારકુને મજુરોને મુકારી આપવા પૈસા આપ્યા તેમાંથી તેણે રૂા. ૧૨–૧–૦ ઉચાપત કર્યા હતા. મુકાદમ પાસે આ રકમ પાછી મેળવી હતી, અને મુકાદમને નોકરીમાંથી બરતરફ કર્યો હતો.

(ઙ) (૧) એક મ્યુનિસિપાલિટીના દંગાભી ટર્મીનલ ટેકસ કારકુને ખોટી રસીદ આપીને રૂા. ૧–૧૦ ની રકમ ઉચાપત કરી હતી. ચીફ ઑફીસર તે બાબતમાં તપાસ ચલાવતા હતા, પણ તેની લોકલ ફંડ ઑડીટ એકઝામીનરને માહિતી આપી ન હતી.

(૨) એજ મ્યુનિસિપાલિટીમાં એક કર ભરનારને બે વાર કર ભરવાથી તેણે પહેલી વખત ભરેલો કર* જે નાકા કારકુને ઉચાપત કર્યો હતો તે માટે રીફંડ માંગ્યું. આ સંબંધમાં નાકા કારકુનને એક દિવસની કેદ અને ૫૦ રૂપીઆ દંડની સજા થઇ હતી.

(ફ) એક મ્યુનિસિપાલિટીના દરોગાએ ૧૧ મી જાન્યુઆરી ૧૯૩૫ ને રોજ રૂા. ૫–૨–૦ ની ઉઘરાવેલી રકમ તા. ૧૫ મી માર્ચ ૧૯૩૫ સુધી મ્યુનિસિપાલિટીમાં જમે કરાવી ન હતી. આ બાબત તપાસ ચાલુ છે.

## સ્કુલ બોર્ડ હિસાબમાં અવ્યવસ્થા.

એક જીલ્લા સ્કુલ બોર્ડના હિસાબમાં નીચે મુજબની ગેરવ્યવસ્થા માલમ પડી હતી.

(૧) પગાર કરવા માટે રજુ થયલા બીલો ઉપર જોઇતી દેખરેખનો અભાવ.

(૨) મુસાફરી ભથ્થા અંગે વધારે રકમ અપાઇ.

(૩) બજેટમાં નક્કી થયા કરતાં અમુક બાબતોમાં વધારે ખર્ચ, અને મંજુર નહિ થયલી વિગતો ઉપર કરવામાં આવેલો ખર્ચ.

(૪) કેટલાક માલની ખરીદી માટે ટેન્ડરો માંગવામાં આવ્યા નહતાં અને જે ટેન્ડરો માંગવામાં આવ્યા હતા તે બોર્ડની મંજુરી મળશે એમ ધારી તેમને બહાલી આપવામાં આવી હતી.

---

* આ રકમના ચોક્કસ આંકડા મળ્યા નથી.

**પાણી વેરો:**—આ આવકમાં પણ ઘટાડો માલમ પડ્યો હતો અને આ ઘટાડા માટે મુખ્યત્વે કરીને જવાબદાર અમદાવાદ મ્યુનિસિપાલિટી છે.

**મ્યુનિસિપલ મિલકતમાંથી આવતી આવક:**—આ આવકમાં લગભગ રૂ. ૨૭૦૦૦ જેટલી ખોટ પડી છે.

**સામાન્ય અને ખાસ કામો માટે ગ્રાન્ટ અને ફાળો:**—આમાં મુખ્યત્વે કરીને સરકાર તરફથી હેલ્થ ઑફીસર અને સેનીટરી ઇન્સ્પેક્ટરો રાખવા માટે તેમજ વૈદકીય અને કેળવણી માટે મળતી મ્યુનિસિપાલિટીઓને મળતી ગ્રાન્ટનો સમાવેશ થાય છે. આ આવકમાં આ વર્ષે રૂ. ૮૬૦૦૦ની ખોટ હતી.

**વસ્તીમાંથી માથા દીઠ કર અને આવક:**—ગયા વર્ષ અને આ વર્ષની આવકની સરખામણી નીચે મુજબ છે.

| માથા દીઠ કર | | માથા દીઠ આવક | |
|---|---|---|---|
| ૧૯૩૪–૩૫ | ૧૯૩૫–૩૬ | ૧૯૩૪–૩૫ | ૧૯૩૫–૩૬ |
| રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
| ૭–૫–૮ | ૭–૨–૧૦ | ૮–૧૩–૬ | ૮–૧૧–૧ |

**આગલા વર્ષોની વેરા વિગેરેની બાકી:**—કેટલીક મ્યુનિસિપાલિટીઓનું વેરા ઉઘરાવવાનું કામ બહુજ અસંતોષકારક છે. મોટે ભાગે આનું કારણ આગલી બાકી ઉઘરાવવા માટે કાયદાએ જે કડક પગલા પુરા પાડ્યા છે તે લેવાની ઘણી ખરી મ્યુનિસિપાલિટીઓ નામરજી બતાવે છે તે, તેમજ કારોબારી અને વેરા ઉઘરાવનાર નોકરોની બીનકુશળતા છે. મ્યુનિસિપલ વેરા ઘણા ચઢી ગયા છે તે ઓછા કરવા તેમજ હવે પછી વેરા બાકી પડતા અટકે તેવા રસ્તા શોધવા માટે કમીશ્નરોની એક પરિષદ મળી હતી, અને તેમણે કરેલી ભલામણોમાંથી એક એ હતી કે બધી મ્યુનિસિપાલિટીઓને તેમણે આગલી બાકી મેળવવા શું શું પગલા લીધા તે બતાવતો અમુક અમુક વખતે રીપોર્ટ બહાર પાડવાની કલેકટરોએ ફરજ પાડવી જોઇએ. સરકારે આ ભલામણ ઉપાડી લીધી છે અને એવું ફરમાન કાઢ્યું છે કે બરો મ્યુનિસિપાલિટીઓએ, બોમ્બે મ્યુનિસિપલ બરોઝ એક્ટની કલમ ૨૧૩ (૨) (અ) મુજબ, અને જીલ્લા મ્યુનિસિપાલિટીઓએ ડીસ્ટ્રીક્ટ મ્યુનિસિપલ એક્ટની કલમ ૧૭૩ (૧) (બ) મુજબ, જો તેઓ વસુલ કરી શક્યા નહિ હોય એવી બાકી દર વર્ષની આખરે અનુક્રમે ૧૫ અને ૨૫ ટકાથી વધારે પડે તો તેઓએ નિર્ણિત તારીખોએ તેમની પ્રગતિનો રિપોર્ટ રજુ કરવો. આશા છે કે આ પગલાથી ભવિષ્યમાં નાણા વસુલ કરવાની નીતિમાં સારો ફેરફાર થશે. કંઇ નહિ તો તેથી સરકારને વર્ષ દરમ્યાન મ્યુનિસિપલ કર વેરામાં થતી પ્રગતિ તરફ ચાંપતી નજર રાખવા તક મળશેજ.

આ બાકી ખાસ કરીને અમદાવાદ, આણંદ, નડીઆદ, દાહોદ, રાંદેર, બાંદરા, ઘાટકોપર–કીરોલ, વીલેપારલે અને જુહુની મ્યુનિસિપાલિટીઓમાં વધારે થવા પામી હતી.

રસ્તા બાંધવા અને તેને સારી સ્થિતિમાં રાખવાના ખર્ચ અંગે ઉપયોગ કરવા અંગે નિયમ ૧૩ મ્યુનિસિપાલિટીઓ જાળવી શકી ન હતી.

**જાહેર કેળવણી:**—આ ખર્ચ અંગે ઝાઝી વધઘટ થઇ ન હતી.

**બાકી પુરાંત:**—ગયા વર્ષ કરતા આ વર્ષે પુરાંત વધારે બાકી પડી હતી.

**પાણીના સાધનોનું નાણાવિષયક કામકાજ:**—અમદાવાદની પાણી વેરાની આવક રૂ.૧૬,૬૪,૯૧૭થી ઘટીને રૂ. ૧૫,૧૪,૮૮૪ થઇ હતી. આ ઘટાડો થવાનું કારણ એ હતું કે જે રકમ મીલો પાસે નીકળતી હતી, તે માટેની માંગણીના બીલ તેઓએ અમુક વાંધા લેવાથી તેઓને પહોંચાડી શકાયા ન હતા. કુલ આવકમાંથી રૂ. ૭,૭૬,૧૧૯ પાણી વેરામાંથી અને રૂ. ૭,૩૮,૭૬૫ પાણીના વેચાણમાંથી મળ્યા હતા. વ્યાજ, સીંકીંગ ફંડ (sinking fund) અને ડીપ્રીસીએશન ચાર્જ (depreciation charges) અંગેનો ખર્ચ રૂ. ૪,૮૯,૦૮૨થી ઘટીને રૂ. ૪,૬૬,૬૭૫ થયો હતો. આ પ્રમાણે પાણીની બાબતમાં અમદાવાદ મ્યુનિસિપાલિટીએ ગયે વર્ષે જે રૂ. ૧૧,૭૫,૮૩૫નો નફો બતાવ્યો હતો તેને બદલે આ વર્ષે રૂ. ૧૦,૪૮,૨૦૫નો નફો બતાવ્યો હતો. સુરત મ્યુનિસિપાલિટીએ પાણી વિષયમાં ગયા વર્ષના રૂ ૧,૭૮,૦૫૧ ને બદલે આ વર્ષે રૂ. ૧,૭૨,૫૨૭નો નફો બતાવ્યો હતો. કપડવંજ, રાંદેર, વાંદરા, થાણા અને ભીવંડી મ્યુનિસિપાલિટીઓએ પણ વર્ષ દરમ્યાન આ સંબંધે નફો બતાવ્યો હતો.

**હિસાબની ઑડીટ:**—નીચેની વિગતો જે ઑડીટનું મુખ્ય ધ્યેય છે, તેમાં ખાસ કાંઇપણ સુધારો માલમ પડયો ન હતો.

(૧) ઑડીટ નોટ પ્રમાણે તુરત વર્તન અને જે સુચનાઓ તેમાં કરવામાં આવી હોય તેને અમલમાં મુકવી.

(૨) મ્યુનિસિપલ માંગણાંની ઝડપી વસુલાત, અને જેઓ વસુલ નહિ આપે તેવા સામે સખત પગલા લેવા.

(૩) આકારણીના લીસ્ટમાં વખતો વખત સુધારા વધારા કરવા.

(૪) જાહેર ફંડના વહીવટ ઉપર પુરતી દેખરેખ રાખવી.

(૫) મ્યુનિસિપલ આવકના રક્ષણ અંગે કાયદા, પેટા-કાયદા અને વટહુકમોનું સખત રીતે પાલન કરવું.

ઘણીખરી મ્યુનિસિપાલિટીઓ તેમના ઑડીટરો અને સ્થાનિક અમલદારો દર વર્ષે નાણા વહીવટમાં તેમની ખારા ભુલો તેમને બતાવે છે છતાં તે તેમાં વગર ઢીલે સુધારા કરી શકતી નથી એ બહુ નિરાશાજનક છે.

ણુની જરૂરીઆત અને (૨) ગટરની યોજના. ગટરનું પાણી મીંઢોળા નદીમાં વાળવાની જે યોજના હતી તે પડતી મુકવામાં આવી છે અને તે પાણી માટે શહેરની પુર્વનો ભાગ પસંદ કરવાની જે બીજી યોજના હતી તે માટે હવે મ્યુનિસિપાલિટી વિચાર ચલાવી રહી છે.

આ ઉપરાંત દર વર્ષે એક નવું શાળાનું મકાન બાંધવાની બહુ સુંદર યોજના મ્યુનિસિપાલિટીએ ઉપાડી છે.

સામાન્ય ચર્ચા :–ઉત્તર વિભાગના કમીશ્નર આ પ્રમાણે કહે છે :—

જો કે વર્ષ દરમ્યાન સારી પ્રગતિ જોવામાં આવે છે, છતાં અમદાવાદ સિવાયની લગભગ બધી મ્યુનિસિપાલિટીઓ કરમાં વધારો કરવો પડે અને નિયમિત વસુલાત લેવી પડે એવા વધારે મોટા પ્રશ્નોનો સામનો કરવામાં પાછી પાની કરતી માલમ પડે છે. મોટે ભાગે સભ્યો પોતાનો હોદ્દો બહુ માનભર્યો સમજી, કોઇ જાતની બદનામી ન મળે, એવી રીતે તે માન જાળવી રાખવામાંજ રચ્યાપચ્યા રહે છે. ખેડાના કલેક્ટર કહે છે તે પ્રમાણે કોઇ પણ જાતની તકલીફ કે મુશ્કેલી ન પડે એવી રીતે વહીવટ ખેડાયો જાય છે. કેટલાક ખાસ જાણીતા દાખલા સિવાય પ્રમુખની ચુંટણી દાખલ થયા પછી પક્ષાપક્ષીનું જોર ઓછું થઇ ગયું છે, છતાં તેમાંએ એક શોકજનક તત્વ છે જે લગભગ બધીજ મ્યુનિસિપાલિટીઓને લાગુ પડે છે. કમિટીઓ અને પેટા–કમિટીઓ જેને લઇને કામકાજનું તંત્ર ચાલે છે તે જે પક્ષ બહુમતિમાં હોઇ પ્રમુખની ચુંટણી કરે છે તેનીજ બનેલી હોય છે, એટલે બીજા સભ્યોને ચુંટાવાની બહુ તક મળતી નથી. હિંદુસ્થાન અને ઈંગ્લાંડ તેમજ પશ્ચિમની બીજી સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓમાં મુખ્ય ફરક એજ છે કે ત્યાં પક્ષાપક્ષી તેમજ રાજકીય અભિપ્રાયો બાજુએ રાખી દરેક સભ્યને એકાદ પણ પેટા–સમિતિ ઉપર કામ કરવાની તક મળે છે; જ્યારે આપણે ત્યાં લઘુમતિ પક્ષના સભ્યોને સામાન્ય સભાઓમાં ફક્ત ભાષણ કરવા અને મત આપવા સિવાય બીજી કાંઇ તક મળતી નથી.

સરકારને લાગે છે કે મ્યુનિસિપલ વહીવટની મુખ્ય ખામી એ છે કે બોર્ડો સંદર કારોબારી કમિટી નીમી, તેને ઝીણામાં ઝીણી બાબતો સાથેનો વહીવટ સોંપી દેતી નથી. અલબત કોઇ પણ મ્યુનિસિપાલિટીની ચુંટાયલી બહુમતિ તેની મુદત માટે અમુક નીતિ ઘડી કાઢે એ કાયદેસર અને જરૂરનું છે; પરંતુ એક વખત એ નીતિ દોરાઇ જાય કે નિષ્પક્ષ વહીવટને માટે એ જરૂરનું છે કે મ્યુનિસિપલ કારોબારી કમિટીને તે નીતિ પ્રમાણે વર્તન કરવા સોંપી દેવું અને કોઇ પણ પક્ષ ભલે તેની બહુમતિ હોય તો પણ તેણે તેનાં સભ્યોની તેના કામમાં દખલ થવા દેવી નહિ.

સ્થાનિક સ્વરાજ્યનો મુખ્ય દુરૂપયોગ એ થાય છે કે અહીં ચુંટાયલા પ્રતિનિધિઓ રોજના સ્થાનિક કાર્યના વહીવટમાં પણ ચાલુ દખલ નાંખે છે અને તેથી પરિણામે કોઇ પણ જાતની બીક અગર મહેરબાનીની વગરના સ્વતંત્ર કારોબારી વહીવટ કરનારનો વિકાસ અસંભવિત થઇ પડે છે.

# કરાંચી કારપોરેશનનો વહીવટ

૧ 'ધી સીટી ઑફ કરાંચી મ્યુનિસિપલ ઍક્ટ' તા. ૧ લી નવેમ્બર ૧૯૩૩ થી અમલમાં આવ્યો. આ ઍક્ટ મુજબ સ્થપાયેલી નીચેની ત્રણ સત્તાઓ મારફત તે અમલમાં મુકાય છે. (૧) કારપોરેશન (૨) સ્ટેન્ડીંગ કમિટી અને (૩) ચીફ ઑફીસર.

૨ કારપોરેશનમાં નીચે જણાવ્યા પ્રમાણે ૬૪ સભ્યો છે. ૪૯ શહેરના વૉર્ડોમાંથી ચુંટાયલા, ૨ કરાંચી ચેમ્બર ઑફ કૉમર્સે ચુંટેલા, ૨ કરાંચીના હિંદી વ્યાપારી મંડળ (Karachi Indian Merchants' Association) અને બાયર્સ અને શીપર્સ ચેમ્બર (Buyers and Shippers Chamber) એ બન્નેએ એકત્રપણે ચુંટેલા, ૧ કરાંચી પોર્ટના ટ્રસ્ટીઓએ ચુંટેલો, ૧ કરાંચી ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડે ચુંટેલો. ૧ રજીસ્ટર્ડ ટ્રેડ યુનિયનોએ ચુંટેલો જે કામદાર પક્ષનો હોવો જોઇએ અને ૮ સરકાર નિયુક્ત જેમાંનો ૧ પણ કામદાર વર્ગનો પ્રતિનિધિ હોવો જોઇએ.

૩ સ્ટેન્ડીંગ કમિટી ૧૨ સભ્યોની બનેલી છે. દર વર્ષે મે મહિનામાં કારપોરેશનની પહેલી મીટીંગમાં સ્ટેન્ડીંગ કમિટીની ચુંટણી થાય છે અને દર વર્ષે તેની પહેલી મીટીંગમાં સ્ટેન્ડીંગ કમિટી પોતાના સભ્યોમાંથી એકની તેના ચેરમેન તરીકે ચુંટણી કરે છે.

૪ 'સીટી ઑફ કરાંચી મ્યુનિસિપલ ઍક્ટ'નું બંધારણ મુંબાઇ અને રંગુન ઍક્ટને ઘણુંખરું મળતું જ છે, પણ કરાંચી શહેરના ચીફ ઑફીસરની નીમણુંક સરકાર નહિ પણ સરકારની મંજુરીથી કારપોરેશન જ કરે છે. વળી કરાંચી ઍક્ટ વધારે સ્થિતિસ્થાપક હોઇ તેમાં કેટલીક વિગતો તે માટે કારપોરેશન સીધના કમીશ્નરની મંજુરી લઇ નિયમો ઘડી નક્કી કરી લે એવી છૂટ રાખવામાં આવી છે. આ ઉપરાંત બીજો એક મુખ્ય ફેર એ રાખવામાં આવ્યો છે કે ઑડીટર કારપોરેશનના અમલદાર તરીકે ગણાય છે અને તેની પદવી ઍકાઉન્ટન્ટ જનરલના જેટલી જ ગણાય છે. વહીવટમાં તો તે ચીફ ઑફીસરથી ઉતરતી પાયરીના અમલદાર તરીકે ગણાય છે, પણ ઑડીટર તરીકે તે ચીફ ઑફીસરથી સ્વતંત્ર છે કેમકે ઑડીટના વાંધાઓ તે સ્ટેન્ડીંગ કમિટીને સીધા મોકલી શકે છે અને તેનો ઑડીટનો વાર્ષિક રિપોર્ટ સીંધ ઑફીશીયલ ગેઝેટમાં પ્રગટ થાય છે. સરકારે જાહેર કર્યા પ્રમાણે કરાંચી મ્યુનિસિપલ કારપોરેશનને લોકલ ફંડ ઑડીટ ઍક્ટ લાગુ પડતો નથી, છતાં ઑડીટર જ્યારે તેના કામમાંથી મુક્ત હોય ત્યારે તેને સરકારી ઑડીટ ખાતાના અમલદાર તરીકે કામ કરવું પડે છે.

૫ ઉપરોક્ત ત્રણે મ્યુનિસિપલ સત્તાઓએ કરવાના કામોનો ઍક્ટમાં ખાસ નિર્દેશ કરવામાં આવ્યો છે. જે જે વિગતોને ખાસ અપવાદ તરીકે ગણી હોય તે સિવાય શહેરનો મ્યુનિસિપલ વહીવટ કારપોરેશનના હાથમાં છે. ઍક્ટમાં બાંધવામાં આવેલી હદ સુધી ઍક્ટનો કારોબારી વહીવટ ચીફ ઑફીસરના હાથમાં છે.

૬ મેયરની ચુંટણી એક વર્ષ માટે થાય છે અને તેનું કામ કોરપોરેશનની સભાઓના પ્રમુખ થવાનું અને તેના નિર્ણયોને દોરવવાનું છે.

૭ નીચેના ત્રણ અમલદારોની નીમણુંક માટે સીંધના કમીશ્નરની મંજુરી મેળવવી પડે છે. (૧) હેલ્થ ઑફીસર, (૨) ચીફ એન્જીનીયર અથવા એન્જીનીયર અને (૩) ઑડીટર.

૮ રૂા. ૫૦૦) થી વધારે પગારવાળા નવા હોદ્દા અસ્તિત્વમાં આણવા માટે સીંધના કમીશ્નરની મંજુરી મેળવવી પડે છે. કોરપોરેશનને જેનો ઓછામાં ઓછો માસિક પગાર રૂા. ૫૦૦) થી ઓછો હોય નહિ એવા અમલદારની નીમણુંક કરવાની સત્તા છે. જે મ્યુનિસિપલ અમલદારોનો પગાર રૂા. ૨૦૦ થી ઓછો નહિ, પણ રૂા. ૫૦૦) થી ઓછો હોય તેવાની નીમણુંક કરવાની સત્તા સ્ટેન્ડીંગ કમિટીને છે. બાકીના કામદાર મંડળની નીમણુંક કરવાની સત્તા ચીફ ઑફીસરને આપવામાં આવી છે અને આ ઉપરાંત તે ૭ મહિના સુધીની હંગામી નીમણુંકો પણ કરી શકે છે.

૯ સ્ટેન્ડીંગ કમિટી સિવાયની બે સલાહકાર કમિટીઓ પણ છે, આ કમિટીઓ તે પબ્લીક વર્કસ કમિટી (Public Works Committee) અને પબ્લીક હેલ્થ અને મારકેટ કમિટી (Public Health and Markets Committee). આ દરેક કમિટીમાં ઓછામાં ઓછા ૫ અને વધારેમાં વધારે ૯ સભ્યો હોય છે. દર વર્ષે મે મહિનામાં કોરપોરેશન આ નીમણુંક કરે છે. આ બેમાંની પહેલી કમિટીને કોરપોરેશન રસ્તા, મકાનો, પાણી પુરૂ પાડવું, ગટરો અને જાહેર બાગ બગીચા સંબંધી તપાસ અને રીપોર્ટનું કામ સોંપે છે, જ્યારે બીજીને જાહેર આરોગ્યતા અને સહીસલામતી, બજારો વિગેરે સંબંધી બાબતો સોંપવામાં આવી છે. આ બે ફક્ત સલાહકાર કમિટીઓજ છે અને જુના એક્ટ મુજબની હેલ્થ કમિટી અને ગાર્ડન અને મ્યુઝિયમ કમિટીની માફક કાયદા અનુસાર અસ્તિત્વમાં આવેલી કમિટીઓ નથી. આ કમિટીઓ ઉપરાંત કોરપોરેશનને વખતો વખત જરૂરીઆત પ્રમાણે સાતથી વધારે નહિ એવી ખાસ કમિટીઓ નીમવા માટે કાયદાની રૂએ સત્તા આપવામાં આવી છે.

અને આ વસુલાત અંગે રૂા. ૧૦૦૦) થી વધારે નહિ એવી રકમોના વખતો વખત ચેક લખવામાં આવે છે.

૧૧ સ્કુલ બોર્ડ થોડે અંશે નવા મ્યુનિસિપલ એક્ટ હેઠળ અને કાંઇક અંશે બોમ્બે પ્રાઇમરી એજ્યુકેશન એક્ટ પ્રમાણે કામ કરે છે. બોમ્બે પ્રાયમરી એજ્યુકેશન એક્ટ મુજબ શાળા ખાતાનો કારોબારી વહીવટ સ્કુલ બોર્ડના એડમીનીસ્ટ્રેટીવ ઓફીસરના હાથમાં છે. સ્કુલ બોર્ડ કોરપોરેશને ચુંટેલા ૯ સભ્યોની બનેલી છે. આ ૯ માંથી ૨ સભ્યો કેળવણીમાં નિષ્ણાત, ૧ સ્ત્રી સભ્ય અને ૧ સરકાર નિયુક્ત સભ્યો હોવા જોઇએ. કેળવણી ફંડના હિસાબ હજી પણ લોકલ ફંડ ઓડીટ એક્ટ મુજબ રાખવામાં આવે છે.

---

# મ્યુનિસિપલ પેટા-કાયદા સંબંધી મુંબઇ હાઇ કોર્ટનો અગત્યનો ચુકાદો

## નાકા વેરો નહિ આપવા માટે દંડની શિક્ષા ફરમાવતા પેટા-કાયદા ગેરકાયદેસર છે.

# ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડના પ્રમુખની ચૂંટણી સંબંધી એક અગત્યનો ચુકાદો

વાદીઓ :—(૧) નરસિંહ ગોવિંદ-શાણભાગ
(૨) મુકુંદ નારાયણ પ્રભુ

વિરૂદ્ધ

પ્રતિવાદીઓ :—(૧) ઉત્તર કાનડા ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડ, કારવાર
(૨) ગણપતી સુબરાવ ગંગોલી

ઉત્તર કાનડા ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડની મુદત સન ૧૯૩૧ ના એપ્રિલની આખરે પુરી થતાં નવી ચુંટણી પછીની પહેલી મીટીંગ સને ૧૯૩૬ ના મેની ૨૨ મી તારીખે કારવારમાં તેની ઓફીસમાં નવી બોર્ડના પ્રમુખની ચુંટણી માટે મળી હતી. પ્રતિવાદી નાં. ૨ જુની બોર્ડના પ્રમુખ હોઇ તેણે આ નવી બોર્ડની મીટીંગ બોલાવી હતી અને નવી બોર્ડમાં ચુંટાયલા સઘળા સભ્યો હાજર હતા. નવી મીટીંગમાં પ્રતિવાદી નાં. ૨ ની તે દિવસ અને નવી બોર્ડના પ્રમુખની ચુંટણીના કામ પુરતા પ્રમુખ તરીકે ચુંટણી કરવામાં આવી.

મીટીંગનું કામકાજ શરૂ થતાં વાદી નાં. ૧એ નવી બોર્ડના પ્રમુખ તરીકે એક મી. સુબરાવ રામચંદ્ર હાલદીપુરકરનું નામ સુચવ્યું અને વાદી નાં. ૨એ તેને અનુમોદન આપ્યું. ત્યાર પછી એક સભ્ય મી. જી. એમ. શીકારે નવી બોર્ડના પ્રમુખ તરીકે પ્રતિવાદી નાં. ૨ નું નામ સુચવ્યું અને બીજા એક સભ્ય મી. જી. જી. ભટે તેને ટેકો આપ્યો. પ્રતિવાદી નાં. ૨ જે પ્રમુખસ્થાને હતા તેણે બન્ને દરખાસ્ત કાયદેસરની ગણી બન્ને દરખાસ્ત ઉપર મત લીધા. તેમાં પ્રમુખ સાથે બધા સભ્યોએ મત આપ્યા અને ત્યાર બાદ પ્રતિવાદી નાં. ૨ એ મત ગણીને પરિણામ જાહેર કર્યું કે તેને પોતાને ૧૪ મત મળ્યા હતા અને મી. હાલદીપુરકરને ૯ મત મળ્યા હોવાથી પોતે નવી બોર્ડના પ્રમુખ ચુંટાયા છે.

વાદીઓએ તે વખતે કશો પણ વાંધો ઉઠાવ્યો નહિ પરંતુ પછીથી તા. ૧૬ મી જુન ૧૯૩૬ ને રોજ પ્રતિવાદીઓને લોકલ બોર્ડ ઍક્ટની કલમ ૧૩૬ પ્રમાણે એક મહિનાની નોટીસ આપી અને તા. ૨૪ મી જુલાઇ ૧૯૩૬ ને રોજ કારવારના ફર્સ્ટ ક્લાસ સબ જજની કોર્ટમાં જાયુક મનાઇ માટે દાવો નોંધાવ્યો કે પ્રતિવાદી નાં. ૧એ પ્રતિવાદી નાં. ૪ ને પોતાના પ્રમુખ તરીકે સ્વીકારવા નહિ અને પ્રતિવાદી નાં. ૨એ સદરહુ ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડના પ્રમુખ તરીકે વર્તન કરવું નહિ અને કોર્ટે મી. હાલદીપુરકર પ્રમુખ તરીકે ચુંટાયા છે એમ જાહેર કરવું.

વાદીઓની તકરાર એવી હતી કે પ્રમુખની ચુંટણીનું પરિણામ ખોટું અને ગેરકાયદેસરનું હતું કેમકે કાયદા મુજબ કોઇ પણ માણસ પોતાની ચુંટણીનું પોતે પ્રમુખસ્થાન લઇ શકે નહિ અને રીટર્નીંગ ઑફીસર (returning officer) તરીકે પોતાને રીટર્ન કરી શકે નહિ. આમ હોવાથી પ્રતિવાદી નાં. ૨ જે તે દિવસના પ્રમુખ હતા તેનું નામ નવી

# વડોદરા રાજ્યની મ્યુનિસિપાલિટીઓ*

## 'એ' ક્લાસ મ્યુનિસિપાલિટીઓ

રિપોર્ટના વર્ષ દરમ્યાન રાજ્યમાં નીચે પ્રમાણે ૧૧ 'એ' ક્લાસ મ્યુનિસિપાલિટીઓ હતી. તેમાંથી ફક્ત વડોદરા મ્યુનિસિપાલિટી એકલીનેજ શહેર મ્યુનિસિપાલિટીના લાભો મળ્યા હતા.

(૧) વડોદરા શહેર, (૨) પેટલાદ, (૩) ડભોઇ, (૪) પાટણ, (૫) સિદ્ધપુર, (૬) વીસનગર, (૭) મહેસાણા, (૮) નવસારી, (૯) ગણદેવી, (૧૦) બીલીમોરા, (૧૧) અમરેલી.

'એ' ક્લાસ મ્યુનિસિપાલિટીઓનું બંધારણ એવા પ્રકારનું છે કે મ્યુનિસિપાલિટીમાં અર્ધા ચુંટાયલા પ્રતિનિધિઓ અને અર્ધા નિયુક્ત પ્રતિનિધિઓ હોય છે. નિયુક્ત સભ્યોમાંથી અર્ધા અધિકારી અને અર્ધા બીનઅધિકારી હોય છે. ઉપર્યુક્ત ૧૦ 'એ' ક્લાસ મ્યુનિસિપાલિટીમાંથી પાટણ, નવસારી અને અમરેલીની મ્યુનિસિપાલિટીઓમાં સભ્યોએ ચુંટી કાઢેલા પ્રમુખો હતા. બાકીની મ્યુનિસિપાલિટીઓમાં પ્રમુખ તરીકે પ્રાન્તના નાયબ સુબાએ કામ કર્યું હતું. વડોદરા સીટી મ્યુનિસિપાલિટીનું બંધારણ બીજી બધી મ્યુનિસિપાલિટીઓથી નિરાળું છે. તેના બંધારણ મુજબ મ્યુનિસિપલ કોરપોરેશનમાં ૨/૩ ચુંટાયલા અને ૧/૩ નિયુક્ત સભ્યો છે અને પ્રમુખ નિયુક્ત બીનઅધિકારી સભ્ય હોય છે. શહેર મ્યુનિસિપાલિટી એક ધારા રચનારી સંસ્થા છે અને મ્યુનિસિપલ કમીશ્નર તેને અમલમાં આણે છે.

રિપોર્ટના વર્ષ દરમ્યાન વડોદરા શહેરની મ્યુનિસિપાલિટીની આવક નીચે મુજબ હતી.

### ૧ મ્યુનિસિપલ કર

| | | | |
|---|---|---|---|
| ૧ | ટર્મીનલ ટેક્સ | રૂા. | ૩,૦૦,૭૬૨ |
| ૨ | ટોલ | ,, | ૩,૫૩૧ |
| ૩ | કોનઝરવન્સી | ,, | ૪૬,૦૯૯ |
| ૪ | જોખમકારક ધંધા ઉપરનો કર | ,, | ૫,૭૬૨ |
| ૫ | ઘર અને મિલ્કત વેરો | ,, | ૬૧,૧૨૭ |
| ૬ | પાણી વેરો | ,, | ૧,૭૮,૫૪૨ |
| ૭ | ગટર | ,, | ૧૯,૩૭૨ |
| ૮ | જાનવરો અને વાહનો ઉપરનો કર | ,, | ૬૧,૪૯૮ |

* વડોદરા રાજ્યની મ્યુનિસિપાલિટીઓના સન ૧૯૩૪-૩૫ ના રિપોર્ટ ઉપરથી.

૨ ખાસ કાયદા મુજબ મળેલ

| | | |
|---|---|---|
| ઢોરોના ડબ્બા | રૂા. | ૩,૩૪૨ |

**બીજા સાધનો દ્વારા આવેલી આવક**

| | | | |
|---|---|---|---|
| ૧ | ઘર અને મિલ્કત વેરો | રૂા. | ૨૭,૧૭૯ |
| ૨ | જમીનનું વેચાણ | ,, | ૭,૦૧૪ |
| ૩ | બજારોની આવક | ,, | ૨૧,૧૫૪ |
| ૪ | ઘરો બાંધવાની ફી | ,, | ૬,૮૬૬ |
| ૫ | દંડ | ,, | ૩,૨૭૬ |
| ૬ | ઝાડની આવક | ,, | ૨,૩૬૩ |
| ૭ | ગટર ફી | ,, | ૩,૭૩૯ |
| ૮ | સરકારી ગ્રાન્ટ | ,, | ૧,૪૯,૯૦૫ |
| ૯ | પરચુરણ | ,, | ૨,૩૨,૭૭૪ |
| | એકંદર કુલ | રૂા. | ૧૧,૬૪,૩૦૫ |

એકલી વડોદરા મ્યુનિસિપાલિટીનેજ શહેરની રસ્તા સુધરાઇ, પાણી છંટકાવ અને દીવાબત્તી માટે સરકાર તરફથી દર વર્ષે રૂા. ૧,૫૦,૦૦૦ ની ગ્રાન્ટ મળે છે.

રિપોર્ટના વર્ષ દરમ્યાન ઉપર જણાવેલી બીજી મ્યુનિસિપાલિટીઓની, મ્યુનિસિપલ કર, ખાસ કાયદા મુજબ મળેલ અને બીજા સાધનો દ્વારા આવેલી આવક મળી કુલ આવક નીચે પ્રમાણે હતી:—

| મ્યુનિસિપાલિટીનું નામ | મ્યુનિસિપલ કર | ખાસ કાયદા મુજબ મળેલ આવક | બીજા સાધનો દ્વારા | કુલ |
|---|---|---|---|---|
| પેટલાદ | ૫૦,૪૬૦ | ૭૮ | ૩,૩૨૫ | ૫૩,૮૬૩ |
| ડભોઇ | ૨૪,૮૪૫ | ૨૪૭ | ૬,૧૮૫ | ૩૧,૨૭૭ |
| પાટણ | ૪૧,૭૭૯ | ... | ૪૫,૨૪૭ | ૮૭,૦૨૬ |
| સિદ્ધપુર | ૨૯,૮૧૪ | ... | ૮,૦૭૩ | ૩૭,૮૮૭ |
| વીસનગર | ૨૬,૭૩૪ | ... | ૧૬,૭૯૩ | ૪૩,૫૨૭ |
| મહેસાણા | ૨૫,૦૪૩ | ... | ૩૩,૫૭૬ | ૫૮,૬૧૯ |
| નવસારી | ૬૫,૧૦૦ | ૧૮૯ | ૨,૯૭,૮૮૯ | ૩,૬૩,૧૭૮ |
| ગણદેવી | ૧૨,૪૬૦ | ૮૯ | ૨,૭૦૦ | ૧૫,૨૪૯ |
| બીલીમોરા | ૨૧,૧૦૭ | ૧૪૯ | ૬,૫૩૭ | ૨૭,૭૯૩ |
| અમરેલી | ૨૯,૪૦૧ | ૨૪૧ | ૧૦,૩૭૪ | ૪૦,૦૧૬ |
| | ૩,૨૬,૭૪૩ | ૯૯૩ | ૪,૩૦,૬૯૯ | ૭,૫૮,૪૩૫ |

આ મ્યુનિસિપાલિટીઓએ તેમની આવક માટે તેમના પોતાના સાધનો ઉપરજ આધાર રાખવાનો છે. જ્યારે તેઓને પાણીના સાધનો, ગટર વિગેરે જેવા જાહેર ઉપયોગના મોટા કામ કરવાના હોય છે, ત્યારે તેઓ સરકાર પાસે મદદ માંગે છે; અને સરકારની નીતિ આ બાબતમાં અત્યંત ઉદાર છે. સરકાર તેમને ખર્ચનો ૧/૨ થી ૩/૪ જેટલો ભાગ બક્ષીસ તરીકે આપે છે અને બાકીના માટે વ્યાજના વ્યાજબી દરથી લોન આપે છે. પણ બીજી રીતે તો કર, સેસ વિગેરેથીજ તેમણે તેમની આવક ઉભી કરવાની હોય છે. મહેસાણા જીલ્લાની બધી મ્યુનિસિપાલિટીઓ તેમની આવક ઑકટ્રોય મારફતેજ ઉભી કરે છે. ઘરવેરા જેવા સીધા કરની રીત ઘણી સારી છે અને ઑકટ્રોય શહેરના વ્યાપાર રોજગાર ઉપર ઘણી માઠી અસર કરે છે અને તેથી શહેરની સામાન્ય આબાદાનીને ધોકો પહોંચે છે એ તરફ ખાતા તરફથી મહેસાણાના લોકોનું વારંવાર ધ્યાન ખેંચવામાં આવે છે, પણ તેનું કાંઇ પણ પરિણામ આવતું લાગતું નથી. અલબત્ત ખાતા તરફથી સદરહુ જીલ્લાની મ્યુનિસિપાલિટીઓમાં ઘરવેરો દાખલ કરવાનું ટિપ્પણ સરકાર સમક્ષ રજુ કરવામાં આવ્યું હતું પણ સરકારે તેને બહાલી આપી ન હતી. કોઇ પણ સંસ્થાએ વર્ષ દરમ્યાન નવો કર નાંખ્યો નથી. બધી મ્યુનિસિપાલિટીઓની કુલ વાર્ષિક આવક રૂ. ૭,૫૮,૪૩૫ હતી જે ગયા વર્ષ કરતાં રૂ. ૨,૫૫,૫૦૪ નો વધારો બતાવે છે. આનું મુખ્ય કારણ એ છે કે નવસારી મ્યુનિસિપાલિટીને તેની ગટરની યોજના માટે સરકાર તરફથી રૂ. ૨,૩૦,૩૩૮ બક્ષીસ તરીકે મળ્યા હતા.

ખાતાની એવી માન્યતા છે કે આ મ્યુનિસિપાલિટીઓમાં મ્યુનિસિપલ વેરા વધારવાની હજી સારી જગ્યા છે. અત્યાર સુધીના અનુભવથી સિદ્ધ થયું છે કે આ સંસ્થાઓએ તેમની આવક વધારવા સંબંધી કાંઇ પણ ઉપયોગી પગલા લીધા નથી. ખાતાને માલમ પડ્યું છે કે આ વિષયમાં આ સંસ્થાઓને યોગ્ય દોરવણીની ઘણી જરૂર છે; પણ કોઇ પણ મ્યુનિસિપાલિટી માટે યોગ્ય નિયમો ઘડતા પહેલાં તેની આવક શી રીતે વધે અને ક્યા કરો નાંખી શકાય એમ છે તેનો વિચાર કરવાનો છે. વળી અમુક સંસ્થા તેની ફરજો સારી રીતે અદા કરી શકે તે માટે તેને કેટલી રકમની જરૂરીઆત છે તે પણ જાણવું અગત્યનું છે.

આ સંસ્થાઓનો ખર્ચ મુખ્યત્વે કરીને આ ત્રણ વિગતો ઉપર થાય છે:—

જાહેર સહીસલામતી (Public Safety), જાહેર આરોગ્યતા અને સગવડો (Public Health and Convenience) અને જાહેર કામો (Public Works). આમાં દીવાબત્તી, મેલું, કચરો વિગેરે વિગેરે દુર કરવો અને રસ્તા ઉપર ઠીક ખર્ચ કરવામાં આવે છે. જ્યાં વૉટર વર્કસ (Water Works) છે ત્યાં તેમના ઉપર સારો ખર્ચ કરવામાં આવે છે. છતાં આ ઉપરાંતની બીજી કેટલીક વિગતો જેની ઉપર મ્યુનિસિપલ દૃષ્ટિબિંદુએ સારી કાળજી રાખવી જોઇએ તેવી વિગતો ઉપર નજીવું ધ્યાન આપવામાં આવે છે. કેટલીક મ્યુનિસિપાલિટીઓ બાદ કરતાં બીજીમાં રસ્તા ઉપર પાણી છાંટવા માટે જોઇતો ખર્ચ કરવામાં આવતો નથી. વળી બગીચા અને રસ્તા ઉપર ઝાડ રોપણી માટે પણ ફક્ત જુજ મ્યુનિસિપાલિટીઓએ પગલા લીધા છે.

વડોદરા શહેર મ્યુનિસિપાલિટીની નાણાં સ્થિતિ ગયા વર્ષ કરતાં આ વર્ષે ઘણી સારી છે. છતાં મ્યુનિસિપાલિટીની જરૂરીઆતો અને તેની વાર્ષિક આવકની સરખામણી કરતાં બાકી પુરાંત ખાસ વધારે કહેવાય નહિ. સુધારા કરવાનું ક્ષેત્ર ઘણું વિશાળ છે અને કુદરતી રીતેજ સમયાનુસાર સુધારા સંસ્થાએ કરવાજ જોઇએ. આ બધું અને કરના હલકા દર ધ્યાનમાં લેતાં એમ કહેવું પડશે કે કૉર્પોરેશને કરના નવા સાધનો શોધી કાઢવા જેટલી અને ચાલુ સાધનોમાં સુધારા કરવા જેટલી પ્રગતિ સાધી નથી. ખાતાએ આ સંબંધી વખતો વખત ધ્યાન ખેંચવા છતાં તેનું કાંઇ ખાસ પરિણામ આવ્યું નથી. બીજી મ્યુનિસિપાલિટીઓને પણ આજ ટીકા લાગુ પડી શકે એમ છે. સારા રસ્તા બનાવવા અને નિભાવવા, જાહેર આરોગ્યતામાં વધારો કરવો, ગીચ લત્તાઓ સુધારવા, શહેર રચના કરવી અને જાહેર બાગ બગીચા વિગેરે જીવનને ઉચ્ચ કક્ષાએ લઇ જતી વસ્તુઓ ઉપર ખાસ ધ્યાન આપવામાં નહિ આવે ત્યાં સુધી ગમે તેટલી વધારે બાકી બતાવવામાં આવે તેથી કાંઇ અર્થ સરે એમ નથી.

વડોદરા શહેર મ્યુનિસિપાલિટીના હિસાબ તે માટે નીમાએલા એક ખાસ અમલદાર તપાસે છે. તે હિસાબ તપાસી ભુલો સુધરાવે છે અને દર વર્ષે એકાઉન્ટન્ટ જનરલ મારફત પોતાનો રિપોર્ટ સરકાર સમક્ષ રજુ કરે છે. બીજી મ્યુનિસિપાલિટીઓના હિસાબ ઑડીટરો તપાસે છે. આ સિવાય સરકારના કેટલાક કન્ટ્રોલીંગ ઑફીસરો (Controlling Officers) પણ આ સંસ્થાઓની વખતો વખત તપાસ કરે છે.

ઉપર જણાવેલી અગીઆરમાંથી વડોદરા, પાટણ, નવસારી, મહેસાણા અને વીસનગર એ પાંચ મ્યુનિસિપલ શહેરોમાં તેમના પોતાના વૉટર વર્કસ (Water Works) છે. વડોદરા શહેરમાં તે સરકાર તરફથી રૂ. ૫૧,૧૬,૮૭૮ ને ખર્ચે તૈયાર કરાવી મ્યુનિસિપાલિટીએ તેના નિભાવ માટે સોંપવામાં આવ્યું હતું. બાકીની જગ્યાએ કાંઇક અંશે સરકાર અને કેટલેક અંશે મ્યુનિસિપાલિટીઓ તરફથી તે તૈયાર કરવામાં આવ્યા છે. સરકાર તરફથી આ માટે તેમના ખર્ચની ૧/૨ થી ૩/૪ જેટલી રકમ બક્ષીસ તરીકે આપવામાં આવી હતી. બાકીના મ્યુનિસિપલ શહેરોમાં પાણી માટે નદીઓ અને કુવાઓ ઉપર આધાર રાખવામાં આવે છે.

પાંચ વૉટર વર્કસવાળા મ્યુનિસિપલ શહેરોમાંથી વડોદરા અને નવસારીમાં ગટરો છે અને હજી આ દિશામાં પ્રગતિ ચાલુ છે. વડોદરામાં ગટરો પબ્લીક વર્કસ ડીપાર્ટમેન્ટ (Public Works Department) તરફથી તૈયાર થાય છે. અત્યાર સુધીમાં આ માટે કુલ રૂ. ૩૬,૫૯,૩૭૦ નો ખર્ચ કરવામાં આવ્યો છે જેમાંથી મ્યુનિસિપલ ફાળો રૂ. ૬૩,૭૬,૨૦૨ નો છે. નવસારીમાં ગટર માટે સરકારે રૂ. ૬,૬૮,૦૦૦ ના ખર્ચને અંદાજે મંજુરી આપી હતી. આમાંથી ૨/૩ જેટલી રકમ સરકારે બક્ષીસ આપી હતી અને ૧/૩ જેટલી રકમ મ્યુનિસિપાલિટીને લોન તરીકે આપી હતી. પાટણ અને વીસનગરે પણ ગટર તૈયાર કરવાનું નક્કી કર્યું છે.

૭ મ્યુનિસિપાલિટીઓમાં ઇલેક્ટ્રીક લાઇટ છે. વડોદરામાં રાજ્યના ઇલેટ્રીક ખાતાએ તે મ્યુનિસિપાલિટીને પુરી પાડી છે. પાટણમાં મ્યુનિસિપાલિટીની પોતાની ઇલેક્ટ્રીક લાઇટ છે અને આ દિશામાં આવું પહેલું સાહસ ખેડવા માટે અને બીજી મ્યુનિસિપાલિટીઓ સમક્ષ આવો સારો આદર્શ મુકવા માટે પાટણ મ્યુનિસિપાલિટીને ધન્યવાદ ઘટે છે. આ યોજના માટે તેણે ૨૫ વર્ષમાં ભરપાઇ કરી શકાય એવા ૬ ટકાના ડીબેન્ચરથી નાણા ઉભા કર્યા છે. બીજી મ્યુનિસિપાલિટીઓમાં ખાનગી કુંપની તરફથી ઇલેક્ટ્રીક લાઇટ પુરી પાડવામાં આવે છે.

ઘણીખરી મ્યુનિસિપાલિટીઓમાં બંબાખાતુ છે અને જ્યાં નથી ત્યાં તેની શરૂઆત થવાની તૈયારી છે; કેટલાક મ્યુનિસિપલ શહેરોમાં મ્યુનિસિપલ બજારો છે.

મહારાજા સાહેબે રાવ બહાદુર જી. એચ. દેસાઇ અને મી. આર. એસ. કાનુંગોને સન ૧૯૩૪ ના જુલાઇમાં ઇન્ટરનેશનલ યુનિયન ઑફ લોકલ ઑથોરીટીઝ (International Union of Local Authorities) ના આશ્રય હેઠળ ફ્રાન્સમાં લીયોન (Lyon) માં મળેલી છઠ્ઠી આંતરરાષ્ટ્રિય મ્યુનિસિપાલિટીઓની પરિષદ (International Conference of Municipalities) માં વડોદરા રાજ્યના પ્રતિનિધિઓ તરીકે મોકલ્યા હતા. ત્યાંથી આવી બન્ને પ્રતિનિધિઓએ તેમના રિપોર્ટ સરકારમાં રજુ કર્યા હતા અને તે પુસ્તક રૂપે પ્રગટ પણ થયા છે. મી. કાનુંગોએ રિપોર્ટમાં જે ભલામણો કરી હતી તે સરકાર સમક્ષ રજુ કરવામાં આવી છે. સરકારના નિર્દેશથી આ ભલામણો જુદી જુદી પ્રાન્ત પંચાયતોને અને મુખ્ય મુખ્ય મ્યુનિસિપાલિટીઓને તેમના અભિપ્રાય માટે મોકલી આપવામાં આવી છે જેથી સરકાર તેના ઉપર પોતાના હુકમ બહાર પાડી શકે.

મ્યુનિસિપાલિટીઓ એક બીજા સાથે સહકારથી કામકાજ કરે અને વિચારોની આપ લેથી અને એક બીજાની અગવડો સમજી મ્યુનિસિપલ કામકાજમાં સારી પ્રગતિ સાધી શકે તે માટે રાજ્યની બધી મ્યુનિસિપાલિટીઓની એક પરિષદ તા. ૨૨-૧૧-૩૪ ને રોજ તે વખતના કામચલાઉ દિવાન સાહેબના પ્રમુખપણા નીચે બોલાવવામાં આવી હતી. પરિષદનું કામકાજ બે દિવસ ચાલ્યું હતું. દરેક મ્યુનિસિપાલિટીને બે પ્રતિનિધિઓ મોકલવા આમંત્રણ આપવામાં આવ્યું હતું અને રાજ્યના મુખ્ય શહેર રોમજ જીલ્લાઓમાંથી પણ મુખ્ય અધિકારીઓને તેમના નિર્ણયો અંગે મદદમાં મુકવામાં આવ્યા હતા. નાયબ દિવાન એમ. બી. નાણાવટી સાહેબના પ્રમુખપણા નીચે કામકાજ ચાલ્યું હતું. પરિષદને સારી સફળતા મળી હતી અને તેમાં થએલા નિર્ણયોને અમલમાં મુકવા પગલા લેવાયા હતા તેમજ હજી પણ ચાલુ છે.

આદર્શ આરોગ્ય કેવું હોઇ શકે તે બતાવવા અને મ્યુનિસિપલ ઇન્સ્પેક્ટરોને વ્યવહારોપયોગી જ્ઞાન આપવા માટે ડભોઇમાં સેનીટરી વીક ઉજવાયું હતું. સેનીટરી કમીશ્નરની જાતી દેખરેખ નીચે શહેર સ્વચ્છ કરવામાં આવ્યું હતું. વડોદરા પ્રાન્તની બધી મ્યુનિસિપાલિટીઓના ઇન્સ્પેક્ટરોને આમંત્રણ આપવામાં આવ્યું હતું અને શહેર કેવી રીતે સ્વચ્છ અને આરોગ્યપૂર્ણ સ્થિતિમાં રાખવું તેનો તેમને પ્રત્યક્ષ દાખલો બતાવવામાં આવ્યો હતો.

ઉપર જણાવ્યા પ્રમાણે દરેક મ્યુનિસિપાલિટી પોતાની આવકમાંથી પોતાનો ખર્ચ નીભાવે જાય છે; પણ આવકમાં વધારો કરવા માટે કોઇ પણ મ્યુનિસિપાલિટી પગલા લેતી નથી. વળી કરમાં વધારો કરવાની જગ્યા હોવા છતાં, કોઇ કરમાં પણ વધારો કરતું નથી. ખાતુ આ પ્રશ્ન ઉત્સાહથી જાણવા માંગે છે પણ તે આ કામ હાથમાં લે તે પહેલાં સરકારે ઠરાવ્યા મુજબની રીતે દરેક મ્યુનિસિપલ શહેરની આરોગ્યતાની દૃષ્ટિએ માપણી થવી જોઇએ. ખાતુ આ સંસ્થાઓને તેમના મ્યુનિસિપલ વહીવટના બધા પ્રશ્નોમાં કુશળ દોરવણી આપવા તૈયાર છે, છતાં સંસ્થાઓ તેનો કાંઇ લાભ લેતી નથી. આ માટે મુખ્ય બે કારણો છે. પ્રજામાં અને ખાસ કરીને મતદારોનો આ પ્રશ્નોમાં હાર્દિક રસ ઉત્પન્ન થતો નથી, એટલે તેઓ મ્યુનિસિપલ વહીવટમાં કાંઇજ ઉત્સાહ બતાવતા નથી. તેમનો ઉત્સાહ ફક્ત ચુંટણી વખતેજ, માલમ પડી સમાઈ જાય છે. વળી ચુંટાયલા પ્રતિનિધિઓની કલ્પના વિશાળ નહિ હોવાથી તેઓ સમાજના મહાન પ્રશ્નોમાં ઉત્સાહ ભરી દરકાર દાખવતા નથી. સભાઓમાં સભ્યોની હાજરી પણ અસંતોષકારક રહે છે. સભ્યોએ વરસમાં થએલી કુલ સભાઓમાંથી ૨/૩ જેટલી સભાઓમાં હાજરી આપવીજ જોઇએ, એ નિયમનું ખાતુ સખ્ત રીતે પાલન કરતું હોય એમ લાગતું નથી. મ્યુનિસિપાલિટીનું કામકાજ સારી રીતે ચાલે, અને કામકાજમાં કંઇ રસ લેતા નહિ હોય, છતાં ફક્ત માન મેળવવા માટેજ આ સંસ્થાઓની ચુંટણીમાં ઉભા રહેનાર સભ્યોનો મોટો ભાગ દૂર થઇ જાય તે માટે આ નિયમનું સખ્ત રીતે પાલન કરવું તદ્દન આવશ્યક છે. અનુભવથી એ પણ સિદ્ધ થયું છે કે ચુંટાયલા ઉપપ્રમુખો અને કમિટીઓ કુશળતાથી કામ કરતા નથી. મ્યુનિસિપલ નોકરો ઉપરનો કારોબારી અંકુશ, તેમની નીમણુંક અને બરતરફી હોદ્દાની રૂએ નીમાએલા પ્રમુખો અને બીજી ઉચ્ચ સત્તાઓના હાથમાં હોવાથી સંસ્થાઓનું કામકાજ કુશળતાથી થાય છે. લાયકાત અને ખાતાની પરિક્ષા માટેના સખ્ત નિયમોને અંગે આ સંસ્થાઓમાં કુશળ નોકરોજ દાખલ થવા પામે છે. કોઈ પણ સંજોગોમાં સંસ્થાઓનું કામકાજ રિપોર્ટના વર્ષ દરમ્યાન આગલા વર્ષો કરતાં કાંઇક સારૂં છે.

## 'બી' કલાસ મ્યુનિસિપાલિટીઓ

રિપોર્ટના વર્ષ દરમ્યાન રાજ્યમાં ૩૧ 'બી' કલાસ મ્યુનિસિપાલિટીઓ હતી. આમાંની ૧૨ વડોદરા જીલ્લામાં, ૧૦ મહેસાણામાં. ૪ નવસારીમાં, ૩ અમરેલીમાં અને ૨ ઓખામંડળ પ્રાન્તમાં હતી.

આ મ્યુનિસિપાલિટીઓનું બંધારણ એવા પ્રકારનું છે કે તેમાં ૨/૩ જેટલા સભ્યો ચુંટાએલા અને ૧/૩ જેટલા સરકાર નિયુક્ત હોય છે. નિયુક્ત સભ્યોમાંના ૧/૨ અધિકારી વર્ગમાંના અને બાકીના ૧/૨ બીનઅધિકારી વર્ગના હોય છે. વર્ષ દરમ્યાન વરીઆવ સિવાયની બધી 'બી' કલાસ મ્યુનિસિપાલિટીઓમાં ત્યાંના વહીવટદારોએ હોદ્દાની રૂએ પ્રમુખ તરીકે કામ કર્યું હતું. વરીઆવમાં સરકારે એક બીન–અધિકારી સભ્યની પ્રમુખ તરીકે નીમણુંક કરી હતી.

સદરહુ ૩૧ 'બી' ક્લાસ મ્યુનિસિપલ શહેરોમાંથી ઘણાખરા હજી મોટે ભાગે ગ્રામ્ય દશામાં માલમ પડે છે અને સરકારે તેમને તેમની આવક માટે લોકલ સેસની અડધી રકમ અને ગ્રામ્ય પંચાયતોને તેમની આવક માટે જે સાધનો આપવામાં આવ્યા છે તે સઘળાં સાધનો આપ્યા છે. મહેસાણા જીલ્લાની અતરસુંબા મ્યુનિસિપાલિટીને સરકાર રૂા. ૧૩૨૫ ની એક ખાસ વાર્ષિક ગ્રાન્ટ આપે છે અને વડોદરા જીલ્લાની મકરપુરા મ્યુનિસિપાલિટી તો સરકારજ નિભાવે છે. જ્યારે કોઇ પણ મ્યુનિસિપાલિટી પાણી પુરૂં પાડવું અથવા ગટર કરવા જેવા લોકોપયોગી કામ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરે છે ત્યારે સરકાર તેને બક્ષિસ તરીકે અથવા લોન તરીકે સારી રકમનો ફાળો આપવાની ઉદાર નીતિ ગ્રહણ કરે છે. આ સિવાય આ સંસ્થાઓને બીજી કોઇ પણ જાતની આર્થિક મદદ મળતી નથી. આ બધી સંસ્થાઓની આવકનું ખાસ સાધન ઘરવેરો છે. મહેસાણા મ્યુનિસિપાલિટી તેની બધી આવક ઑક્ટ્રૉયમાંથી મેળવે છે. આડકતરા કરતા સીધા કરની રીતિ વધારે સારી છે. અને ઑક્ટ્રૉય શહેરના વ્યાપાર રોજગાર ઉપર ઘણી માઠી અસર કરે છે અને તેથી શહેરની સામાન્ય આબાદાનીને પણ ધોકો પહોંચે છે એ બાબત ઉપર મહેસાણા પ્રાન્તની બધી મ્યુનિસિપાલિટીઓનું વારંવાર ધ્યાન ખેંચવામાં આવે છે પણ તેની કાંઇ પણ અસર થતી હોય એમ લાગતું નથી. એટલું કબુલ કરવું પડશે કે ઑક્ટ્રૉયને બદલે મહેસાણા પ્રાન્તમાં ઘર વેરો નાંખવાની દરખાસ્ત સરકાર પાસે લઇ જવામાં આવી હતી પણ સરકારે તેને મંજુરી આપી ન હતી. રિપોર્ટના વર્ષ દરમ્યાન બધી 'બી' ક્લાસ મ્યુનિસિપાલિટીઓ મળીને કુલ આવક રૂા. ૩,૪૯,૧૧૫ ની હતી જે ગયા વર્ષની આવક કરતાં રૂા. ૯,૯૦૩ નો વધારો બતાવે છે.

વર્ષ દરમ્યાનનો ખર્ચ રૂા. ૩,૦૧,૨૩૦ નો હતો જે ગયા વર્ષ કરતાં રૂા. ૩૮,૧૯૦ ઓછો છે. ખર્ચની મુખ્ય વિગતો ચાર છે. નોકર વર્ગનો પગાર, જાહેર સહીસલામતી, મેલું, કચરો વિગેરે દૂર કરવો અને જાહેર આરોગ્યતા અને સગવડ. નોકર વર્ગનો ખર્ચ બાદ કરતાં, દીવાબત્તી, મેલું અને કચરો દૂર કરવો, તેમજ રસ્તા અને તેના સમારકામ પાછળ ઠીક ખર્ચ કરવામાં આવે છે; પરંતુ રસ્તા ઉપર પાણી છાંટવા પાછળ નજીવોજ અને રસ્તા ઉપર ઝાડ વિગેરે રોપવા પાછળ બીલકુલ ખર્ચ કરવામાં આવતો નથી. જ્યાં જ્યાં વૉટર વર્કસ છે તે સ્થળો સિવાય કુવા અને તળાવો પાછળ મહેસાણા જીલ્લા સિવાય કોઇ પણ મ્યુનિસિપાલિટીએ જોઇએ તેટલો ખર્ચ કર્યો નથી. રિપોર્ટના વર્ષ દરમ્યાન કોઇ પણ મ્યુનિસિપાલિટીએ નવા કર નાંખ્યા નથી પણ બધીએ પોતપોતાની આવક પ્રમાણેજ ખર્ચ કર્યો છે. દરેક મ્યુનિસિપાલિટીનું માથા દીઠ કરનું પ્રમાણ ઘણું ઓછું છે અને દરેકે જાહેર આરોગ્યતાના કામો તો કરવાજ પડે છે, એટલે તેઓએ નાનો સરખો (માથા દીઠ માસિક એક આનો) પણ સેનીટરી સેસ નાંખવો જોઇએ. આમ કરવાથી તેમની આવકમાં વધારો થાય અને તેઓ આરોગ્યતા સંબંધીની તેમની ફરજો સારી રીતે અદા કરી શકે.'

અલબત વર્ષ આખરે પડેલી બાકીમાં ગયા વર્ષ કરતાં આ વર્ષે રૂા. ૪૨,૮૧૫ નો વધારો માલમ પડે છે, પણ આ વધારો આ સંસ્થાઓને બહુ શોભાસ્પદ નથી કેમકે કેટલાક જાહેર ઉપયોગીતાના કામો કરવાના બાકી પડ્યા છે અને આમાંના કેટલાક તો એવા છે કે તે જેમ બને તેમ જલદી શરૂ કરવા જોઇએ.

દર વર્ષે લોકલ ફંડ ઑડીટર્સ આ સંસ્થાઓના હિસાબ તપાસે છે અને બીજી બધી બાબતો ઉપર કેટલાક ઇન્સ્પેક્ટીંગ ઑફીસરો દેખરેખ રાખે છે.

પુરતા પ્રમાણમાં અને લોકોની તંદુરસ્તી જળવાય એવું સ્વચ્છ પાણી પુરૂં પાડવું એ મ્યુનિસિપાલિટીઓની સૌથી પહેલી ફરજ છે. ૩૧ "બી" ક્લાસ મ્યુનિસિપાલિટીમાંથી ૭ મ્યુનિસિપાલિટીઓ પાસે તેમના પોતાના વૉટર વર્ક્સ છે અને તે સંતોષકારક કામ આપે છે.

સુબાએ જે સેનીટરી કમિટીઓ નીમી છે તેના કામકાજનો અહેવાલ પણ કાંઇક રસિક છે. મહેસાણા અને અમરેલી પ્રાન્ત સિવાયના પ્રાન્તિક રિપોર્ટો પરથી તેમના કામકાજની કાંઇ પણ વિગત મળી રહેતી નથી. વડોદરા અને નવસારીના સુબાઓ અને ઓખામંડળના નાયબ સુબા પણ તેમના કામકાજ વિષે કાંઇ ખાસ વિગત પુરી પાડતા નથી. તેઓ ફક્ત એટલુંજ સામાન્ય રીતે જણાવે છે કે આ કમિટીઓ સારૂં કામ કરે છે અને સામાન્ય આરોગ્યતા ઉપર તેમની સારી અસર થઇ છે. પણ આટલા ઉપરથી આ કમિટી નીમવાથી શું અર્થ સર્યો તે ચોક્કસપણે સમજી શકાય નહિ.

છેવટમાં આ સંસ્થાઓને કુશળ દોરવણી આપવામાં ખાતું જરા પણ પાછી પાની કરતું નથી. અલબત આ સંસ્થાઓના આવકના સાધન બહુ થોડા છે, પણ જો લોકો તેમજ તેમના પ્રતિનિધિઓ આ પ્રશ્ન ખંતથી હાથમાં લે તો તેમાં તેઓ સારો વિકાસ સાધી શકે એમ છે.

---

**વાગરા (જી. ભરૂચ) ગ્રામ પંચાયતના સરપંચ ડૉક્ટર છોટાલાલ મોતીલાલ શાહ, એલ. સી. પી. એન્ડ. એસ. નીચે પ્રમાણે લખી જણાવે છે :—**

વાગરા ગ્રામ પંચાયતમાં દીવાબત્તી માટે પેટ્રોમેક્સ લાઇટ શરૂ કરવામાં આવી છે. હાલમાં શરૂઆતના અખતરા તરીકે ફક્ત પાંચ પેટ્રોમેક્સ લાવી ગામના દરેક સરીઆમ રસ્તા ઉપર મૂકી છે અને માત્ર ટુંક સમયમાં આ અખતરો ઘણો લોકપ્રિય નીવડયો છે. જરીપુરાણાં ફાનસોની ઝાંખી બત્તી દૂર થઇ દરેક સરીઆમ રસ્તા ઉપર પેટ્રોમેક્સની તેજસ્વી લાઇટ થવાથી જાહેર પ્રજાને ઘણી સગવડ થઇ છે. આ અખતરો ફતેહમંદ નીવડવાથી આવતા વર્ષના બજેટમાં વધુ પેટ્રોમેક્સ મંગાવવાની વ્યવસ્થા રાખી ગામના દરેક ગલીકુચીના રસ્તાઓ ઉપર પણ તે મુકવાનો આ પંચાયત વિચાર રાખે છે.

અન્ય કોઇ ગ્રામ્ય પંચાયતોમાં પેટ્રોમેક્સ લાઇટનો ઉપયોગ થાય છે કે નહિ તે મારા જાણવામાં નથી; પરંતુ કોઇ પંચાયતને પેટ્રોમેક્સ લાઇટ શરૂ કરવાની ઇચ્છા હોય તો એક બાબત ઉપર હું ધ્યાન ખેંચવા માગું છું કે હમારા અનુભવ મુજબ ગ્યાસતેલ પુરવા માટે નીચેના ભાગમાં ટાંકી આવે છે તેવી પેટ્રોમેક્સ નહિ મંગાવતાં ઉપરના ભાગમાં ગ્યાસતેલ પુરવાની ટાંકી આવે છે, તેવી પેટ્રોમેક્સ વધુ સગવડકર્તા થઇ પડે છે.

# લોકલ બોર્ડ, ગ્રામ પંચાયત, મ્યુનિસિપલ બરો અને ડીસ્ટ્રીકટ મ્યુનિસિપલ કાયદાની રૂએ થયલી નીમણુંકો અને ચુંટણીઓ

તા. ૧૩-૫-૧૯૩૭ થી તા. ૨૯-૭-૧૯૩૭ સુધી.

### સલુણ તળપદ અને સલુણવંટા (ખેડા)

તા. ૮ મી મે ૧૯૩૭ થી ખેડા જીલ્લાના નડીઆદ તાલુકાના સલુણ તળપદ અને સલુણવંટા ગામોની મહેસુલી જમીનોને સન ૧૯૩૩ ના ગ્રામ પંચાયતના કાયદા પ્રમાણેનું ગામ ગણવામાં આવશે અને તે સલુણ ગ્રુપ ગ્રામ પંચાયત તરીકે ઓળખાશે.

### કીન્હાવલી (થાણા) ગ્રામ પંચાયત

મી. ભાઉ બેન્દુ મ્હાત્રે, મી. કાશીનાથ બાલકૃષ્ણ ભણશાળીએ રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ શાહપુર તાલુકાના કીન્હાવલી ગામની ગ્રામ પંચાયતના તેની હાલની ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

### આણંદ મ્યુનિસિપાલિટી

મી. કેશવલાલ ભાઇલાલભાઈ પટેલ, રાવ સાહેબ પુરૂષોત્તમદાસ બાબરભાઇ પટેલના મરણને લીધે તેમની ખાલી પડેલી જગ્યાએ આણંદ મ્યુનિસિપાલિટીના તેની તા. ૧ લી એપ્રીલ ૧૯૩૭ થી શરૂ થતી ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

### ડાકોર

નીચેના સખ્શો સન ૧૯૦૧ ના બોએ ડીસ્ટ્રીકટ મ્યુનિસિપલ એકટની કલમ ૨૭ બ મુજબ ડાકોરની યાત્રાળુ કમિટીના સભ્યો ચુંટાયા છે.

(૧) ડાકોર મ્યુનિસિપાલિટીના પ્રમુખ.
(૨) સરદાર ગોપાળરાવ મનોહરરાવ તામ્બેકર.
(૩) મી. પુરૂષોત્તમદાસ નાથજી જોશી.

### આણંદ મ્યુનિસિપાલિટી

નીચેના સખ્શો આણંદ મ્યુનિસિપાલિટીના સભ્યો નીમાયા છે:

હોદ્દાની રૂએ

(૧) આણંદના મામલતદાર

બીજાઓ

(૨) ફાધર કાર્લોસ સૂરીઆ એસ. જે.
(૩) મી. ધુળાભાઇ ઘેલાભાઇ.

## ડાકોર

નીચેના સભ્યો ડાકોરની હાલની મ્યુનિસિપલ બોર્ડના સભ્યોની મુદત સુધી અને ત્યાર પછી બીજી નવી યાત્રાળુ કમિટી અસ્તિત્વમાં આવે ત્યાં સુધી ડાકોર યાત્રાળુ કમિટીના સભ્યો નીમાયા છે.

(૧) હાસરાના મામલતદાર (હોદ્દાની રૂએ)

(૨) ડાકોર દવાખાનાના એક મેડીકલ ઓફીસર (હોદ્દાની રૂએ)

(૩) મી. પુરૂષોત્તમ ગોવિંદભાઇ પટેલ.

## ધંધુકા (અમદાવાદ) મ્યુનિસિપાલિટી

મેસર્સ પુરૂષોત્તમદાસ વિષ્ણુદાસ અને નાથાલાલ દ્વારકાદાસ, મી. મણીલાલ નાગરદાસ સર્વોગીઆ અશક્ત થવાથી અને મી. પુરૂષોત્તમદાસ કરસનદાસે રાજીનામું આપવાથી તેમની જગ્યાએ અમદાવાદ જીલ્લાના ધંધુકા ગામની મ્યુનિસિપાલિટીના તેની હાલની ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

## જુહુ (મુંબાઇ ઉપનગર જીલ્લા) મ્યુનિસિપાલિટી

હવેથી મુંબાઇ ઉપનગર જીલ્લાના પ્રાંત ઓફીસર હોદ્દાની રૂએ જુહુ મ્યુનિસિપાલિટીના પ્રમુખ નીમાશે.

## આમધારા (ચીખલી) ગ્રામ પંચાયત

મી. ઘેલાભાઇ લલ્લુભાઇ, મી. મોટાભાઇ રણછોડજી દેસાઇએ રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ ચીખલી તાલુકાના આમધારા ગામની ગ્રામ પંચાયતના તેની હાલની ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## બોરભાઠા (અંકલેશ્વર) ગ્રામ પંચાયત

મી. ડાહ્યાભાઇ ધનાભાઇ, મી. માધવભાઇ દેવજીભાઇની જગ્યા ખાલી પડવાથી તેમની જગ્યાએ અંકલેશ્વર તાલુકાના બોરભાઠા ગામની ગ્રામ પંચાયતના તેની હાલની ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## સારીબુજરગ (જલાલપુર-સુરત)

સુરત જીલ્લાના જલાલપુર તાલુકાના સારીબુજરગ ગામની મહેસુલી જમીનને સન ૧૯૩૩ ના ગ્રામ પંચાયતના કાયદા મુજબનું ગ્રામ ગણવામાં આવતું હતું, તે તા. ૨૩ મી જુન ૧૯૩૭ થી ગ્રામ તરીકે ગણાતી બંધ કરવામાં આવી છે.

## ડોમ્બીવલી અને ગોલવડ-બોરડી (થાણા)

કલ્યાણ તાલુકાના ડોમ્બીવલી ગામમાં અને દહેણુ તાલુકાના ગોલવડ-બોરડી ગામમાં તા. ૧૫ મી જુન ૧૯૩૭ થી સન ૧૯૩૩ ના ગ્રામ પંચાયતના કાયદા મુજબની "વીલેજ-બેન્ચ" સ્થાપવામાં આવી છે અને નીચેના સખ્શોને તેના સભ્યો નીમવામાં આવ્યા છે.

### ડોમ્બીવલી (તાલુકા કલ્યાણ)

(૧) મી. એ. એમ. ગોરે.
(૨) મી. કે. એમ. દુવે.
(૩) ચોલે ગામના પાટીલ.
(૪) મી. એસ. વી. દાતાર.
(૫) મી. ગજાનનરાવ એસ. ચોટીકર.

મી. ગજાનનરાવ એસ. ચોટીકરને સદરહુ બેન્ચના પ્રમુખ નીમ્યા છે.

### ગોલવડ-બોરડી (દહેણુ)

(૧) મી. મહાદેવ કૃષ્ણાજી મુસાલે.
(૨) મી. પાલનજી પેસ્તનજી આઈવાલા
(૩) મી. સુધીઆ લાલા સુરતી.
(૪) મી. આત્મારામ વીઠુલ સાવે.
(૫) મી. કાકુ કેશવ માંગેલા.

મી. પાલનજી પેસ્તનજી આઈવાલાને સદરહુ બેન્ચના પ્રમુખ નીમ્યા છે.

### દેગામ (સુરત) ગ્રામ પંચાયત

મી. છીબા ભગાને, મી. રણછોડ પેમાના મરણને લીધે તેમની ખાલી પડેલી જગ્યાએ ચીખલી તાલુકાના દેગામ ગામની ગ્રામ પંચાયતના તેની તા. ૨૪ મી મે ૧૯૩૬ થી શરૂ થતી ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

### ઉન (સુરત) ગ્રામ પંચાયત

નીચેના સખ્શો મેસર્સ (૧) લલ્લુભાઇ છગન, (૨) છીબા ભગા, (૩) બેચર છીબા, (૪) પરાગ છીબા અને (૫) કાળા મોરારે રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ માંડવી તાલુકાના ઉન ગામની ગ્રામ પંચાયતના તેની તા. ૪ થી માર્ચ ૧૯૩૬ થી શરૂ થતી ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

(૧) મી. છીબા ભગા પટેલ.
(૨) મી. મકન બેચર પટેલ.
(૩) મી. ખુશાલ ભગુ પટેલ.
(૪) મી. વનમાળી બેચર પટેલ.
(૫) મી. કાળા મોરાર પટેલ.

## ઉત્તર વિભાગની સઘળી લોકલ બોર્ડો

અમદાવાદ, ભરૂચ, પંચમહાલ, સુરત અને થાણા જીલ્લાની લોકલ બોર્ડોની મુદત તા. ૩૧ મી ડીસેમ્બર ૧૯૩૭ ને રોજ પુરી થાય છે; પરંતુ સદરહુ જીલ્લાઓના કલેક્ટર પાસે જે ગ્રાન્ટ છે તે જો નવી ચુંટણીઓ થાય તો તે અંગે આલુ સાલના પહેલા છ મહિનામાં થતા ખર્ચને પહોંચી વળે એમ નથી; અને આલુ સાલના બીજા છ મહિનાના બજેટમાં આ ચુંટણીઓના ખર્ચ માટે મુકેલી રકમ મુંબાઇની લેજીસ્લેટીવ એસેમ્બ્લી મંજુર નહિ કરે ત્યાં સુધી સદરહુ જીલ્લાના કલેક્ટરો આ સંબંધી કાંઇ પણ ખર્ચ કરી શકે એમ નથી, તેથી આ લોકલ બોર્ડોના હાલના સભ્યોની મુદત ત્રણ મહિના માટે એટલે તા. ૩૧ મી માર્ચ ૧૯૩૮ સુધી વધારવામાં આવી છે.

### જુહુ (મુંબાઇ ઉપનગર જીલ્લો) મ્યુનિસિપાલિટી

મુંબાઇ ઉપનગર જીલ્લાના પ્રાન્ત ઑફીસરને હોદ્દાની રૂએ જુહુ મ્યુનિસિપાલિટીના તેની હાલની ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

### વાડા (થાણા) તાલુકા લોકલ બોર્ડ

મી. ફકીર સખારામ પાટીલને મી. ગોવિંદ જગા પાટીલના મરણને લીધે તેમની ખાલી પડેલી જગ્યાએ વાડા તાલુકા લોકલ બોર્ડના તેની હાલના ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

### કલ્યાણ (થાણા) મ્યુનિસિપાલિટી

મી. ગુલાબસિંગ ઉમરાવસિંગ, મી. ધરમસી ખેરાજ ગેરલાયક ઠરવાથી કલ્યાણ મ્યુનિસિપાલિટીમાં તેની તા. ૧ લી મે ૧૯૩૫ થી શરૂ થએલી ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

### ધંધુકા (અમદાવાદ) મ્યુનિસિપાલિટી

મી. અસમલભાઇ શાહભાઇ, મી. ઇસાભાઈ કાજીભાઈના મરણને લીધે તેમની ખાલી પડેલી જગ્યાએ ધંધુકા મ્યુનિસિપાલિટીના તેની હાલની ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

### કુંભારીઆ (સુરત)

સુરત જીલ્લાના ચોરાસી તાલુકાના કુંભારીઆ ગામની મહેસુલી જમીનને તા. ૨૨ મી સપ્ટેમ્બર ૧૯૩૬ થી સન ૧૯૩૩ ના ગ્રામ પંચાયતના કાયદા મુજબનું ગામ ગણવામાં આવેલું તે તા. ૨૭ મી જુલાઇ ૧૯૩૭ થી સદરહુ કાયદા મુજબનું ગામ ગણાતું બંધ થશે.

### ખાટલવાડા (થાણા) ગ્રામ પંચાયત

મી. વૃંદાવન પ્રાણજીવનદાસે થાણા જીલ્લાના ઉંબરગામ પેટાના ખાટલવાડા ગામની ગ્રામ પંચાયતના સભ્ય તરીકે રાજીનામું આપવાથી જે જગા ખાલી પડી હતી તે માટે તે પોતેજ સદરહુ ગ્રામ પંચાયતના તેની હાલની ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

| અનુક્રમ નંબર | (૪) લોકોપયોગી અગત્યનાં બીજાં કામ | (૫) પંચાયતને પ્રાપ્ત થયેલી જાહેર પ્રમારતો સારી સ્થિતિમાં રાખવી | (૬) આરોગ્ય રક્ષણ (અ) ભંગી પગાર | (૬) આરોગ્ય રક્ષણ (બ) દવા | (૭) દીવાબત્તી (અ) નોકર મંડળ | (૭) દીવાબત્તી (બ) તેલ | (૭) દીવાબત્તી (ક) બીજી જરૂરની વસ્તુઓ | (૮) ઢોરના ડબા (અ) નોકર મંડળ | (૮) ઢોરના ડબા (બ) સાદિલવાર ખર્ચ | (૮) ઢોરના ડબા (ક) ડબાવાળાને મહેનતાણું |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
| ૧૩ | — | — | ૬૬-૦-૦ (સીપાઇ) ૨૬૧-૧૪-૪ (કચરાપટ્ટી ગાડીવાન) ૪૦૭-૬-૮ (ઝાડુવાળા ૨૦-૯-૩ (સાદિલવાર ખર્ચ) | — | ૧૫૨-૧૨-૩ | ૨૪૪-૧૦-૬ | ૪૪-૨-૦ | — | ૨૭-૭-૦ (ઢોરની ખોરાકી) ૩-૮-૯ (ડબા રીપેરીંગ | — |
| ૧૪ | — | — | ૧૧૨-૦-૦ | — | ૧૨-૦-૦ | ૩૩-૨-૬ | ૦-૮-૦ | — | — | ૧૫-૧૧-૬ |
| ૧૫ | — | — | ૧૨-૦-૦ | — | — | — | — | — | ૨૧૮-૯-૬ (ડબો નવો કરવા) | ૧૬-૨-૦ |
| ૧૬ | — | ૧૧૬-૦-૬ | ૨૦-૦-૦ ૧૦-૦-૦ (સાદિલવાર ખર્ચ) | — | ૩૦-૮-૦ | ૮૧-૧-૬ | ૧૫-૦-૦ | — | — | ૪-૨-૦ |
| ૧૭ | ૪૦-૦-૦ | — | — | — | — | — | — | ૧૮-૬-૬ | — | — |

## ભરૂચ જીલ્લો (ખર્ચ.)

| અનુક્રમ નંબર | (૯) પરચુરણ રૂ. આ. પા. | (૧૦) કુલ ખર્ચ રૂ. આ. પા. | (૧૧) જણસ બાકી રૂ. આ. પા. | (૧૨) એકંદર કુલ રૂ. આ. પા. | (૧૩) વસ્તીના માથાદીઠ ખર્ચ. |
|---|---|---|---|---|---|
| ૧ | — | ૩૭૨-૩ | ૫૨૮-૧૧-૭ | ૫૬૫-૧૩-૦ | ૦-૧-૧ |
| ૨ | ૪૯૧-૧૨-૦ (ડી. લો. બોર્ડ ખાતે જમા કરાવી) ૨૫૩-૧૨-૦ (લોન ભરપાઇ) | ૮૯૪-૧૪-૩ | ૧૮૦૧-૨-૪ | ૨૬૯૬-૦-૭ | — |
| ૩ | — | ૩૫-૧૧-૬ | ૧૧૫૩-૯-૧ | ૧૧૮૯-૪-૭ | — |
| ૪ | ૪૭-૧૨-૦ ૧૮૩-૧૩-૦ (લેડી ડૉક્ટર) ૧૦-૦-૦ (ફુલ અને પ્લાંટ) | ૪૯૦૯-૯-૩ | ૪૦૫-૧૧-૧૦ | ૫૩૧૫-૫-૧ | — |
| ૫ | ૩૬૮-૪-૩ (ઓવારો) ૨-૧૨-૦ ૬-૧૫-૬ (કન્ટીજન્સી) ૧૨૮-૦-૦ (પગાર) | ૧૨૩૫-૮-૯ | ૧૮૪૦-૫-૭ | ૩૦૭૫-૧૪-૪ | — |
| ૬ | — | ૩૨૭-૧-૦ | ૧૪-૧૨-૭ | ૩૪૧-૧૩-૭ | ૦-૬-૦ |
| ૭ | ૨૫-૧૪-૦ ૩૦-૦-૦ (ગામ લાયબ્રેરીને | ૬૨૨-૧૨-૦ | ૩૧૬-૧૨-૩ | ૯૩૮-૧૪-૩ | — |
| ૮ | ૨૩-૧૨-૦ ૬૨૮-૭-૦ (જત્રા) ૫૧-૪-૦ (કન્ટીજન્સી) | ૧૫૬૪-૫-૦ | ૩૦૦૧-૮-૫ | ૪૫૬૫-૧૩-૫ | — |
| ૯ | ૨-૦-૬ (ફુલ્સ પ્લાન્ટ) ૧૫૦-૦-૦ (આમશાળા વિ.) | ૪૮૫૪-૯-૬ | ૫૯૮-૨-૧ | ૫૪૫૨-૧૧-૭ | — |
| ૧૦ | ૩૬-૧-૬ | ૨૬૨૦-૧૪-૪ | ૧૭૬૩-૯-૧૧ | ૪૩૮૪-૮-૩ | ૦-૧-૬ |
| ૧૧ | — | ૦-૦-૦ | ૧૬૦-૧૩-૦ | ૧૬૦-૧૩-૦ | — |
| ૧૨ | ૨૭-૬-૬ | ૭૦૨-૧૧-૩ | ૧૩૪૭-૨-૯ | ૨૦૪૯-૧૪-૦ | — |
| ૧૩ | ૯-૮-૩ ૬-૧૪-૦ ૧૦૦૦-૦-૦ (જી. લો. બોર્ડના લીધેલા તે પાછા) ૯૧-૧૦-૩ (ગ્રામોધ્ધાર) | ૨૭૯૭-૬-૩ | ૪૨૩-૬-૧૧ | ૩૨૨૦-૧૩-૨ | — |
| ૧૪ | ૩૪-૧૪-૦ | ૬૭૭-૦-૩ | ૩૯૩-૧૦-૮ | ૧૦૭૦-૧૦-૧૧ | ૦-૫-૧૦ |
| ૧૫ | ૫-૦-૦ (કન્ટીજન્સી) | ૭૪૯-૨-૬ | ૯૩-૩-૨ | ૮૪૨-૫-૮ | — |
| ૧૬ | — | ૫૫૮-૩-૬ | ૪૫૯-૧૧-૬ | ૧૦૧૭-૧૫-૦ | ૦-૭-૨ |
| ૧૭ | ૧૦-૦-૦ (ભાગવાની અને દાટવાની જગ્યા સારી સ્થિતિમાં રાખવી) ૩-૫-૬ (અનામત અને અગાઉ આપેલી રકમો) | ૩૦૫-૧૪-૩ | ૧૪૮-૦-૩ | ૪૫૩-૧૪-૬ | — |

# પંચમહાલ જીલ્લો

આવક

| (૨) ગ્રામ પંચાયતનું નામ | (૩) પુરાંત બાકી | (૪) સન ૧૯૦૧ના મુંબઈના ડીસ્ટ્રીક્ટ મ્યુનિસિપલ ઍક્ટની કલમ ૧૨૧ મુજબ સરકારે આપેલી રકમ | (૫) કલમ ૮૯ મુજબના કરોમાંથી થએલી આવક | (૬) ઘરો તથા જમીનના માલીકો અથવા ભોગવટો કરનારાઓ પરનો કર | (૭) આપેલી રકમો (અ) કલમ ૩૧ (૨) (૬) મુજબ સરકારે આપેલી રકમ | (૭) આપેલી રકમો (બ) કલમ ૯૩ (૧) (૧) મુજબ જીલ્લા લોકલ બોર્ડે આપેલી રકમ |
|---|---|---|---|---|---|---|
| | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
| જસોદ | ૫૭૯–૩–૫ | — | ૧૫૭૮–૩–૦ | — | ૪–૨–૦ | — |
| કાસોલ | ૩૮–૭–૪ | — | ૨૬૩૪-૧૨-૬ | — | — | — |
| વેજલપુર | — | ૨૨૫–૦–૦ | ૧૫૫૩-૧૪-૬ | — | — | — |
| **મુંબઈ ઉપનગર જીલ્લો આવક** | | | | | | |
| દહીસર | ૫૦૦–૫–૭ | — | — | — | — | ૪૮–૭–૬ |

| (૮) ફાળા (અ) સરકારે આપેલા | (૮) ફાળા (બ) જીલ્લા લોકલ બોર્ડે આપેલા | (૮) ફાળા (ક) બીજા ફાળા | (૯) ઢોરના ડબાની થએલી આવક | (૧૦) મૂળ્યાનું વિગેરેના તથા વેચાણના આવેલા નાણાં | (૧૧) પરચુરણ આવક | (૧૨) કુલ આવેલા નાણાં | (૧૩) એકંદર કુલ (પુરાંત બાકી સાથે) | (૧૪) વસ્તીના માથાદીઠ આવક |
|---|---|---|---|---|---|---|---|---|
| રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
| ૫૦–૦–૦ | — | — | — | ૧૩૪–૨–૦ | — | ૧૭૬૬–૭–૦ | ૨૩૪૫-૧૦-૫ | ૦-૧૦-૧૦ |
| ૫–૮–૦ | — | ૭૮-૧૦-૦ | — | ૭૨–૫–૦ | — | ૨૭૯૧–૩–૬ | ૨૮૨૯-૧૦-૧૦ | ૦–૭–૦ |
| — | — | — | — | — | — | ૧૭૭૮-૧૪-૬ | ૧૭૭૮-૧૪-૬ | — |
| — | — | ૫–૦–૦ | — | — | — | ૫૩–૭–૬ | ૬૧૩-૧૨-૮ | — |

# ખેડા જીલ્લો

## આવક

| (૧) અનુક્રમ નંબર | (૨) ગ્રામ પંચાયતનું નામ. | (૩) પુરાંત બાકી | (૪) સન૧૯૦૧ના મુંબઇના ડીસ્ટ્રીક્ટ મ્યુનિસિપલ ઍક્ટની કલમ ૧૯૧ મુજબ સરકારે આપેલી રકમ | (૫) કલમ ૮૯ મુજબના કરોમાંથી થએલી આવક | (૬) ઘરો તથા જમીનના માલીકો અથવા ભોગવટો કરનારાઓ પરનો કર | (૭) આપેલી રકમો (અ) કલમ ૩૧ (૨) (ક) મુજબ સરકારે આપેલી રકમ | (બ) કલમ ૯૩ (૧) (૧) મુજબ જીલ્લા લોકલ બોર્ડે આપેલી રકમ |
|---|---|---|---|---|---|---|---|
| | | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
| ૧ | વંથવાળી | ૭૧—૦—૦ | — | — | — | — | — |
| ૨ | સીંદુજ | ૧૨—૦—૦ | — | — | ૭૧૦—૦—૦ | — | — |
| ૩ | ત્રાજ | ૧૪—૦—૦ | — | — | ૩૪૬—૦—૦ | — | — |
| ૪ | ગીખલોદ | — | — | — | — | — | — |
| ૫ | અંતીસાર | — | — | — | — | — | — |
| ૬ | મહુધા | ૧૦૯૪—૦—૦ | — | — | ૩૫૦૯—૦—૦ | — | — |
| ૭ | સુનેલ | ૭૨૨—૦—૦ | — | — | ૪૧૬—૦—૦ | — | — |
| ૮ | સનાવ | ૩૧૨—૦—૦ | — | — | — | — | — |
| ૯ | વાસણા | — | — | — | — | — | — |
| ૧૦ | લાંભવેલ | — | — | — | — | — | — |

# લોકલ બોર્ડ, ગ્રામપંચાયત, મ્યુનિસિપલ બરો અને ડીસ્ટ્રીક્ટ મ્યુનિસિપલ કાયદાની રૂએ થએલી નીમણુંકો અને ચુંટણીઓ

તા. ૧૧-૧૧-૧૯૩૭ થી તા. ૧૭-૩-૧૯૩૮ સુધી

## પેરા (બારડોલી) ગ્રામપંચાયત.

શ્રી. મણીભાઇ રણછોડજી, શ્રી. ભીમભાઇ કુંવરજીએ રાજીનામું આપવાથી તેમની જગ્યાએ બારડોલી તાલુકાના પેરા ગામની ગ્રામપંચાયતના તેની તા. ૯મી ફેબ્રુઆરી ૧૯૩૭ થી શરૂ થતી ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## દેગામ (ચીખલી) ગ્રામપંચાયત.

શ્રી. હરીભાઇ લલ્લુભાઇ દેસાઇ, શ્રી. ડાહ્યાભાઇ લલ્લુભાઇએ રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ, ચીખલી તાલુકાના દેગામ ગામની ગ્રામપંચાયતના તેની તા. ૨૪ મી મે ૧૯૩૬ થી શરૂ થતી ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## ટાંકા (ચીખલી) ગ્રામપંચાયત

શ્રી. દેવાભાઇ રણછોડજી અને શ્રી. રણછોડ ભગવાન, શ્રી. સોમલા બાબર અને શ્રી. દુલ્લભ ગોપાળ બીનલાયક ઠરવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ ચીખલી તાલુકાના ટાંકા ગામની ગ્રામ પંચાયતના તેની તા. ૭ મી માર્ચ ૧૯૩૬ થી શરૂ થતી ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

## થાણા જીલ્લા અને તાલુકા લોકલ બોર્ડ

થાણા જીલ્લા લોકલ બોર્ડની તેમજ થાણા જીલ્લાની તાલુકા લોકલ બોર્ડોની મુદત સન ૧૯૩૮ ના માર્ચની ૩૧ મી તારીખે પુરી થાય છે; પરંતુ મતદારોના લીસ્ટ વખતસર બહાર પડી શકે એમ નહિ હોવાથી સદરહુ બોર્ડોના સભ્યોની મુદત સન ૧૯૩૮ ના એપ્રીલની ૩૦ મી તારીખ સુધી વધારવામાં આવી છે.

## અમદાવાદ મ્યુનિસિપલ બરો

શ્રી. નવીનચંદ્ર મુકુંદરાય દેસાઇ, શ્રી. ગણેશ વાસુદેવ માવલંકરે રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ અમદાવાદ બરો મ્યુનિસિપાલિટીના તેની હાલના ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## વાઝના (ચીખલી) ગ્રામ પંચાયત

મી. રામા હાંસજી જે ચીખલી તાલુકાના વાઝના ગામની ગ્રામ પંચાયતના સભ્ય તરીકે બીનહરીફ ચુંટાયા હતા તે તેની તા. ૨ જી માર્ચ ૧૯૩૬ થી શરૂ થતી ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે ફરીથી સભ્ય ચુંટાયા છે.

## અંબરનાથ (થાણા) નોટીફાઇડ એરીઆ કમીટી.

મી. એચ. હીગીનેટને મી. જી. ડબલ્યુ. મેલીગે રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ અંબરનાથ નોટીફાઇડ એરીઆ કમીટીના તેની તા. ૩૦ મી જાન્યુઆરી ૧૯૩૭ થી શરૂ થતી ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## મુલુંદ (મુંબાઈ ઉપનગર[જીલ્લો) નોટીફાઈડ એરીઆ કમીટી.

નીચેના સખ્શોને મુલુંદ નોટીફાઇડ એરીઆ કમીટીના સભ્યો નીમ્યા છે.

(૧) મી. ભવાનીશંકર નારણજી
(૨) ,, જેઠાભાઇ દામજી
(૩) ,, ગજાનન દીનકર પુરંધરે એમ. બી. બી. એસ.
(૪) ,, ગણેશ ગોવિંદ ગોખલે
(૫) ,, બાલારામ ધ્યાનદેવ ઠાકુર

## કલ્યાણ મ્યુનિસિપાલિટી.

મી. અનંત નારાયણ જોશી, મી. હરીલાલ રણછોડે રાજીનામુ આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ કલ્યાણ મ્યુનિસિપાલિટીના તેની તા. ૧ લી મે ૧૯૩૫ થી શરૂ થએલી ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## કપડવંજ તાલુકા લોકલ બોર્ડ.

નોરણાના મી. ચતુરભાઇ જેઠાભાઇ પટેલ, મી. મથુરભાઇ બેચરભાઇના મરણને લીધે તેમની ખાલી પડેલી જગ્યાએ કપડવંજ તાલુકા લોકલ બોર્ડના ત્યાંની બીન–મુસ્લીમ કોન્સ્ટીટ્યુએન્સી તરફથી તેની હાલની ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## હાંસોટ વીલેજ બેન્ચ

મી. ઘેલાભાઇ કરસનદાસને મી. નગીનદાસ વી. વકીલે રાજીનામુ આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ હાંસોટ ગામની વીલેજ બેન્ચના સભ્ય નીમ્યા છે.

## ધોલેરા (અમદાવાદ) ગ્રામ પંચાયત

નીચેના સખ્શો અમદાવાદ જીલ્લાના ધંધુકા તાલુકાના ધોલેરા ગામની ગ્રામ પંચાયતના તા. ૧ લી ડીસેમ્બર ૧૯૩૭ થી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

(૧) મી. બેચુભાઇ પતાભાઇ
(૨) ,, રાજુભા લઘુભા
(૩) ,, માણેકલાલ જુઠાભાઇ
(૪) ,, ભાઇસાહેબ જુવાનસીંગ
(૫) ,, નંદલાલ છગનલાલ
(૬) ,, મોહનલાલ પુરશોત્તમ
(૭) મી. મોહનલાલ ગીરજ
(૮) ,, પોપટ ભગા
(૯) ,, હીરાલાલ ગરબુજ
(૧૦) ,, દામોદર હેમરાજ
(૧૧) ,, ઝવેરલાલ દામોદર

મોલેરાના મહેસુલ પટેલ હોદ્દાની રૂએ પંચાયતના સભ્ય ગણાશે.

## અગરવા (ખેડા) ગ્રામ પંચાયત

મી. મોતી આભાને મી. આભા બેચરના મરણને લીધે તેમની ખાલી પડેલી જગાએ ઠાસરા તાલુકાના અગરવા ગામની ગ્રામ પંચાયતના તેની હાલની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## કપડવંજ મ્યુનિસિપાલિટી

કપડવંજના મી. બળદેવદાસ ગોરધનદાસ વકીલ. મી. મથુરભાઇ બેચરભાઇ કોન્ટ્રાકટરના મરણને લીધે તેમની ખાલી પડેલી જગાએ ગોધરા મ્યુનિસિપાલિટીના તેની હાલની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## મરોલી (થાણા) ગ્રામપંચાયત.

મરોલીના મી. કલ્યાણ ભગલા બારી, મરોલીના મી. નારાયણ બાવા કોળી બીનલાયક ઠરવાથી ઉમરગામ પેટાના મરોલી ગામની ગ્રામ પંચાયતના તેની હાલની ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## હાંસોટ ગ્રામપંચાયત

મી. હુસેનભાઇ રહીમભાઇ, મી. હમીદભાઇ રહીમભાઇ શેખના મરણને લીધે તેમની ખાલી પડેલી જગાએ હાંસોટ ગ્રામપંચાયતના તેની હાલની મુદતમાંની બાકીની મુદત,માટે સભ્ય ચુંટાયા છે.

## કાંદીવલી નોટીફાઇડ એરીઆ કમીટી

મી. કાળીદાસ બાપાને મુંબાઇ ઉપનગર જીલ્લાની કાંદીવલી નોટીફાઇડ એરીઆ કમીટીના તેની તા. ૨૬ મી જુલાઇ ૧૯૩૭ થી શરૂ થએલી ત્રણ વરસની મુદત માટે પ્રમુખ નીમ્યા છે.

## કેલવા (થાણા) ગ્રામપંચાયત

કેલવાના મી. જનાર્દન પાંડુરંગ માહાદીક, મી. શંકરલાલ મોરારદાસ શાહના મરણને લીધે તેમની ખાલી પડેલી જગાએ પાલઘર તાલુકાના કેલવા ગામની ગ્રામપંચાયતના તેની હાલની ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## કેળવા (થાણા) ગ્રામપંચાયત

શ્રી. સદાશીવ રામચંદ્ર પરાંજપે, શ્રી. વીઠલ ભાસ્કર મ્હાત્રેએ રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ પાલઘર તાલુકાના કેળવા ગામની ગ્રામપંચાયતના તેની હાલની ત્રણ વરસની મુદતમાંની બાકી રહેલી મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## માસ્વણ (થાણા) ગ્રામપંચાયત

નીચેના સભ્યો દહેણુ તાલુકાના માસ્વણ ગામની ગ્રામપંચાયતના તા. ૧ લી જાન્યુઆરી ૧૯૩૮ થી ત્રણ વરસની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

(૧) શ્રી. ડાહ્યાભાઇ વલ્લભભાઇ
(૨) ,, દારબશા રતનજી વકીલ
(૩) ,, મંચેર નસરવાનજી ઇરાની
(૪) ,, હોરમસજી કેખશરૂ ઇરાની
(૫) શ્રી. રામકૃષ્ણ જનાર્દન કરંદીકર
(૬) ,, દુર્લભભાઇ ભૂખણદાસ
(૭) માસ્વણના મહેમુદ પટેલ

(હોદ્દાની રૂએ)

## કોસમડી (ભરૂચ) ગ્રામપંચાયત

શ્રી. ઇબ્રાહીમ આદમજી મહેતા, શ્રી. મોહમદ દાવજીએ રાજીનામું આપવાથી તેમની જગ્યાએ કોસમડી ગામની ગ્રામપંચાયતના તેની હાલની ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## રાણપુર (અમદાવાદ) મ્યુનિસિપાલિટી

નીચેના સભ્યો અમદાવાદ જીલ્લાના રાણપુરની મ્યુનિસિપાલિટીના ત્રણ વરસની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

બીન-મુસ્લીમ

(૧) શ્રી. જીવરાજભાઇ જગજીવન શાહ
(૨) ,, દીપચંદભાઇ નારણભાઇ શાહ
(૩) ,, શીવલાલ જીવણલાલ પારેખ
(૪) ,, ઝવેર ગોવિંદ મોજીદાર
(૫) શ્રી. રાવજીભાઇ અરજણભાઇ ગગીઆ
(૬) ,, મોહનલાલ નારણદાસ મીસ્ત્રી
(૭) ,, હરજીવનદાસ મલુકચંદ પારેખ
(૮) ,, ગોવિંદરાય દામોદરદાસ ખરોડ

મુસ્લીમ.

(૯) શ્રી. બાપુભા બાવામીઆ પરમાર
(૧૦) ,, દાદુભાઈ બુદરભાઇ પટેલ
(૧૧) શ્રી. ઇસ્માઇલ જીવાભાઇ શેખ
(૧૨) ,, અલુભા જગમલજી પરમાર

## મુલુંદ (મુંબઇ ઉપનગર જીલ્લો) નોટીફાઇડ એરીઆ કમિટી

શ્રી. બાજારામ ટી. ઠાકુરને મુંબઇ ઉપનગર જીલ્લાના દક્ષિણ સાલસેટ તાલુકાના મુલુંદ ગામની નોટીફાઇડ એરીઆ કમિટીના તેની તા. ૧ લી નવેમ્બર ૧૯૩૭ થી શરૂ થતી ત્રણ વર્ષની મુદત માટે પ્રમુખ નીમ્યા છે.

## ખેરગામ (ચીખલી) ગ્રામ પંચાયત

નીચેના શખ્સો ચીખલી તાલુકાના ખેરગામ ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

(૧) શાવકશા પેસ્તનજી ખેરગામવાળા
(૨) નારણજી વાલજીભાઇ સોલંકી
(૩) માણેકશાહ પેસ્તનજી ખેરગામવાળા
(૪) ગમનલાલ કપુરચંદ શાહ
(૫) જગનલાલ ગુલાબભાઇ દેસાઇ
(૬) પોસલા છગ્ગા
(૭) ફથ્થાહીમ દવાખાન
(૮) કરસનભાઇ મોરારભાઇ
(૯) કાળુ મહમદ
(૧૦) માનજી ઉર્ફે મગન લલ્લુ
(૧૧) માંદ્રા ઝેરીઆ
(૧૨) ખેરગામના મહેસુલ પટેલ (હોદ્દાની રૂએ)

## રાંદેર મ્યુનિસિપાલિટી

મી. અલી કાસમ મહેતર, મી. આઝમ કાસીમ મુરાદના મરણને લીધે તેમની ખાલી પડેલી જગ્યાએ રાંદેર મ્યુનિસિપાલિટીની મુસ્લીમ કોન્સ્ટીટ્યૂએન્સીના વૉર્ડ નં. ૧ માંથી સદરહુ મ્યુનિસિપાલિટીના તેની તા. ૧ લી એપ્રીલ ૧૯૩૬ થી શરૂ થએલી ત્રણ વરસની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## સુરત બરો મ્યુનિસિપાલિટી

નીચેના ગૃહસ્થો તેમની બાજુએ જણાવેલા વૉર્ડમાંથી સુરત બરો મ્યુનિસિપાલિટીના સભ્યો ચુંટાયા છે.

### બીન મુસ્લીમ વૉર્ડ

| સભ્યનું નામ | વૉર્ડ નં. |
|---|---|
| (૧) મી. જમનાદાસ ઝીણાભાઇ | ૧ |
| (૨) ખાન સાહેબ જમશેદજી માણેકજી આંટીઆ, બી. એ., એલ. એલ. બી. | ૧ |
| (૩) મી. મનહરલાલ ગોરધનદાસ | ૨ |
| (૪) ,, ઠાકોરભાઇ ગુલાબભાઇ દેસાઇ | ૨ |
| (૫) ,, છોટુભાઇ ડાહ્યાભાઇ ચોકસી | ૩ |
| (૬) ,, અરદેશર હોરમસજી તલાટી | ૩ |
| (૭) ,, છગનલાલ ઉત્તમચંદ સરૈયા | ૪ |
| (૮) ,, જમનાદાસ તાપીદાસ હાથીવાળા | ૪ |
| (૯) ,, છોટાલાલ ચીમનલાલ મુન્સફ | ૫ |
| (૧૦) ,, ડાહ્યાભાઇ લલ્લુભાઇ પટેલ | ૫ |
| (૧૧) ,, અમરતલાલ માણેકલાલ અશારાવાળા | ૬ |
| (૧૨) ,, વેણીલાલ બાલુભાઇ જરીવાળા | ૬ |

(૧૩) મી. ભોગીલાલ કૃપાશંકર શેલત ૭
(૧૪) ,, ડૉ. માધવ નગેશ આપ્ટે, એમ. બી. બી. એસ. ૭
(૧૫) ,, મંગળદાસ નારણદાસ દલાલ ૮
(૧૬) ,, બરજોરજી સોરાબજી કાવક, બી. એ., એલ. એલ. બી. ૮
(૧૭) ,, ચીમનલાલ છબીલદાસ ગીનાઈ ૯
(૧૮) ,, નાથાભાઇ વીઠ્ઠલદાસ ચોકસી ૯
(૧૯) ડૉ. ચંપકલાલ જેઠીસનદાસ ઘીઆ,
એલ. એમ. એન્ડ એસ., એમ. એસ. એ. (મુંબઈ) ૧૦
(૨૦) મી. સત્યસુખરામ ધીરસુખરામ હોરા, બી. એ., એલ. એલ. બી. ૧૦
(૨૧) ,, મદનલાલ ચુનીલાલ દિવાન, બી. એ , એલ. એલ. બી. ૧૧
(૨૨) ,, રણધીર પ્રસન્નવદન દેસાઈ, બી. એ., એમ. એ. બી. એમ. એસ, એ. (મુંબઈ) ૧૧
(૨૩) ડૅ. પન્નાલાલ રામલાલ ઠક્કર, એલ. એમ. એન્ડ. એસ. ૧૨
(૨૪) મી. હરિસુખરામ છગનરામ ત્રિવેદી ૧૨
(૨૫) ,, ગોરધનદાસ રણછોડદાસ ચોખાવાળા ૧૩
(૨૬) ,, ચુનીલાલ ભગવાનદાસ નાણાવટી ૧૩
(૨૭) ,, ગમનલાલ ખુશાલચંદ સુતરવાળા ૧૪
(૨૮) ,, ગોવનભાઇ અંબારામ ભગતજી ૧૪
(૨૯) ,, ગુલાબદાસ વીકમદાસ સરૈયા, એમ. એ., બી. એસ. સી., એલ.એલ. બી. ૧૫
(૩૦) ,, મોહનલાલ લલ્લુભાઇ મરચંટ ૧૫

## મુસ્લીમ વૉર્ડ

(૧) મી. અબ્દુલ કાદર મહમદ શેખ ૧
(૨) સૈફ-ઉલ-મુલ્ક કરીમ મીર સરફરાઝ હુસેન મીર બાવર હુસેન ૧
(૩) મી. મહમદભાઇ યુસુફઅલી બદરી ૨
(૪) ,, હસનભાઇ કરીમભાઇ મીઠાફરવાળા ૨
(૫) ,, ગુલામ રસુલ અહમદ શેખ ૩
(૬) ,, સુલેમાન કાસમ સીમજી ૩
(૭) ,, ઉમરમીઆ જેનુમીઆ કાગદી ૪
(૮) ,, મહમદભાઇ અબ્દુલ્લાભાઇ નારીએળવાળા ૪

## ભરૂચ બરો મ્યુનિસિપાલિટી

નીચેના ગૃહસ્થોને ભરૂચ બરો મ્યુનિસિપાલિટીના સભ્યો નીમ્યા છે.

(૧) મી. હીરાલાલ ડાહ્યાભાઈ ઠાકોર
(૨) ,, બાપાલાલ પીતાંબરદાસ મોદી
(૩) ,, જમનાદાસ નરોત્તમદાસ વૈષ્ણવ
(૪) મી. ભોગીલાલ કરસનદાસ શાહ
(૫) ,, ગુલામ અહમદ અબ્દુલ કાદર મુનશી
(૬) ,, સૈયદ પીરસાહેબ અહમદમીઆ ચાકવાળા

## પાલેજ ગ્રામ પંચાયત

પાલેજ પંચાયતના મતદાર પત્રક વખતસર તૈયાર થઈ શકેલાં નહિ હોવાથી સદરહુ પંચાયતના હાલના સભ્યોની મુદત તા. ૧લી ઑક્ટોબર ૧૯૩૭ થી તા. ૨૮ મી ફેબ્રુઆરી ૧૯૩૮ સુધી પાંચ માસ માટે વધારવામાં આવી છે.

## મુનસાડ (જલાલપોર) ગ્રામ પંચાયત

મી. લાલા હસન, મી. બીખા છના ગેરલાયક ઠરવાથી તેમની જગ્યાએ જલાલપોર તાલુકાના મુનસાડ ગામની ગ્રામ પંચાયતના તેની તા. ૨૫ મી માર્ચ ૧૯૩૬ થી શરૂ થએલી ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## ભીવંડી-નીઝામપુર (થાણા) મ્યુનિસિપાલિટી

મી. શ્રીકૃષ્ણ વૈજનાથ ધમણકર, મી. મોરેશ્વર ભાસ્કર ફુલેએ રાજીનામું આપવાથી તેમની જગ્યાએ ભીવંડી-નીઝામપુર મ્યુનિસિપાલિટીના તેની તા. ૧ લી નવેમ્બર ૧૯૩૭ થી શરૂ થએલી ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## સ્યાદલા, તીતવા-ગેંદ્યા (વાલોડ મહાલ) ગ્રામ પંચાયત

મી. દલાભાઈ રણછોડજી અને મી. ભક્તિરામભાઈએ રાજીનામું આપવાથી મી. મોરારજી કસનજી પટેલ, એમ. એલ. એ. અને મી. વલ્લભભાઈ નરસીભાઈ પટેલ, વાલોડ મહાલના સ્યાદલા, તીતવા-ગેંદ્યા ગ્રુપ ગ્રામ પંચાયતના તેની તા. ૫ મી માર્ચ ૧૯૩૬ થી શરૂ થએલી ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

## ઘોઘા તાલુકા લોકલ બોર્ડ

રેવરંડ ડબલ્યુ જે. હાના, એમ. એ. ને રેવરંડ એચ બી. ફ્રેમીએ રાજીનામું આપવાથી ઘોઘા તાલુકા લોકલ બોર્ડના તેની હાલની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## શુકલતીર્થ ગ્રામ પંચાયત

મી. છીતુભાઈ અદેસંગે રાજીનામું આપવાથી અને મી. અભેસંગ બેચર ગુજરી જવાથી મી. માવસંગ અભેસંગ અને મી. દેવચંદ પાનાચંદ શુકલતીર્થ ગ્રામ પંચાયતના તેની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

## અમદાવાદ શહેર મ્યુનિસિપાલિટી.

મેસર્સ જયંતીલાલ નરભેરામ ઠાકોર અને વાડીલાલ દલસુખરામને કર્નલ સર બી. એચ. નાનાવટીનું અવસાન થવાથી અને રેવરંડ ડબલ્યુ. ગ્રેહામ ગીલીગને રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ અમદાવાદ શહેર મ્યુનિસિપાલિટીના સભ્યો નીમ્યા છે.

## રાણપુર મ્યુનિસિપલ બોર્ડ

નીચેના સજ્જનોને રાણપુર મ્યુનિસિપલ બોર્ડના સભ્યો નીમ્યા છે.

(૧) મી. કેસુભા નાથુભાઇ

(૨) ,, છગ્ગા નાગા

(૩) ,, અમરા માલા

## જંબુસર મ્યુનિસિપાલિટી.

મી. જગમોહનદાસ જુગલદાસ જંબુસર મ્યુનિસિપાલિટીના તેની તા. ૧ લી એપ્રીલ ૧૯૩૫ થી શરૂ થએલી ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## આણંદ મ્યુનિસિપાલિટી

ખેડા (નડીઆદ) ના ડીસ્ટ્રીક્ટ જડજે મી. ચીમનલાલ છોટાલાલને બદલે મી. હરીભાઇ દાદાભાઇ પટેલને વૉર્ડ નાં. ૩ તરફથી આણંદ મ્યુનિસિપાલિટીના તેની તા. ૧ લી એપ્રીલ ૧૯૩૭ થી શરૂ થએલી ત્રણ વર્ષની મુદત માટે સભ્ય તરીકે ચુંટાએલા જાહેર કર્યા છે.

## તવરા (ભરૂચ) ગ્રામ પંચાયત

નીચેના સજ્જનો ભરૂચ તાલુકાના તવરા ગામની ગ્રામ પંચાયતના તેની પહેલી મીટીંગથી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો તરીકે ચુંટાયા છે.

| | |
|---|---|
| (૧) મી. ભાઇજી ભગવાન | (૫) મી. ખુમાનસંગ ડાહ્યાભાઇ |
| (૨) ,, સુરસંગ ગમાનસંગ | (૬) ,, દીમનસંગ પરબતસંગ |
| (૩) ,, બાપુભાઇ વજેસંગ | (૭) ,, શીવા માધવ |
| (૪) ,, સોમા હરીભાઇ | (૮) ,, જેસંગ મના |

ગામના મહેસુલ પટેલ હોદ્દાની રૂએ પંચાયતના સભ્ય ગણાશે.

મેસર્સ (૧) શીવા અનોપ અને (૨) છોટીઆ પસલાને સદરહુ ગ્રામ પંચાયતના તેટલીજ મુદત માટે સભ્યો નીમ્યા છે.

## કહાનવા ગ્રામપંચાયત

મી. તલશીભાઇ ગોરધનભાઇ પટેલ, મી. અમથારામ બાપુજીએ રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ કહાનવા ગ્રામપંચાયતના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## મહુધા ગ્રામપંચાયત

ખેડા જીલ્લાના નડીઆદ તાલુકાના મહુધા ગામની પંચાયતના ચાલુ સભ્યોની મુદત સન ૧૯૩૮ ના જુનની ૩૦ મી તારીખે પુરી થાય છે પરંતુ સન ૧૯૩૩ ના ગ્રામપંચાયતના કાયદામાં સુધારાવધારા કરવાનો પ્રશ્ન સરકાર સમક્ષ હોવાથી સદરહુ સભ્યોની મુદત તા. ૩૧ મી ઑક્ટોબર ૧૯૩૮ સુધી વધારવામાં આવી છે.

## ત્રાજ ગ્રામપંચાયત

ખેડા જીલ્લાના માતર તાલુકાના ત્રાજ ગામની પંચાયતના ચાલુ સભ્યોની મુદત સન ૧૯૩૮ ના ઑગસ્ટની ૩૧ મી તારીખે પુરી થાય છે પરંતુ સન ૧૯૩૩ ના ગ્રામપંચાયતના કાયદામાં સુધારા વધારા કરવાનો પ્રશ્ન સરકાર સમક્ષ હોવાથી સદરહુ સભ્યોની મુદત તા. ૩૧ મી ઑક્ટોબર ૧૯૩૮ સુધી વધારવામાં આવી છે.

---

# સ્થાનિક સ્વરાજ્ય

(ત્રૈમાસિક)

વર્ષ ૪, અંક ૪] જુલાઈ ૧૯૩૮. [ક્રમાંક ૧૬


## મુંબઈ સરકાર તરફથી પ્રગટ થયેલા ગ્રામ પંચાયતના નવા બીલની સમાલોચના


અંગ્રેજીમાં મૂળ લેખક :—ચુનીલાલ ડી. બરફીવાળા, એમ. એ. એલએલ. બી.

મૂળ અંગ્રેજી પરથી ભાષાંતર કર્તા:—ઈશ્વિરલાલ આર. રાવળ, બી. એ. એલએલ. બી.


સન ૧૯૩૩ માં જ્યારે ગ્રામ પંચાયત બીલ ધારાસભામાં આવનાર હતું તે વખતે હમોએ તેની સમાલોચના કરી હતી અને તે કાયદાનું છેવટનું બંધારણ ઘડવામાં હમારી ટીકા કંઈક ઉપયોગી થઈ પડી હતી. સન ૧૯૩૫ માં સ્થાનિક સંસ્થાઓની 'પ્રોવીન્શીઅલ કોન્ફરન્સ' મળી તેણે હમોએ દર્શાવેલા વિચારોને સંપૂર્ણ સંમતિ આપી હતી. અલબત્ત તે વખતે હમારી બધી સૂચનાઓને અમલમાં મૂકવામાં આવી ન હતી. સન ૧૯૩૩ નો કાયદો લોકોને સંતોષકારક થશે નહિ તેની હમોને ખાત્રી હતી અને હમોને એમ પણ લાગતું હતું કે જાહેર મતને માન આપનાર કોઈ સરકાર જરૂર તે કાયદાની પુનર્રચના કરશે. સ્થાનિક સ્વરાજ્ય ખાતાના પ્રધાન ઑનરેબલ મી. એલ. એમ. પાટીલ નવું પંચાયત બીલ પહેલી તકેજ પ્રજા સમક્ષ મૂકે છે તે જોઇ હમોને ઘણો આનંદ થાય છે. સમયના અભાવે સન ૧૯૩૮ ની બજેટની બેઠકમાં આ બીલ એકદમ પસાર કરી દેવામાં આવ્યું નહિ તે પણ ઠીકજ થયું છે. ધારાસભાની ઑગસ્ટની બેઠકમાં આ બીલ ઉપર વિચાર ચલાવવામાં આવશે, એટલે બીલનું પરીક્ષણ કરવાનો આપણને સમય મળી શક્યો છે.

ગ્રામ પંચાયતના સમગ્ર વિષયનું નિરીક્ષણ કરી સન ૧૯૩૩ ના કાયદાને સદંતર કાઢી નાંખવાની સૂચના કરવાનો હમારો ઇરાદો નથી. હમો ફક્ત નવા બીલના મુખ્ય મુદ્દાઓ તપાસીશું.

હેતુ :—બીલનો ઉદ્દેશ નીચે પ્રમાણે દર્શાવી શકાય :—

(૧) પંચાયતોનો વિકાસ થવામાં જે મુશ્કેલીઓ નડે છે દૂર કરવી.

(૨) સદરહુ સંસ્થાઓ વધારે પ્રજા સત્તાક બનાવવી જેથી તે લોકોની પસંદગીને

આ હેતુઓને ધ્યાનમાં રાખી હમો જે સુધારા રજુ કરવામાં આવ્યા છે તેને તપાસીશું.

## ફરજીઆત પંચાયત.

સન ૧૯૩૩ના કાયદા હેઠળ પંચાયતની સ્થાપના નીચેના સંજોગો ઉપર આધાર રાખે છે.

(૧) કમીશ્નરને કલેકટર, જીલ્લા લોકલ બોર્ડ અથવા ગામના ૨૦ ઉમરલાયક રહેનારાઓ તરફથી લેખી અરજી મળવી જોઇએ (કલમ ૪ (૧) (૨)(૩).)

(૨) જે ગામ કોઇને આપી દેવામાં આવ્યું હોય તેનો ધારણ કરનાર, ખોત (Khot), તાલુકદાર, શરકતદાર (Sharkatdar), જાગીરદાર અથવા જમીનદારને તેના ગામના કોઇ ભાગમાં પંચાયત સ્થાપવામાં વાંધો હોવો જોઇએ નહિ (કલમ ૪ ની પેટા કલમ). જો તેને કાંઇપણ વાંધો હોય તો કમીશ્નર સદરહુ વિગત સરકાર નિર્ણય માટે તેની સમક્ષ મૂકે. (કલમ ૪ ની પેટા કલમ).

(૩) સૌથી મુખ્ય મુદ્દો એ છે કે ગામ લોકો ૫ સભ્યોની ચૂંટણી માટે બહાર પડે. જો ગામ લોકો ૫ ઉમેદવારોને ચૂંટી શકે નહિ તો ગ્રામ પંચાયત કાર્ય કરી શકે નહિ કેમકે ગામ લોકો ચૂંટણીથી જે બેઠકો પૂરી શકે નહિ તે નીમણુંક કરી પુરવાનો સરકારે હક રાખ્યો નથી. (કલમ ૬ (૩).)

આવા સંજોગોમાં નીમણુંક કરવાની સત્તા ઇલાકાના અન્ય સઘળા સ્થાનિક-સ્વરાજ્યના બીજા બધા કાયદામાં સરકારે પોતા હસ્તક રાખી છે તે ધ્યાનમાં રાખવા જેવી બાબત છે. સન ૧૯૩૩ ના કાયદા હેઠળ આ સત્તા મૂકી દેવાનું પગલું આકસ્મિક ન હતું. તે વખતની હમારી ટીકામાં હમોએ આ તરફ ખાસ ધ્યાન ખેંચ્યું હતું. આ સત્તા મૂકી દેવામાં સરકારની નીતિ એવી હતી કે તેણે સરકારના આશ્રય હેઠળ ગ્રામોદ્ધારક મંડળો ઉભા કરવા હતા. આ મંડળોને ઘણા કામો માટે સરકાર તરફથી આર્થિક મદદ આપવામાં આવતી હતી. ગ્રામ અધિકારીથી માંડીને જીલ્લા કલેક્ટર સુધી તથા સરકારી નોકરોએ ગ્રામોદ્ધારની બાદશાહી યોજનામાં ઝંપલાવ્યું હતું.

કાયદાનુસાર સ્થપાએલી ગ્રામ પંચાયતોને આ ગ્રામોધ્ધારક મંડળોના વારસો બનાવવાનો સરકારનો ઉદ્દેશ હતો. ગ્રામ પંચાયતો શરૂ કરી અમલમાં મુકવા માટે કોઇ પણ સરકારી વિભાગમાં કાંઇ પણ કાળજી જેવું માલમ પડતું ન હતું. લોકોની મરજી નહિ હોય ત્યાં ગ્રામ પંચાયતો લાદવાની જરા પણ જરૂર નથી એવું પણ કેટલાક તરફથી સંભળાતું હતું. જો કોઇ પણ ગામમાં ગામલોકો જોઇતા ઉમેદવારો ચુંટી શકે નહિ તો તરત એવી દલીલ કરવામાં આવતી કે તે લોકોને પંચાયત જોઇતી નથી, એટલે ત્યાં સરકાર નિયુક્ત સભ્યોવાળી પંચાયત સ્થાપે એ ઇચ્છનીય નથી. તેમને પંચાયત જોઇએ છે કે નહિ તેનો નિર્ણય કરવાનો હક લોકોને હોવો જોઇએ. જો લોકોને તે માટે તિરસ્કાર હોય તો

સરકાર નિયુક્ત સંસ્થા કોઇ પણ સત્તા સંતોષકારક કામ કરી શકે નહિ. દરેક સ્થાનિક સંસ્થા સંતોષજનક કામ કરી શકે તે માટે સ્થાનિક લોકોનો સંપૂર્ણ સહકાર હોવો જોઇએ. સન ૧૯૩૩ માં આવી દલીલો રજુ કરવામાં આવતી હતી.

હમોએ તે વખતે જણાવ્યું હતું કે જેમ કોઇ પણ શહેરીને તે મધ્યવર્તી સરકારમાં માનતો નથી એવી દલીલ કરવા દેવામાં આવે નહિ તેજ પ્રમાણે દેશના કોઇ પણ ભાગને તેને સ્થાનિક સંસ્થાની જરૂર નથી એવી દલીલ કરવા દેવી જોઇએ નહિ. જો કોઇ પણ શહેરી એમ કહેતો હોય કે મધ્યવર્તી સરકાર ને વગર નહિ ચલાવાય એવી બાબદ છે તો સ્થાનિક સંસ્થા પણ તે વગર નહિ ચલાવી શકાય એવી વસ્તુ છે પછી ભલે તેને મન તે ભારરૂપ હોય. સ્થાનિક સંસ્થાની બીજી કોઇ પણ હદમાં લોકોની મરજી પ્રમાણે સંસ્થા સ્થાપવામાં આવતી નથી. દાખલા તરીકે મ્યુનિસિપલ વિસ્તારના કોઇ પણ શહેરીને અથવા તો લોકલ બોર્ડ વિસ્તારના કર ભરનારને તેને મ્યુનિસિપાલિટી તથા જીલ્લા લોકલ બોર્ડ નથી જોઇતી એવું કહેવા દેવામાં આવતું નથી. માઇસોર અને વડોદરા રાજ્યોમાં દરેક ગામે પોતાની પંચાયત સ્થાપવીજ જોઇએ એવો કાયદો છે, એમ માલમ પડે છે.

નીમણુંકની સત્તા હસ્તક નહિ રાખવાની અસર ૧૯૩૩ નો કાયદો ઘડનારાએ ધાર્યા કરતાં વિપરીત થઇ હતી. તેઓએ કદાચ ધાર્યું હશે કે એમ કરવામાં ફક્ત નજીવા ગામડાઓ બાતલ રહેશે, પરંતુ મોટા ગામોમાં તો ચુંટણી માટે જરૂરી ઉમેદવારો બહાર આવી રહેશે જ. તેઓની આ ગણત્રી ખોટી પડી હતી. કેટલાક મુખ્ય ગામોમાં પણ ૫ ઉમેદવારો બહાર પડયા ન હતા. જીલ્લા લોકલ બોર્ડો આ વિરોધ સામે કંઇજ કરી શકી નહિ. સન ૧૯૩૩ ના કાયદાની આ ખાસ ખામી હવે સરકારના ધ્યાનમાં આવી છે. ૧૯૩૮ ના બીલમાં સરકારે એવો નિયમ ગ્રહણ કર્યો છે કે જે ગામમાં ૨૦૦૦ કે તેથી વધારે વસ્તી હોય ત્યાં ફરજીઆત ગ્રામ પંચાયત સ્થાપવીજ.

સરકારી અમલદારો પંચાયત નહિ સ્થાપે અગર તો ગામના લોકો ચુંટણી માટે બહાર નહિ પડી પંચાયત સ્થાપવામાં હરકત પહોંચાડે એવી બારી હવે નવા બીલમાં રહી નથી. જે ગામમાં ૧૦૦૦ કરતાં ઓછી વસ્તી હોય તેવા ગામોને આ નિયમ સ્હેજ ફેરફાર સાથે લાગુ પાડવામાં આવ્યો છે. એવા ગામોમાં પંચાયત સ્થાપવી કે કેમ તે સરકારની મરજી ઉપર રાખવામાં આવ્યું છે. આવા નાના ગામોમાં જો પંચાયત સ્થાપવાનું નક્કી કરવામાં આવે તો ગામના લોકો પંચાયત સ્થાપવામાં કાંઇપણ દખલ નાંખી શકશે નહિ. હમોએ પહેલાં પણ આજ નીતિ આગળ ધરી હતી અને સરકારે હવે સ્થાનિક સ્વરાજ્યના પ્રશ્નના ઠેઠ મૂળ સુધી પહોંચતી આ નીતિ ગ્રહણ કરી છે તે માટે હમો તેને હાર્દિક અભિનંદન આપીએ છીએ.

ઇન્સ્ટીટ્યૂટના ત્રૈમાસિકના તાજેતરના અંકોમાં હમે અનુભવી નિષ્ણાતોના અભિપ્રાયો રજુ કર્યા છે, અને તે સઘળાનો સાર એકજ આવે છે કે દરેક ગામમાં કાયદા અનુસાર સ્થપાએલી પંચાયતની ખાસ જરૂર છે. મી. બ્રાઇનના હાલમાંજ બહાર પડેલા 'બેટર વીલેજીસ્' (Better Villages) નામના પુસ્તકની સમાલોચના કરતી વખતે પંચાયતોનો

વધારે પ્રચાર કરવાના તેમના મતના અનુમોદનમાં હમોએ જણાવ્યું હતું કે "તેમના આ અભિપ્રાયે મુંબઈ સરકારને ખાસ વખતસરની દોરવણી આપી છે અને મુંબાઈ સરકાર ઇલાકામાં પંચાયતોનો પ્રચાર કરવામાં ઝાઝો સમય નહિ કાઢે 'એવી હમો આશા રાખીએ છીએ."

મુંબાઈ સરકારનું આ પગલું બીજા ઇલાકાઓને દોરવણી આપી શકશે. અલબત કેટલાક ઇલાકાઓએ તો પંચાયતના ક્ષેત્રમાં ઘણી પ્રગતિ કરી છે; છતાં ફરજીઆત પંચાયતની સ્થાપના તો બ્રિટીશ હિંદુસ્થાનમાં મુંબાઈ ધારાસભાનાજ પ્રથમ પગલા તરીકે ગણાઇ બીજા ઇલાકાઓને તે દાખલો લેવારૂપ થશે.

આ વિષયમાં કેટલાક મુદ્દાઓ ઉપર ધારાસભાનું ધ્યાન ખેંચવાની હમો જરૂરીઆત જોઇએ છીએ :—

(૧) મહેસુલી ગામના ભાગો પાડી શકાય અને એક મહેસુલી ગામના ભાગમાં આવી જતા અમુક ઝુંપડાઓની એક પંચાયત કરી શકાય, છતાં એક ગ્રામ પંચાયત બનાવવા માટે બે કે તેથી વધારે ગામો જોડી શકાય કે કેમ એ બીલની પેટા કલમ નાં. ૩ થી નકકી થતું નથી. આવા એક અથવા વધારે મહેસુલી ગામો અથવા તેમના ભાગો ગ્રામ પંચાયતનો અમુક વિસ્તાર નકકી કરવા માટે જોડવાના જરૂરી પ્રસંગો ઉપસ્થિત થાય એવું અમને લાગે છે. સન ૧૯૩૩ નો કાયદો આ વિષય ઉપર ચોકખો હોઇ આ સંબંધી તેમાં કાંઇ પણ મુસ્કેલી ઉભી થઇ નથી.

આ પેટા કલમ ખાસ વિચાર કરી હેતુપૂર્વક ફેરફાર કરવાના ઇરાદાથી મૂકવામાં આવી છે કે કેમ તેની હમને ખબર નથી. જો એ પ્રમાણે હોય તો આ ફેરફારના કારણો જાણવાની હમો ઇચ્છા રાખીએ છીએ.

(૨) બીલની પેટા કલમ ૪ ની પેટા કલમ (૩) થી એવું સ્પષ્ટ થાય છે કે જો ચુંટણીથી જોઇતા લાયક માણસો મળી શકે નહિ તો બાકીની બેઠકો માટે કલેકટર નીમણુંક કરે. આ યોજના આપણા બીજા કાયદાઓને મળતીજ છે અને કાયદો અમલમાં આવતો અટકાવવા મારેના પ્રયાસોને નિષ્ફળ કરે એવી છે. અમોએ ૧૯૩૩ માં આ ખામી તરફ ધ્યાન ખેંચ્યું હતું.

હમોએ તે વખતે એમ પણ દર્શાવ્યું હતું કે એવા દાખલાઓમાં કલેકટર નહિ પણ જીલ્લા લોકલ બોર્ડ નીમણુંક કરે. હાલના કાયદામાં સરકારી અમલદારોના હાથમાં આ સત્તા રાખી છે એ અમોને નિરાશાજનક લાગે છે. આવા દાખલાઓમાં નીમણુંક કરવાની યોગ્ય સત્તા કલેકટર નહિ પણ જીલ્લા લોકલ બોર્ડને હોવી જોઇએ એ અમારા મતની તરફેણની દલીલો જોઇતી હોય તો ધારાસભાની વિચારણા માટે હમો નીચેના મુદ્દાઓ રજુ કરીએ છીએ.

(૧) ગ્રામ પંચાયતોને કાયદા અનુસાર જીલ્લા લોકલ બોર્ડના આશ્રય અને અંકુશ હેઠળ મુકવામાં આવી છે, તે ભુલવાનું નથી. એ બન્ને વચ્ચે નિકટનો

દૈનિક સંબંધ છે. પંચાયતના ખરચની એવી એક પણ વિગત નથી કે જે તપાસણી કે મંજુરી માટે જીલ્લા લોકલ બોર્ડ પાસે નહિ આવતી હોય. આમ હોવાથી જ્યાં ગામ લોકો ચુંટણી નહિ કરી શકતા હોય ત્યાં જીલ્લા લોકલ બોર્ડનીજ પસંદગી વધારે ઉચિત છે. જો પંચાયત કામ નહિ કરતી હોય તો પંચાયતના વિસ્તારમાં દેખરેખ રાખવાનું કામ જીલ્લા લોકલ બોર્ડનેજ માથે આવે. જો ત્યાં પંચાયત સ્થાપવામાં આવે તો તેને કલેક્ટરનું નહિ પણ જીલ્લા લોકલ બોર્ડનુંજ કામ ઉપાડી લેવાનું હોય છે. પંચાયતને સરકાર તરફથી નહિ પણ જીલ્લા લોકલ બોર્ડ પાસેથીજ આર્થિક મદદ પણ મળે છે. સદરહુ વિસ્તારની જરૂરીઆતો સાથે જીલ્લા લોકલ બોર્ડનેજ નિકટ સંબંધ હોય છે અને કયા માણસો તેનો સફળતાથી વહીવટ કરી શકશે તે જીલ્લા લોકલ બોર્ડજ નક્કી કરી શકે છે. જીલ્લા લોકલ બોર્ડ અને પંચાયત વચ્ચેનો સંબંધ કાંઇક અંશે નવા પ્રાથમિક કેળવણીના કાયદા હેઠળ લોકલ ઑથોરીટી અને સ્કુલ બોર્ડ વચ્ચેના સંબંધ જેવો છે. કેમકે સ્કુલ બોર્ડના દરેક સભ્યની ચુંટણી જીલ્લા લોકલ બોર્ડ તરફથી થવાની છે.

(૨) ઇંગ્લાંડમાં પણ જો પૅરીશ કાઉન્સીલ (Parish Council—જે આપણી ગ્રામ પંચાયતને મળતી છે) ની ચુંટણી નહિ થાય તો ડીસ્ટ્રીક્ટ કાઉન્સીલ (District Council—જે આપણી જીલ્લા લોકલ બોર્ડને મળતી છે) ગામનો વહીવટ કરવા માટે સખ્શોની નીમણુંક કરે છે. (જુઓ સન ૧૯૩૭નો લોકલ ગવર્નમેન્ટ ઍક્ટ, કલમ ૫૫).

(૩) મદ્રાસમાં પણ સન ૧૯૩૦ ના મદ્રાસ લોકલ બોર્ડ્ઝના કાયદાની કલમ ૧૧ અ હેઠળ જો ખાલી બેઠકો પુરવા માટે ચુંટણી કરવામાં નહિ આવે તો બેઠકો પુરવાની સત્તા જીલ્લા બોર્ડને છે.

તો પછી આ સત્તા કલેક્ટરને બદલે જીલ્લા લોકલ બોર્ડને કેમ નહિ આપવી તે અમને સમજાતું નથી.

(૪) પેટા કલમ ૪ ની પેટા કલમ (૩) માં હજુ પણ એક બાબત વિચાર કરવા જેવી છે. 'જોઇતી સંખ્યાના લાયક સખ્શોની ચુંટણી નહિ થઇ શકે તો કલેક્ટર નીમણુંક કરશે એમાં 'જોઇતી સંખ્યા' શબ્દોનો અર્થ શું થઇ શકે? ઓછામાં ઓછી સંખ્યા ૭ અને વધારેમાં વધારે સંખ્યા ૧૫ રાખવામાં આવી છે. જો કલેક્ટર કોઇ પંચાયતને માટે ૧૫ ની સંખ્યા નક્કી કરે અને ૫ સભ્યો ચુંટાય તો શું કલેક્ટરે બીજા ૧૦ ની નીમણુંક કરવી?

આ મુદ્દાની પેટા-કલમ (૨) અગર (૩) માં ચોખવટ થવી જોઇએ. આવા દાખલાઓમાં 'જોઇતી સંખ્યા ઓછામાં ઓછી ૫ સભ્યોની રાખવી અને જો ૩ ચુંટાય તો ફક્ત ૨ ની નીમણુંક થવી જોઇએ અને તે નીમણુંક પણ કલેક્ટર નહિ પણ જીલ્લા લોકલ બોર્ડ કરે એવો મત અમે દર્શાવીએ છીએ.

## વિસ્તાર, વસ્તી અને સભ્યો

એક અગર વધારે મહેસુલી ગામો જરૂરીઆત પ્રમાણે જોડવા એવું હમો ઉપર સૂચન કરી ગયા છીએ. બીલના ઉદ્દેશ કદાચ એવોજ હશે. તેમ હોય તો પેટા કલમ ૪ માં તેની ચોખવટ થવી જોઇએ.

હવે વસ્તીના સંબંધમાં વર્તમાનપત્રો ઉપરથી એવું માલમ પડે છે કે ફરજીઆત પંચાયત માટે સરકારે પોતાનો પહેલા ૧૦૦૦ માણસની વસ્તીવાળા વિસ્તારમાં પંચાયત સ્થાપવા માટેનો ઇરાદો મૂકી દઇ ૨૦૦૦ માણસની સંખ્યા નક્કી રાખી છે. વસ્તી જો ૨૦૦૦ થી ઓછી હોય તો ગામ લોકો પંચાયત સ્થાપવાનો વિરોધ કરી શકે નહિ પરંતુ ફરજીઆત પંચાયત સ્થાપવી કે નહિ તે સરકારે નક્કી કરવાનું રાખ્યું છે. અમારો એવો મત છે કે વધારે ઓછી વસ્તીવાળા વિસ્તારમાં પંચાયતો સ્થાપવાની કોશિશ કરી પંચાયતનો વધારે પ્રસાર થવો જોઇએ. સભ્યોનો પ્રશ્ન વસ્તી, વિસ્તાર અને જુદા જુદા વર્ગો, તેમજ વિસ્તાર અને કાર્યોના પ્રતિનિધિત્વ સાથે સંકળાએલો છે. આમ હોવાથી સંખ્યા ૭ અને ૧૫ વચ્ચે રાખવી ઉચિત છે. જો કે અમારા મત પ્રમાણે ઓછામાં ઓછી ૫ અને વધારેમાં વધારે ૧૧ ની સંખ્યા રાખવી ઠીક પડશે. ૧૦૦૦ માણસની વસ્તી હોય તો ૨૦૦ માણસે ૧ થી વધારે પ્રતિનિધિ રાખવાની ખાસ જરૂર નથી. જો વસ્તી ૫૦૦૦ માણસોની હોય તો ૫૦૦ માણસે ૧ પ્રતિનિધિ રાખવો યોગ્ય ગણાય.

જો સભ્યોની સંખ્યા મોટી હોય તો જ્યુડીશીઅલ બેન્ચ માટે પંચાયત વધારે સારી પસંદગી કરી શકે એ અમે સ્વીકારીએ છીએ. આ બહુ મહત્વનો પ્રશ્ન નથી. કલેક્ટર અને જીલ્લા લોકલ બોર્ડ મળીને સભ્યોની સંખ્યા નક્કી કરી શકે એમ છે.

### પંચાયતોનું બંધારણ

બીજો મહત્વનો ફેરફાર પંચાયતના બંધારણ સંબંધીનો છે. સન ૧૯૩૩ ના કાયદાનુસાર પંચાયત ૫ થી ૧૧ ચુંટાએલા, ૧ અથવા ૨ જે વર્ગોના પ્રતિનિધિ નહિ હોય તેવા વર્ગોમાંથી કલેક્ટરે નીમેલા, ગામના પટેલ હોદ્દાની રૂએ સભ્ય તરીકે, અને આપી દીધેલા ગામનો ધારણ કરનાર અથવા તેનો પ્રતિનિધિ જેની કલેક્ટર નીમણુંક કરે છે એટલાની બનેલી હોય છે.

હવે હાલના બીલમાં જે ફેરફારો દર્શાવવામાં આવ્યા છે તે તપાસીશું.

(૧) ચુંટાએલા સભ્યોની ઓછામાં ઓછી સંખ્યા ૫ ને બદલે ૭, અને વધારેમાં વધારે સંખ્યા ૧૧ ને બદલે ૧૫ સુધી વધારવામાં આવી છે. આ વિષય ઉપર હમે ઉપર ટીકા કરી ગયા છીએ.

(૨) આપી દીધેલા ગામોના ધારણ કરનારાઓના પ્રતિનિધિઓને દૂર કરવામાં આવ્યા છે. આ ફેરફાર ધારણ કરનારાઓના હકમાં સુધારા વધારા કરવા માટે જે જાહેર મત દર્શાવવ આવ્યો છે તેને અનુસરનોજ છે.

(૩) ગામનો પટેલ જે હોદ્દાની રૂએ સભ્ય ગણાતો હતો તેને દૂર કરવો.

આ સંબંધી હમારો મત એવો છે કે નવું બીલ જેમાં દરેક પંચાયતમાં એક સેક્રેટરી હોવો જોઇએ અને તે સરકારી નોકર હોવો જોઇએ એવો નિયમ રાખવામાં આવ્યો છે તેના કરતાં આ પદ્ધતિ સારી છે કેમકે આથી સદંતર આપખુદ સત્તા થતી અટકશે.

(૪) કલમ ૬ ના કાનુનને બદલે જે પેટા કલમ ૪ નો નવો કાનુન મૂક્યો છે તે સંબંધી જોઇશું.

કલમ ૬ નો કાનુન આ પ્રમાણે છે:—

"ચુંટાએલા સભ્યોમાં જો ગામના કોઇ વર્ગનો સભ્ય નહિ આવતો હોય અને કલેક્ટરને તે વર્ગની સંખ્યા અથવા બીજા કોઇ કારણને લીધે એમ લાગે કે જાહેર હિત જોતાં તે વર્ગનો પ્રતિનિધિ પંચાયતમાં હોવો જોઇએ તો તે વર્ગમાંના લાયક અને જેની નીમાવાની મરજી હોય તેવા સભ્યની કલેક્ટર નીમણુંક કરશે."

આને બદલે હવેની પેટા કલમ ૪ નો કાનુન આ પ્રમાણે છે:—

"નિયમાનુસાર કલેક્ટર વસ્તીની ગણતરીના આધારે મુસ્લીમ તેમજ હરિજનો માટેની બેઠકો અલગ રાખશે."

આ ફેરફારનો શું અર્થ થઇ શકે તે તપાસીશું:—

(૧) હાલના કાયદા મુજબ સંયુક્ત મતાધિકારના ધોરણે ચુંટણી થાય છે. કોમી મતભેદ કોઇ પણ રીતે મતદારોના નિર્ણયને ડગાવી શકતો નથી. બહુમતીવાળી જાતિઓએ એ ધ્યાનમાં રાખવાનું હોય છે કે તેઓ જો બધી બેઠકો હસ્તક કરી લે તો કલેક્ટર ડખલ કરી રહી જતી મુખ્ય લઘુમતિ કોમો અગર વર્ગોમાંથી એક કે બે સભ્યોની પંચાયતમાં નીમણુંક કરશે. લઘુમતિ કોમોને એ ખાત્રી હોય છે કે તેમનું પ્રતિનિધિત્વ સંયુક્ત ચુંટણી ઉપર આધાર રાખે છે ખરું પરંતુ જો તેમાં તેઓ નિષ્ફળ જાય તો ઉલટે કલેક્ટર તો જરૂર તેમની કોમમાંથી એક સભ્ય નીમશે. આથી તેઓને ચુંટણી પ્રસંગે બીજી કોમોના સંસર્ગમાં આવવાનો પ્રસંગ સાંપડે છે અને તેમને સંયુક્ત મતાધિકાર વડે જે રાજકીય જ્ઞાન મળી શકે તેનો લાભ મળે છે. હવે નવા સુધારા મુજબ બેઠકો અલગ રાખવાની પદ્ધતિમાં નીચેના તત્વો મુખ્યત્વે કરીને માલમ પડે છે. (૧) કલેક્ટરની મરજી ઉપર આધાર રાખતી નીમણુંકની પધ્ધતિથી છુટા રહેવાય છે. (૨) લઘુમતિ કોમોમાં અગર વર્ગોમાં ફક્ત મુસ્લીમો અને હરિજનોનોજ સમાવેશ કરવામાં આવે છે. (૩) પ્રતિનિધિત્વનો આધાર વસ્તી ગણતરી ઉપર આધાર રાખે છે. (૪) અમુક નિયમાનુસાર બેઠકો અલગ રાખી સંયુક્ત ચુંટણી રાખવામાં આવી છે.

મુસ્લીમો અને હરિજનોના પ્રતિનિધિત્વનો પ્રશ્ન ધારાસભાની છેલ્લી બેઠક જ્યારે તેઓને છૂટી ચુંટણી કરતાં સંયુક્ત ચુંટણીને વધારે પસંદગી આપવા સંબંધી નિર્ણય

કરવાનો હક આપનો 'મરજીઆત કાનુન' સરકાર પસાર કરી ગઈ ત્યારે સંપૂર્ણ રીતે ચર્ચાયો હતો.

'લોકલ બોર્ડ એક્ટ' અને 'મ્યુનિસિપલ ઍક્ટસ'માં હવે આ 'મરજીઆત કાનુન' ખલ કરવામાં આવશે. આ 'મરજીઆત કાનુન' સંબંધી સરકારે જે નીતિ ધારણ કરી ી તેનો પંચાયત સંબંધમાં તેઓએ ત્યાગ કર્યો હોય એમ લાગે છે. તેણે પંચાયતોમાં ીધીજ બેઠકો અલગ રાખી છે. અલબત આથી 'મરજીઆત કાનુન' માટે ધારાસભામાં તિપક્ષીઓએ જે વિરોધ દર્શાવ્યો હતો તેમની લાગણીને માન આપવામાં આવ્યું છે. ારાસભામાં પ્રતિપક્ષી કોમોમાં જે અવિશ્વાસની લાગણી ફેલાઈ હતી તેની ગામડાઓ જે ેરી વાતાવરણથી મુક્ત છે તેમાં તેનો પ્રસાર થવા દેવો જોઈએ નહિ તેનો અમે સ્વીકાર ીએ છીએ, છતાં અમો પૂછીશું કે આ ફેરફારની ખાસ જરૂર શી છે? હાલની કલમ ૬ ધારે વખત અમલમાં રાખી હોય તો વધારે સારું થાત કે નહિ? એક વખત બેઠકો અલગ ાખવા માંડી કે પછી પાછું અબાધીત સંયુક્ત ચુંટણી ઉપર જતાં અઘરું પડશે અને લઘુમતિ ોમોને એમ લાગશે કે તેમના હકો ઉપર અતિક્રમણ કરવામાં આવ્યું છે. હાલના કાય- ાની કલમ ૬ માં જે નીમણુંકની સત્તા રાખવામાં આવી છે તેમાં કદાચ અનિષ્ટ હોય તો ણ તે બેઠકો અલગ રાખવામાં જે અનિષ્ટ સમાયું છે તેના કરતાં ઓછું અનિષ્ટ છે. અમારી એવી સૂચના છે કે આ કલમ જેમ છે તેમજ રાખવી, પરંતુ નીમણુંકની સત્તા જીલ્લા લોકલ બોર્ડને આપવી અને જે લઘુમતિ કોમોનું રક્ષણ કરવાનું છે તેમાં મુસલીમો અને હરિજનોનો સમાવેશ કરી જો તેઓનું પુરતું પ્રતિનિધિત્વ નહિ હોય તો વસ્તીના આધારે તેઓનું પ્રતિનિધિત્વ જાળવવું. હમોને નીમણુંક માટે ખાસ મોહ છે એમ નથી, પરંતુ નીમણુંક પધ્ધતિ જ્યારે જોઈએ ત્યારે દૂર કરી શકાશે જ્યારે અલગ બેઠકો રાખવાથી તો તેઓને એક ખાસ હક આપ્યા જેવું થશે. હાલ આપણા રાજકીય નેતાઓમાં કોમી ઐક્ય માટે જે વાટાઘાટ ચાલે છે તેનું, દેશનું જુથબળ વધે એવું પરિણામ આવે એમ અમો ઇચ્છીએ છીએ.

સંતોષી શકાશે. સદરહુ ઍક્ટની કલમ ૫૫ (૧) આ પ્રમાણે છે :—'જે માણસને રાજકીય ગણાતા ગુન્હાથી અથવા નૈતિક દુરાચાર નહિ ગણાતો હોય એવા ગુન્હાથી ઇતર ગુન્હા માટે સજા થઇ હોય એવા માણસને બીનલાયક ગણવો.' આ કાનુન વધારે વ્યવસ્થિત શબ્દોમાં ગોઠવાએલો હોઇ રાજકીય ગુન્હેગારોને વધારે સારી રીતે રક્ષણ આપી શકે એમ છે એમ અમારી માન્યતા છે.

આ ઉપરાંત નવા કાનુનથી બીજી પણ મુશ્કેલી ઉભી થાય એમ છે. સરકારે અમુક ગુન્હાને નૈતિક દુરાચાર ગણ્યો છે કે કેમ તેની મતદારોને કેમ ખબર પડે? ઇલાકા સરકારો ચુંટણીઓ પહેલાં આવા ગુન્હાઓનું સૂચિપત્ર બહાર પાડી શકે નહિ. કદાચ ઇલાકા સરકાર ચુંટણી પછી કાંઇ વાંધો ઉત્પન્ન થાય તો તે ઉપર પોતાનો નિર્ણય આપી શકે. સરકાર આ માટે આવતી બેઠકમાં વધારે ચોખવટ કરે એમ અમે અરજ કરીએ છીએ.

પેટા-કલમ ૭ થી નીચે પ્રમાણેની એક નવી કલમ ૯ (અ) ઉમેરવા માટે સુચવાયું છે :—

"જો કોઇ પણ વખતે કલેક્ટરને એમ લાગે કે અમુક સભ્ય કલમ ૮ માં બતાવ્યા પ્રમાણે કોઇ પણ રીતે બીનલાયક ઠરે એમ છે તો કલેક્ટર તે પ્રમાણે જાહેર કરે અને તે જાહેરાત છેવટની ગણાશે."

તે એક વર્ષ માટે ચુંટાયો છે કે કેમ તે સાથે આપણે નીસ્બત નથી. આથી ઉલટું વધારે ફેરફારો કરવામાં આવે તે સંબંધી ઘણું કહી શકાય એમ છે.

મુંબાઇ કોરપોરેશન જેવી સંસ્થામાં દર વર્ષે મેયર બદલાય એ કાંઇક લાભદાયી છે. લાભ નહિ તો તેથી કાંઇ નુકશાન તો થતું નથીજ. પણ સન ૧૯૩૩ ના પંચાયત કાયદાની કલમ ૨૦ માં જણાવાયું છે કે "આ કાયદાના કાનુનો અને પંચાયતે કરેલા ઠરાવો અમલમાં મુકવાની કારોબારી સત્તા સરપંચને સોંપવામાં આવે છે અને આ કાયદામાં પંચાયત ઉપર જે ફરજો મુકવામાં આવી છે તે અદા કરવા માટે સરપંચ સીધો જવાબદાર ગણાશે." તે પ્રમાણે હોય તો સરપંચને તેની નીતિ ઘડવા માટે તેમ તેની ફરજોને કુશળતાથી અદા કરી શકે એટલો અનુભવ મેળવવા માટે વધારે સમયની જરૂર છે. અમારા મત પ્રમાણે આ સુચવાએલો ફેરફાર રદબાતલ કરવા યોગ્ય છે.

## સરપંચની ચુંટણી

સન ૧૯૩૩ ના એકટ (કલમ-૧૭) માં જણાવાયું છે કે પોતાનો હોદ્દો મુકનાર સરપંચે નવા સરપંચની ચુંટણી માટે સભા બોલાવવી. જો તે નહિ બોલાવી શકે તો 'કલમ ૧૭ ની પેટા-કલમ ૧ માં બતાવેલી રીત મુજબ' જીલ્લા લોકલ બોર્ડના પ્રમુખે તે બોલાવવી અને નવા સરપંચની ચુંટણી કરવી. નવી પેટા-કલમ ૧૪ માં જો જીલ્લા લોકલ બોર્ડનો પ્રમુખ પણ તે નહિ બોલાવે તો તે માટે વ્યવસ્થા કરી 'કલેકટરે પોતે સભા બોલાવવી' એવું રાખવામાં આવ્યું છે. અમે જણાવીએ છીએ કે આથી પણ આગળ જઇ કલેકટરે તે સભા બોલાવવી, અમુક નિયમિત રીતે કામ ચલાવવું એવી વ્યવસ્થા કરવી.

## પંચ અથવા સરપંચને દૂર કરવા સંબંધી

સન ૧૯૩૩ ના કાયદામાં સભ્ય, સરપંચ અથવા ડેપ્યુટી સરપંચને જો તે બીનલાયક લાગે તો તેને પ્રથમ કલેકટરની મંજુરી મેળવી દૂર કરવાની સત્તા જીલ્લા લોકલ બોર્ડને આપવામાં આવી છે. બીલની પેટા-કલમ ૧૫ માં તેને દૂર કરવાની આખીજ સત્તા ઇલાકા સરકારને આપવાની વ્યવસ્થા થઇ છે. જીલ્લા લોકલ બોર્ડ આ છેવટનું પગલું લે તે પહેલાં તેણે કલેકટરની મંજુરી તો મેળવવાનીજ છે એટલે આમાં કાંઇ ખાસ વાંધાભર્યું નથી. આજ કારણને અંગે કલમ ૧૫ માં જે બેધારી વ્યવસ્થા સુચવવામાં આવી છે તેમાં અમે કાંઇ વ્યાજબીપણું જોતા નથી.

## સેક્રેટરી—એક અહત્વનો પ્રશ્ન

પેટા-કલમ ૧૫ કલમ ૨૧ માંથી "પંચાયત જીલ્લા લોકલ બોર્ડના પ્રમુખની પ્રથમ મંજુરી મેળવી અને જરૂરી ખબર આપી તથા તપાસ કરી બીનલાયકાત જેવા કારણો માટે પંચાયતના સેક્રેટરીને દૂર કરી શકે." આ શબ્દો કાઢી નાંખવા માંગે છે.

આ ફેરફાર માટે આ પ્રમાણે કારણ જણાવવામાં આવ્યું છે. "પંચાયત પાસેથી સેક્રેટરીને તેની જગા ઉપરથી દૂર કરવાની સત્તા લઇ લેવાનું નક્કી થયું છે કેમકે હવેથી

સેક્રેટરી સરકારી નોકર ગણાશે" આ ફેરફારમાં ઘણા મુદ્દા સમાઇ જાય છે, અને તેમાંનો ખાસ મુદ્દો એ છે કે બીજાની પેટા કલમ ૨૦ જે એમ કહે છે કે સેક્રેટરીની નીમણુંક બદલી સરકાર કરશે તે ધારાસભા નીભાવી લેવા માગે છે કે શું? આ પ્રમાણેની જો બધીજ સત્તા સરકારના હાથમાં નહિ જવા દેવી હોય તો પેટા-કલમ ૧૫ (૩) મૂકી દેવી જોઇએ. આનો કદાચ સ્વીકાર કરવામાં આવે તો પણ પેટા કલમ ૧૫ ઉપરથી જે એમ સમજાય છે કે સેક્રેટરી સરકારી નોકર હોવાથી તેને ખસેડી શકાય નહિ એનો એકદમ સ્વીકાર કરી લેવો જોઇએ નહિ. આ પ્રમાણે કલમો ૧૫ અને ૨૦ ને અંગે પંચાયતના સેક્રેટરીનો પ્રશ્ન બહુ નાજુક થતો હોવાથી હમે તેનું વધારે બારીક પરીક્ષણ કરવા માંગીએ છીએ.

કાયદા મુજબના શી આપવી. આ નિયમને આપણી ધારાસભા પણ અનુસરે એવી અમો ભલામણ કરીએ છીએ.

હમે બીજા ઇલાકાઓના પંચાયતના કાયદા પણ તપાસ્યા છે, પરંતુ મુંબઇ ઇલાકાના પંચાયતના કાયદામાં જે એકહથ્થુ સત્તા આપવામાં આવી છે, તેવી બીજે કોઇ પણ સ્થળે જોવામાં આવતી નથી.

(૨) હાલના કાયદામાં સેક્રેટરીની નીમણુંક જીલ્લા લોકલ બોર્ડની સ્ટેન્ડીંગ કમિટિની મંજુરીથી પંચાયત કરે છે તેને બદલે નવા કાયદા મુજબ તેની નીમણુંક ઇલાકા સરકાર કરશે. આ પ્રમાણે લોકશાસનનું ઉલ્લંધન કરનારો ફેરફાર સરકારે કયા વિચારોને અનુસરીને કર્યો તે અમે સમજી શકતા નથી. અમને ખબર છે ત્યાં સુધી હાલના કાયદા મુજબ સેક્રેટરીની જે નીમણુંક પંચાયત અને જીલ્લા લોકલ બોર્ડના સહકારથી થાય છે તેમાં કુશળતા ઉપરાંત બીજી અયોગ્ય અસરો હોય છે એવી કોઇ પણ ઠેકાણે બૂમ નથી. ઉલટું જીલ્લા લોકલ બોર્ડ, પંચાયતના સેક્રેટરીઓ વધારે કુશળ બને તે માટે તેમને તાલીમ આપવા માટે દરેક ઠેકાણે ઉત્સુક છે. કેટલીક જીલ્લા લોકલ બોર્ડોએ સેક્રેટરીઓને તાલીમ આપવાના વર્ગો ખોલ્યા છે અને તેમાં કેટલાક સેક્રેટરીઓએ કેળવણી પણ લીધી છે. આવો એક વર્ગ ગયે વર્ષે પુના જીલ્લા લોકલ બોર્ડે લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટીટ્યૂટના સહકારથી સફળતાપૂર્વક ચલાવ્યો હતો. સોલાપુર જીલ્લા લોકલ બોર્ડ પણ આ દિશામાં સારું કાર્ય કરે છે. ખાનદેશ જીલ્લા લોકલ બોર્ડે પણ આવા વર્ગો ખોલ્યા છે. અમને ખબર છે છે ત્યાં સુધી થાણા, ભરૂચ અને બીજા જીલ્લાઓ પણ આ વિષય ઉપર વિચાર ચલાવી રહ્યા છે. અમે આ વિષય ઉપર ખાસ ભાર મુકવા માંગીએ છીએ કેમકે કેટલીક જગ્યાએ એવી માન્યતા ઘુસી ગઇ છે કે જીલ્લા લોકલ બોર્ડો પંચાયતોની પ્રગતિની વિરુદ્ધ છે. આ માન્યતા આપણા ઇલાકાની જીલ્લા લોકલ બોર્ડના સંબંધમાં તો તદ્દન ખોટી છે. અત્યાર સુધીમાં અમારી જાણુમાં એવું આવ્યું નથી કે સેક્રેટરીને પંચાયત અને જીલ્લા લોકલ બોર્ડો ઉપર આધાર રાખવો પડતો હોવાથી તેમના કામમાં હાનિ પહોંચે છે.

સ્થાનિક સ્વરાજ્યની આ પ્રાથમિક સંસ્થામાંજ આ પ્રમાણેની એકદમ એકહથ્થુ સત્તા નહિ થઇ જાય તે માટે ફરી વિચાર કરવા અમો સરકારને ખાસ વિનંતી કરીએ છીએ. સરકારે ખાસ આ વસ્તુઓ ધ્યાનમાં રાખવાની જરૂર છે :—

(૧) કોઇ પણ વિગત હજી સુધી એવી મળી નથી કે જેથી આ પ્રમાણેનો ફેરફાર કરવાની જરૂર પડે. અમે આશા રાખીએ છીએ કે સરકાર આ નાનામાં નાની સંસ્થાઓની કુશળતા સંબંધી એકદમ બાંધી લીધેલા વિચારથી ઘસડાઇ જશે નહિ. સરકાર તેના આ પગલા સંબંધી વિગતવાર કારણો દર્શાવી જો લોકમત જાણવાની કોશિષ કરે તો ઘણું સારું. જ્યાં સુધી તેની જરૂરીઆત નહિ જણાય ત્યાં સુધી કોઇ પણ સભ્ય આને ટેકો આપી શકશે નહિ; અને સરકારે આ જરૂરીયાત વિષે જનતાની ખાત્રી કરવાની ખાસ જરૂર છે.

હોય એવો સખ્શ જો વકીલાતનો ધંધો નહિ કરતો હોય તો પક્ષકાર તરફે હાજર રહી શકે છે. પણ વકીલો, મુખત્યારો, એડવોકેટો અગર સોલીસીટર આવા કેસોમાં હાજર રાખી શકાતા નથી. ડીસ્ટ્રીકટ જડજ અને કલેકટર પોતાની મેળે, અથવા જો પક્ષકારને અન્યાય થયો હોય તેની અરજી ઉપરથી અથવા વીલેજ બેન્ચ તેમના ચુકાદા માટે મોકલે તો વીલેજ બેન્ચની હકુમત ગેરવ્યાજબી ઠરાવે છે અથવા તેણે આપેલું હુકમનામું અથવા તેણે કરેલો હુકમ રદ કરે છે (કલમ ૮૭). આ સિવાય વીલેજ બેન્ચ જે હુકમનામું આપે અથવા હુકમ કરે તે છેવટના ગણાય છે અને તેના ઉપર અપીલ અથવા તેની ફરી તપાસ થઇ શકતી નથી (કલમ ૭૯).

નવું બીલ નીચે પ્રમાણે મુખ્ય ફેરફાર કરવા માંગે છે :–પહેલાં તો જ્યાં જ્યાં પંચાયત સ્થાપવામાં આવે ત્યાં ત્યાં ન્યાય આપવા માટે વીલેજ બેન્ચ સ્થાપવી. સરકાર કોઇ પણ પંચાયતને આ સત્તાથી અલગ રાખી શકશે નહિ અને આ પ્રમાણે હોવું પણ જોઇએ. મધ્ય પ્રાન્તના ગ્રામ પંચાયતના કાયદામાં શરૂઆતમાં દરેક પંચાયતને ન્યાયદાનની સત્તા આપવામા આવી ન હતી; પણ સન ૧૯૨૮ થી દરેક પંચાયતને આ સત્તા આપવામાં આવી છે. નવા બીલ પ્રમાણે દરેક પંચાયતમાં બેન્ચના એકસરખી રીતે ૫ સભ્યો રાખવામાં આવ્યા છે અને હાલના કાયદા પ્રમાણે ૫ થી ૭ સભ્યો જેવી છૂટ રાખવામાં આવી નથી. પંચાયત પોતાના સભ્યોમાંથી આ પાંચ સભ્યોની ચુંટણી કરશે. "બેન્ચ આ કાયદા મુજબની જે ન્યાયદાનની સત્તા તેને આપવામાં આવે તે બધી અથવા તેમાંની અમુક સત્તાનો ઉપયોગ કરી શકે એવી ઇલાકા સરકાર સૂચના આપશે (પેટા–કલમ ૧૨). પરંતુ આવું સૂચન કરતાં પહેલાં ઇલાકા સરકાર, જીલ્લા મેજીસ્ટ્રેટ અને જીલ્લા જડજની સલાહ લેશે. ઇલાકા સરકારે આ પ્રમાણેની સલાહ લેવીજ જોઇએ એવી કાયદાની કલમની અમે જરૂરીઆત જોઇ શકતા નથી.

ઇલાકા સરકાર વીલેજ બેન્ચને કાયદામાં જણાવેલી બધી સત્તા આપી દેશે એમ નહિ પણ 'બધી અથવા તેમાંની અમુક' સત્તા આપશે, એ ધ્યાનમાં રાખવાની બાબત છે; એટલે ઇલાકા સરકારને ચુંટાયલા સભ્યોની પંચાયતમાંથી બનેલી બેન્ચની શક્તિ અને કુશળતા નક્કી કરવાનો અને ધીમે ધીમે ન્યાયદાનની સત્તા આપવાનો હક રહેશે.

વીલેજ બેન્ચના પ્રમુખની નીમણુંક (પેટા કલમ ૩૭ બ) હાલના કાયદા મુજબ (કલમ ૩૭) બેન્ચના સભ્યોમાંથી કલેકટર કરશે. અમને આશા છે કે સરકાર આ ઉપર ફરી વિચાર ચલાવી નીમણુંકની સત્તા જતી કરશે. મદ્રાસની ગ્રામ અદાલતોની કલમ ૯ મુજબ બેન્ચ પોતાના પ્રમુખની ચુંટણી કરે છે. આપણે પ્રમુખની નીમણુંક કરવા કરતાં આ દાખલો અનુસરવા યોગ્ય છે.

જો પંચાયત બેન્ચની ચુંટણી નહિ કરે તો તેની નીમણુંક કરવી કે કેમ એ પ્રશ્ન વિચારવા યોગ્ય છે કેમકે આવા દાખલા બનવા સંભવ છે.

હવે વીલેજ બેન્ચની રચના માટે સન ૧૯૩૩ ના કાયદાને અનુસરવાની જરૂર નથી. નીમણુંકની પદ્ધતિ દાખલ કરવા માટે કલમ ૩૭ મુજબ પંચાયતની બેન્ચ નક્કી કરવામાં

આવી હોય એમ લાગે છે. હવે બેન્ચ સદંતર ચુંટાએલા સભ્યોની બનશે અને અમને આશા છે ત્યાં સુધી સરકાર તેના પ્રમુખની નીમણૂકની સત્તા હસ્તક રાખવા માટે આગ્રહ રાખશે નહિ, એટલે હવે આપણે જુદી બેન્ચ માટેના નિયમો કાઢી નાંખી પંચાયતનેજ ન્યાયદાનની સત્તા આપી શકીએ. પંજાબ ગ્રામ પંચાયતના કાયદામાં આ ગુણો સફળતાપૂર્વક અજમાવવામાં આવ્યો છે (જુઓ કલમો ૨૨ અને ૯૦).

જો ગ્રામ પંચાયત અને વીલેજ બેન્ચ વચ્ચેનો ભેદભાવ કાઢી નાંખવામાં આવે તો હમને આશા છે કે પંચાયતો વધારે સરળતાથી કામ કરી શકે. એમાંથી કોણ વધારે શ્રેષ્ઠ એ વિચારથી બન્નેમાં ઈર્ષ્યા ઉત્પન્ન થાય છે અને વીલેજ બેન્ચનો પ્રમુખ સરકારનિયુક્ત હોવાથી વધારે ખરાબ સ્થિતિ ઉત્પન્ન થાય છે. આ વિભાગમાંના વહીવટને લીધે ઉપસ્થિત થતી કારોબારી અગવડતામાં વધારો કરનાર પ્રશ્ન સેક્રેટરીનો છે. તેણે ત્રણ ચાર જણાના મન સાચવવાના છે. પહેલાં તો બીલ મુજબ તે સરકારી નોકર ગણાશે. વળી જીલ્લા લોકલ બોર્ડ પણ તેના કામકાજ ઉપર અંકુશ અને દેખરેખ રાખશે. તેના રોજના કાર્ય માટે તેને સરપંચના હુકમ માનવાના હશે. બેન્ચનો પ્રમુખ તેની પાસે પોતાના તથા બેન્ચના કારકુન તરીકેનું કામ માંગશે. આ બધું કામકાજ એકબીજાથી જુદી જુદી દિશાનું થશે. જ્યારે પંચાયતોને ન્યાયદાનની સત્તા આપવામાં નહોતી આવી તે વખતનો આપણો મધ્ય પ્રાંતનો અનુભવ આવા વિભાગો માટે સંશય ઉત્પન્ન કરે એવો છે. ચાલુ કાયદા મુજબની (સત્તા સરપંચ જેનો સભ્ય ન હતો એવી) વીલેજ બેન્ચને ન્યાયદાનની સત્તા આપવાના પરિણામનો દાખલો આપણા ઇલાકામાં પણ જોવામાં આવ્યો છે. પંજાબનું સરળ કામકાજ વીલેજ બેન્ચ અલગ નહિ રાખતાં પંચાયતને ન્યાયદાનની સત્તા આપવામાં ધારાસભાએ જે સદ્બુધ્ધિ વાપરી છે તેને આભારી છે. અમને આશા છે કે સરકાર આ વિષય ઉપરના હમારા સૂચનો ધ્યાનમાં રાખી તે ઉપર ફરી વિચાર કરશે.

સરકાર બીલની રૂએ કેટલીક વધારાની સત્તા પણ હસ્તક કરવા માંગે છે. વીલેજ બેન્ચને સોંપવાના અને તેને ફરવાના "કામકાજની રીત" (practice) સંબંધીના નિયમો તૈયાર કરવા માટે પણ સરકાર સત્તા લેવા માંગે છે. "કામકાજની રીત" એ શબ્દોનો અર્થ સમજવો મુશ્કેલ છે કેમકે વકીલ વિગેરે કોઇ પણ વીલેજ બેન્ચ આગળ હાજર રહી શકે એમ નથી; તો શું પક્ષકારોના મિત્રો વિગેરે જે હાજર રહી શકે તેમની રીતિ સંબંધીના તે નિયમો હશે? વીલેજ બેન્ચને બેસવાના સ્થળ અને સમય અને બેન્ચના સભ્યો વચ્ચેના અભિપ્રાયમાં જે મતભેદ પડે તે પણ સરકાર નક્કી કરશે.

બીલની પેટા કલમ ૨૨ (૩૭ ક)ની રૂએ સરકાર જે વધારે સખત સત્તા લેવા માંગે છે તે બેન્ચમાં ચુંટાયલા સભ્યની ગેરવર્તણુક, બીનકુશળતા વિગેરે સંબંધી તપાસ કરવાની અને તપાસ દરમ્યાન તેને સભ્ય તરીકે દૂર કરવાની છે.

આ ઘણી કડક સત્તા ગણાય. આ સત્તા હસ્તક કરવામાં અને સખત સલામતીઓ રાખવાની સરકારને એટલા પુરતી જરૂરીઆત લાગી હશે કે તેથી ધારાસભામાં પ્રતિપક્ષી-

ઓને એમ બતાવી શકાય કે હવે ન્યાયદાનની સત્તાનો દુરૂપયોગ થઇ શકે એમ નથી. જો સરકારના મનમાં એવી ધાસ્તી હોય તો સન ૧૯૩૩ નો કાયદો પસાર થતી વખતે ધારાસભામાં જે વાદવિવાદો થયા હતા તે ઉપરથી તે આસ્થાને પણ નહિ મનાય. કદાચ આ વિશેષ સત્તા હસ્તક રાખવામાં સરકારનો હેતુ એવો પણ હોય કે આ સંસ્થાઓ ન્યાયદાનનું કામ સારી રીતે કરી શકશે કે કેમ તે વિષે સરકારને સંશય રહેતો હોય. ગમે તેમ હોય પણ એક વાત તો નક્કી છે કે પ્રતિપક્ષીઓની ટીકા અને સરકારના મનનો સંશય ચુંટાએલી સંસ્થાઓને ન્યાયદાન સોંપવામાં જે વાંધા કલ્પી શકાય તેને આભારી છે. ચુંટાએલી સંસ્થાઓ આ કામ યોગ્ય રીતે કરશે કે કેમ તે અનુભવ ઉપરથી કહી શકાય એમ નથી કેમકે આપણા પ્રાંતમાં બે ત્રણ અપવાદો સિવાય પંચાયતોને આ કામ અત્યાર સુધી સોંપાયું નથી અને સદરહુ અપવાદરૂપ પંચાયતો કોઇપણ જાતના ચોક્કસ અનુભવ ઉપર આપણને દોરી જતી નથી. આ વિષયમાં તો બીજા પ્રાંતોના અનુભવો સારી દોરવણી આપી શકે એમ છે. પંચાયતો આ સત્તાનો કેવો ઉપયોગ કરશે એનો તુલનાત્મક વિચાર કરવા માટે પુરાવો શોધતાં પંચાયતોને આ સત્તા આપવાની તરફેણમાં ઘણું મળી આવશે. જે પ્રાંતોમાં આ સત્તા આપવામાં આવી છે તેના રિપોર્ટ પણ આજ લક્ષ તરફ દોરે છે. જુદા જુદા પ્રાંતોના કાયદાઓ જોતાં જણાશે કે જે સલામતીઓ આપણા પ્રાંતમાં રાખવામાં આવી છે તે કોઇપણ પ્રાંતની ગ્રામ પંચાયતોના ન્યાયદાનના વહીવટની યોજનામાં રાખવામાં આવી નથી.

## બેન્ચ સમક્ષના કેસોમાં વકીલો, એડવોકેટો વિગેરેના હાજર રહેવા વિષે

સન ૧૯૩૩ ના કાયદાની કલમ ૬૮–જે એમ જણાવે છે કે વીલેજ બેન્ચ સમક્ષ ચાલતા કેસોમાં વકીલ, એડવોકેટ વિગેરે કોઇ પણ પક્ષ તરફથી હાજર રહી શકશે નહિ. તે નવા બીલમાં ચાલુ રાખવામાં આવ્યું છે એ આનંદની વાત છે. છતાં બીલની પેટા કલમ ૩૦ વીલેજ બેન્ચે ચલાવેલું કોઇ કામ, અથવા તેણે આપેલું કોઇ હુકમનામું અગર હુકમ રદ કરવા જ્યારે ડીસ્ટ્રીક્ટ જડજ અગર ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ આગળ કામ ચાલે તેમાં તેમને ઉભા રહેવાની છુટ આપે છે. અલબત કેટલાક કામોમાં આ જરૂરી છે કેમકે ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ કે જડજ ગામથી દૂર હોય અને વકીલને હાજર રહેવા દેવામાં નહિ આવે તો ઘણું અગવડકર્તા થઇ પડે.

## અપીલ

સન ૧૯૩૩ ના કાયદાની કલમ ૭૯ જણાવે છે કે વીલેજ બેન્ચના કોઇ પણ હુકમ અગર હુકમનામા સામે અપીલ થઇ શકશે નહિ, પરંતુ દિવાની દાવાઓમાં ડીસ્ટ્રીક્ટ જડજને અને ફોજદારી કામોમાં કલેક્ટરને પોતાની મેળે, અથવા અન્યાય થએલા પક્ષકારની મરજી ઉપરથી અથવા બેન્ચ રજુ કરે તો વીલેજ બેન્ચે ચલાવેલું કામ અથવા તેણે આપેલા હુકમ અથવા હુકમનામા રદ કરવાની સત્તા આપવામાં આવી છે. અમને આ સત્તા ખાસ યોગ્ય લાગે છે. વીલેજ બેન્ચની હકુમતનો મુદ્દો એ છે કે તેથી નાના નાના દાવાઓ અને કામો એક દીનના ઝડપી ન્યાયથી જલદી પતી જાય અને તેમાં પુરાવાના કાયદાની બારીકતા,

દિવાની અને ફોજદારી કામોના કાયદાની ઝીણવટ અને વકીલોની આંટીઘુંટીથી ભોળા ગ્રામ લોકોના ઇન્સાફમાં નકામી અગવડતા ઉભી થાય નહિ. ગામડાઓમાં તો જે લોકોને ન્યાય કરવાની સત્તા અપાઇ હોય તેમણે તેમને પોતાને જેમ ન્યાયી લાગે તે મુજબજ ઇન્સાફ કરવાનો છે. આ ગ્રામ્યજનો જો તેઓના કામોમાં વકીલો અને કાયદાની આંટીઘુંટીની ડખલ નહિ થાય તો આપણી આધુનિક કાયદાની કોર્ટો કરતાં પણ વધારે સંતોષકારક ન્યાય આપી શકે એમ છે. જ્યારે આટલી બધી સલામતીઓ અને તેમના કામ અને ઇન્સાફને રદ કરવાની પણ સત્તા અપાઇ છે તો અપીલનો હક આપવાથી તો ઉલટો આ બેન્ચોને ન્યાયદાનની સત્તા આપવાનો હેતુજ નકામો જશે. એથી તો જે જે લોકોને સગવડ હશે તે જરૂર અપીલ કરી વીલેજ બેન્ચના નિર્ણયનો સામનો કરવા તૈયાર થશે. જ્યાં પક્ષકાર અપીલ કરી શકે એમ હોય ત્યાં સસ્તો અને ઝડપી ન્યાય આપવાનો ઉદ્દેશજ નકામો થઇ પડે. પૈસા ખરચી શકે એવા માણસને અપીલની ધમકી ઉપર ઝુઝવા દેવા જોઇએ નહિ. અમારો અભિપ્રાય તો એવો છે કે અપીલનો હક રાખવોજ નહિ. કેમકે છેવટે દાવામાં બહુ નજીવી રકમની વિસાત રહેલી હોય છે. ફોજદારી કામમાં ગુન્હેગાર ઠરે તો પણ તે "પ્રથમ ગુન્હા" તરીકે ગણાતો નથી. કાયદા મુજબ બહુ નાની રકમનો દંડજ કરવામાં આવે છે. આ બધું ધ્યાનમાં લેતાં અમો સરકારને અપીલનો હક નહિ આપવા માટે અરજ કરીએ છીએ.

આપણી મધ્ય યુગની પંચાયતો જેને ન્યાયની સત્તા હતી તેના વિનાશના કારણો તપાસીશું તો તેમાંનું એક કારણ બ્રીટીશ અદાલતોએ તેમની સદંતર હકુમત છીનવી લઇ તેમને અપકીર્તિમાં લાવી મૂકી એ પણ માલમ પડશે. ગ્રામ્ય જનતાને એમ લાગવું જોઇએ કે તેમની બેન્ચો સત્તાવાળી છે. બેન્ચને પણ એમ લાગવું જોઇએ કે તેણે એક જાતની જવાબદારી અદા કરવાની છે અને સ્વમાન જાળવવાનું છે; તેમ તેણે આપેલો ન્યાય હંમેશાં ઉલટાવી નાંખવામાં આવતો નથી અને કાયદાની આંટીઘુંટી સંબંધી તેનું અજ્ઞાન હસી કાઢવામાં આવતું નથી. અમને આશા છે કે સરકાર આ વિષય ઉપર ગંભીરતાથી વિચાર કરી જોશે.

મધ્ય પ્રાંતના ગ્રામ પંચાયતના કાયદાની કલમ ૫૩ જેને નમુના તરીકે લઇ આપણા કાયદાની કલમ ૭૯ રચાઇ હતી તે ત્યાં વર્ષોથી અમલમાં છે. મધ્ય પ્રાંતોમાં પંચાયતો ન્યાયદાનનું કામ ઘણા વર્ષોથી કરે છે, છતાં કલમ ૫૩ પાછી ખેંચી લેવાની જરૂરીઆત ત્યાં જણાઇ નથી. તો શું આપણે ત્યાં જ્યારે હજી આપણે ન્યાયદાનના કામની શરૂઆત પણ કરી નથી એટલામાં કલમ ૭૯ રદ કરવાનું કાંઇ ખાસ કારણ છે? અમોએ મધ્ય પ્રાંતની પંચાયતોના કામકાજના ઘણા વર્ષોના અહેવાલ વાંચ્યા છે, પરંતુ કોઇ પણ જગ્યાએ કલમ ૫૩ રદ કરવાનું સૂચન હમારા વાંચવામાં આવ્યું નથી.

મદ્રાસ ગ્રામ અદાલતના કાયદાએ એક મધ્ય માર્ગ રાખ્યો છે. તે કાયદાની કલમ ૭૬ (૮) આ પ્રમાણે છે:—આ કલમ (સદરહુ કલમ અદાલતોની સદંતર ફોજદારી હકુમત સંબંધી છે) હેઠળ પંચાયતની અદાલત જે સજા અથવા હુકમ કરે તે વિરૂદ્ધ અપીલ થઇ

શકશે નહિ, પણ ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ અથવા સબ–ડીવીઝનલ મેજીસ્ટ્રેટ જો તેને એમ લાગે છે કે કોર્ટે પક્ષપાત કર્યો છે અથવા કાંઇ ગેરવર્તણુક બતાવી છે અથવા તદ્દન ઉલટો ન્યાય આપવામાં આવ્યો છે તો તેઓ આ કારણો અનુસાર કોર્ટીએ કરેલી સજા રદ કરી શકે.

પંજાબ જ્યાં પંચાયતો બીજા સ્થળો કરતાં ન્યાયદાનનું વધારે કામ કરે છે અને જ્યાં બીજા સ્થળો કરતાં આ વિષયમાં કાંઇ વિશેષ સાક્ષરતા માલમ પડતી નથી ત્યાં પણ પંચાયતે કરેલી સજા અથવા તેણે આપેલા હુકમનામામાં કરેલા હુકમો સામુ અપીલ અથવા ફરી તપાસની સત્તા આપવામાં આવી નથી. (પંજાબ ગ્રામ પંચાયતના કાયદાની કલમ ૩૧).

## પંચાયતનું નાણા પ્રકરણ

### ઘર તથા જમીન ઉપરનો ફરજીઆત કર

બીલની પેટા કલમ ૩૯ થી હાલના કાયદામાં મુખ્ય ફેરફાર સુચવવામાં આવ્યો છે. સન ૧૯૩૩ ના કાયદાની કલમ ૮૯ મુજબ પંચાયને તેમાં દર્શાવેલા કરોમાંનો ગમે તે એક નાંખવો જોઇએ. 'ઘર અને જમીનના માલીક અથવા તેના ધારણ કરનાર ઉપરનો કર' એ ત્યાં જણાવેલા કરોમાંનો એક કર છે. પંચાયતે ત્યાં દર્શાવેલા કરોમાંથી પોતાની મરજી પડે તે કર નાંખવાનો હોવાથી ઘર અથવા જમીનવેરો (પંચાયતની જથુક આવકનું મુખ્ય સાધન હોવા છતાં) પંચાયત તેના ઉપરનો કર નહિ નાખવાને મુખત્યાર છે.

મીલ્કત વેરો ગ્રામ્ય જનતાને ઘણો નાપસંદ હોય છે. તેઓને આ વેરા સામે સખ્ત વાંધો હોય છે. ખરું જોતાં પંચાયતોની સ્થાપના સામે જે વિરોધ જોવામાં આવે છે તેનું મુખ્ય કારણ આજ છે; છતાં તેમનો ગમે તેવો વિરોધ હોય તો પણ જો કાંઇ પણ જાથુકની આવક જોઇતી હોય તો આ એકજ વેરામાંથી તે આવી શકે એમ છે, એટલે આ વેરો નાંખવામાં આવે તે સામે બે મત હોઇ શકેજ નહિ. ખાસ વિચારવાનું તો એજ છે કે આ વેરા સામે જે સામાન્ય તિરસ્કાર બતાવવામાં આવે છે તે કેમ દૂર થાય? હાલના કાયદામાં જે મરજીઆત એક વેરો રાખવામાં આવ્યો છે તેમાં ઘણી પંચાયતોએ આ વેરો નાંખ્યો છે. હવે સરકાર સમક્ષ જે પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે એ છે કે આ વેરો જે મરજીઆત છે તે ફરજીઆત કરી શકાય કે કેમ. સઘળે પંચાયત અસ્તિત્વમાં આવે એમ સરકાર ઇચ્છે છે, એટલે તેના નિભાવ માટે ગામપર કર નાંખીને તેમની નાણા સ્થિતિ સંગીન થવી જોઇએ. આમ હોવાથી સરકાર આ કર ફરજીઆત કરે એ અમને યોગ્ય લાગે છે. ભૂતકાળમાં આ પ્રશ્ન ઉપર ઘણો ઉહાપોહ થયો છે એ અમારી જાણમાં છે; છતાં અમારે કહેવું પડશે કે આ દિશામાં સરકારનું વલણ યોગ્ય લાગે છે.

આ અણગમતો વેરો રોકડ રકમ, અનાજ અથવા મહેનત મજુરીથી આપવાની બીલની પેટા કલમ ૩૯ થી જે છૂટ મુકવામાં આવી છે તેથી ઘર અથવા જમીનના માલીકને રોકડ રકમ આપતાં જે મુશ્કેલી પડે તે ઘણી ઓછી થઇ જાય એમ છે. માઇસોર રાજ્યમાં

તેમના ખર્ચના અંદાજના ઓછામાં ઓછો ૩/૪ ભાગ અને પાંચ વર્ષ પછી ઓછામાં ઓછો ૧/૨ ભાગ ગ્રામ ફંડના ફાળા તરીકે આપશે."

હિંદના એક અગ્ર ગણાતા દેશી રાજ્યે રાજ્યમાં પંચાયતના વિકાસ માટે આ રીત ગ્રહણ કરી છે.

### પંચાયતનો ખર્ચ

બીજની પેટા કલમ ૧૮ હાલના કાયદાની કલમ ૩૦ મુજબ પંચાયતને ખર્ચ કરવાની જે સત્તા છે તેમાં આ પ્રમાણે વધારો કરે છે–'પંચાયત કલેક્ટરની પ્રથમ મંજુરી મેળવી, કોઈ પણ જાહેર સ્વાગત, જાહેર ફીસ્ટા, આનંદદાયક પ્રવૃત્તિ અથવા પ્રદર્શન માટે ખર્ચ કરી શકાશે, પરંતુ એવી એક પ્રવૃત્તિ પાછળ રૂપીઆ પાંચથી વધારે ખર્ચ કરી શકે નહિ.

આ વધારાની સત્તા ખરેખર આવકારદાયક છે, પરંતુ ફક્ત પાંચ રૂપીઆના ખર્ચ માટે કલેક્ટરની પ્રથમ મંજુરીની જરૂરીઆત અમને યોગ્ય લાગતી નથી. હાલના કાયદાની મૂળ કલમ ૨૬ જેમાં આ પેટા કલમ ૧૮ નો વધારો કરવામાં આવ્યો છે તે 'પ્રથમ જીલ્લા લોકલ બોર્ડની મંજુરી મેળવી' ખર્ચ કરવાની પંચાયતને વિશાળ સત્તા આપે છે; તો જીલ્લા લોકલ બોર્ડના હાથમાં આ નાની શી સત્તા રાખવામાં શું ખોટું છે? કલેક્ટરની મંજુરીની આમાં શી જરૂર છે તે અમો સમજી શકતા નથી. અમે તો એથી પણ આગળ વધીને કહીએ છીએ કે આવા નજીવા ખર્ચ માટે કોઈની પણ મંજુરી લેવાની જરૂર નથી. બહુ બહુ તો આવા ખર્ચ માટે અમુક વાર્ષિક રકમની હદ બાંધવી. (દાખલા તરીકે ૨૦ રૂપીઆ). શું પંચાયતોનો એટલો પણ વિશ્વાસ આપણે નહિ કરી શકીએ?

### અંકુશ

આપણા ઇલાકાની પંચાયતોના વિકાસનો તાજેતરનો ઇતિહાસ તપાસતાં એક દુઃખદ વાત એ માલમ પડે છે કે આ પ્રાથમિક સંસ્થા ઉપર મધ્યસ્થ સત્તા તરફથી વધારે ને વધારે અંકુશ લાદવામાં આવતો જાય છે. ઇતિહાસકારો જણાવે છે કે બ્રીટીશ શાસન પહેલાના હિંદમાં પંચાયતો સ્વાયત્ત સત્તા ભોગવતી હતી. તેઓને અમુક કાર્ય તેમની સત્તા બહારનું (ultra vires) છે તેનો તો ખ્યાલ પણ ન હતો. ગામનો નોકર તે તેમનો નોકર અને ગામકાર્ય તે તેમના જ કાર્ય એવી માન્યતા હતી. અંકુશ જેવું તો કાંઈ હતું જ નહિ. કાયદાનુસાર ગણાતી આપણા ઇલાકાની હાલની પંચાયતો જુની પંચાયતોના ફરી સર્જનની ઇચ્છાનું પરિણામ છે.

સન ૧૯૨૦ નો કાયદો આ દિશામાં પ્રથમ પ્રયાસ હતો. તે કાયદામાં જે અંકુશનું તત્વ હતું તે બીજી સ્થાનિક સંસ્થાઓમાંના અંકુશ તત્વ કરતાં નિરાળું હતું. તેમના ઉપર સરકારી અધિકારીઓનો અંકુશ હતો, જ્યારે પંચાયતના કાયદામાં આ અંકુશ ચુંટાએલા બીનઅધિકારીના હાથમાં મુકવામાં આવ્યો હતો. પંચાયતોને કલેક્ટર અથવા તેના હાથ નીચેના અધિકારીઓની દેખરેખમાં નહિ, પરંતુ જીલ્લા લોકલ બોર્ડોની દેખરેખમાં મુક-

વામાં આવી હતી. આ સ્થાનિક સંસ્થાઓના ઇતિહાસમાં બીનઅધિકારીઓના અંકુશનું પ્રથમ પગથું હતું. સન ૧૯૩૩ માં જ્યારે હાલનો ગ્રામ પંચાયતનો કાયદો પસાર થયો ત્યારે દ્વિવિભાગી અંકુશ અસ્તિત્વમાં આવ્યો, એટલે કેટલીક કલમોમાં કલેક્ટર અને જીલ્લા લોકલ બોર્ડને સમાન સત્તા આપવામાં આવી. હાલનું બીલ એથી પણ આગળ જઇ સન ૧૯૩૩ ના કાયદા કરતાં પણ વધારે અંકુશ કલેક્ટરને આપે છે. દાખલા તરીકે પેટા કલમ ૪૩ થી પંચાયતની સ્થાવર મિલ્કત અને તેના કાર્યોની નોંધ લેવાની અને તપાસ કરવાની સત્તા કલેક્ટર અથવા તેણે પરવાનગી આપેલા બીજા સરકારી અધિકારીને આપવામાં આવી છે. પેટા કલમ ૪૪ જે ફરજ પંચાયત અદા નહિ કરી શકે તે પૂરી કરવાની સત્તા જીલ્લા લોકલ બોર્ડ અને કલેક્ટરને એક સરખી આપે છે. પેટા કલમ ૪૫ હજી વધારે આગળ જાય છે. હાલના કાયદા મુજબ પંચાયત જો તેની સત્તાનો દુરુપયોગ કરે અથવા મળેલી સત્તાની આગળ જઇ કામ કરે અથવા કાયદામાં અથવા બીજા કોઇ કાયદામાં દર્શાવેલી ફરજ અદા કરવામાં વખતો વખત બેદરકારીપણું બતાવે તો તેને દૂર કરી શકાય. (કલમ ૧૦૨) કોઇને એમ થશે કે આ કલમ સ્થાનિક સંસ્થાઓને લગતા બીજા કાયદાઓને મળતી છે અને તેમાં પંચાયતને દૂર કરવા માટે જોઇતા બધા કારણોનો સમાવેશ થઇ જાય છે. છતાં પેટા કલમ ૪૫ થી આમાં એક વધારે કારણનો ઉમેરો કરવામાં આવ્યો છે તે એ કે કલમ ૯૯ મુજબ તેના હુકમની બજાવણી અટકાવતા કલેક્ટર અથવા કમીશ્નરના હુકમોનો વખતો વખત અનાદર કરવામાં આવે તો પણ પંચાયત દૂર કરવી.

પેટા-કલમ ૪૪ અને ૪૯ થી વધારે સત્તા હસ્તક કરવામાં આવી છે.

પેટા-કલમ ૪૪ થી જે ફરજ પંચાયત અદા કરી શકે નહિ તે કરવાને બીજા સખ્શની નીમણુંક કરવા માટે જીલ્લા લોકલ બોર્ડ સાથે કલેક્ટરને સત્તા આપવામાં આવી છે. કલમ ૪૯ થી સરકાર ન્યાય વિષયક સિવાયના કોઇપણ કામકાજનો અહેવાલ માંગી અને તપાસી શકે છે.

## ઉપસંહાર

હમોએ ઉપર મુજબ બીલના મુખ્ય મુદ્દાઓનું પરીક્ષણ કરવાનો પ્રયાસ કર્યો છે. હવે તેનો ઉપસંહાર કરીશું. જે ગામોમાં ૨૦૦૦ માણસોની વસ્તી હોય ત્યાં ફરજીઆત પંચાયતો સ્થાપવાની નીતિને હમો આવકાર આપીએ છીએ છતાં વસ્તીનું ધોરણ ઓછું એટલે ૧૦૦૦ નું કરી વધારે પંચાયતો સ્થપાય એમ અમો ઇચ્છીએ છીએ. આ નીતિથી ઇલાકામાં એક પ્રકારની નવી જાગૃતિ આવશે; ગામમાં કાયદા મુજબ સ્થપાએલી પોતાની સંસ્થાથી જ સુધારા થઇ શકશે અને લોકોને રાજકીય કેળવણી મળી શકશે. બીજી ઇલાકા સરકારો પણ આવા પગલા માટે પ્રયાસ કરી રહી છે, એટલે આપણી નીતિ મુજબના કામકાજ તરફ તેઓનું ધ્યાન ખેંચાશે. આપણે તેઓને સારી દોરવણી આપવી જોઇએ. આપણે પંચાયતોમાં સરકારી નીમણુંકોનો અભિશાપ દૂર કર્યો છે એ યોગ્ય જ કર્યું છે. આ આપણા ઉપર એક જાતનું કલંક હતું. આ દોરવણી આપવામાં આપણે નીચેના વિષયો સંબંધી કાળજી રાખવી જોઇતી હતીઃ—

(૧) હાલના કાયદામાં લઘુમતિ કોમોના પ્રતિનિધિત્વના જે નિયમો છે તેને બદલે નવા બીલમાં જે કોમી પ્રતિનિધિત્વના નિયમો મૂકાયા છે, તેમ નહિ કરતાં મૂળ નિયમોને જેમના તેમ રાખવા જોઇતા હતા.

(૨) ગામમાંથી જે રકમ જમીન મહેસુલ તરીકે મળે તેનો અમુક ચોકકસ ભાગ ગ્રામ લોકોને પાછો મળે એવી બીલમાં વ્યવસ્થા રાખવી જોઇતી હતી. અસલ પંચાયતો જમીન મહેસુલ એકઠી કરતી અને રાજ્યને અમુક ઠરાવેલ હિસ્સો આપી ગામના ઉપયોગ માટે બાકીની રકમ રાખતી. જો આપણે આ સ્થિતિ ઉપર નહિ જઇ શકીએ તો ગામને અમુક રકમ પાછી આપવાની નીતિ તો ગ્રહણ કરવીજ જોઇએ. જીલ્લા લોકલ બોર્ડ ૧/૫ સેસ તરીકે જે રકમ આપે છે તે પુરતી નથી. જો આ સુચના સ્વીકારી શકાય એમ નહિ હોય તો પંચાયત જે રકમ એકઠી કરે તેના પ્રમાણમાં કાંઇક અધિક મદદ તો પંચાયતોને આપવીજ જોઇએ.

(૩) આ પંચાયતોની કાર્યદિશા આપણે વધારવી જોઇતી હતી. ન્યાયદાનની સત્તા તેમને સોંપવાનો વખત ક્યારનોય આવી લાગ્યો હતો. આમાં બીજી સરકારોએ આપણને દોરવણી આપી છે. આપણે તેમને પહોંચી વળી અને તેમની આગળ જઇ થોડાક અપવાદ રાખી પંચાયતોને ગામના બધા કામકાજ સંભાળી લેવાની સામાન્ય સત્તા આપી તેમને સ્થાનિક વહીવટના આદર્શરૂપ બનાવવી જોઇએ. આ માટે મદ્રાસનો કાયદો, બંગાળનો ચોકીદાર કાયદો અને બરમાનો ગ્રામ શાસનનો કાયદો મદદગાર થઇ પડે એમ છે. દારૂનિષેધની અમલમાં ગ્રામ પંચાયતો તરફથી સારી મદદ મળી શકે એમ છે.

(૪) આ સંસ્થાઓની સ્વાયત સત્તા જેમની તેમજ રાખવી જોઇતી હતી. પંચાયતનો સેક્રેટરી સરકારી અને ખસેડી નહિ શકાય એવો નોકર થશે એવા નિયમથી તેમની સ્વાયત્ત સત્તા સાચવવામાં આપણે નિષ્ફળ ગયા છીએ. અત્યાર સુધીમાં કોઇ પણ સરકારે આવું પગલું ભર્યું નથી અને તેઓને મુંબાઇનો ચેપ નહિ લાગે એ આપણે જોવાનું છે. કોઇ પણ ભોગે ધારાસભાએ આ નવીન નિયમનો સ્વીકાર કરી લેવો જોઇએ નહિ. એકહથ્થુ સત્તા કરવાથી કુશળતા આવે છે એ એક જાતની ભ્રમણા છે; એવી કુશળતા મિથ્યા અને અલ્પજીવી થશે. સ્વરાજ્યની કળામાં કેળવાઇ લોકોમાં જે કુશળતા આવે તેજ નિત્યની હોઇ શકે. આવી સ્થાયી કુશળતા આવે એજ રાજનીતિનું ધ્યેય હોઇ શકે. આ શિખરે પહોંચવાનો રાજમાર્ગ એકજ છે અને તે એ કે લોકો ઉપર વિશ્વાસ મૂકી તેમને ભૂલ કરીને પણ શીખવાની તક આપવી. તેમને ફાવે તેમ દોરવાથી તો તેઓ ઉલટી દિશામાં જશે. હિંદનો પ્રાચીન ઇતિહાસ આગલા પ્રકારની અને રોમન ઇતિહાસ બીજા પ્રકારની નીતિના દાખલા પુરા પાડે છે. આ બેમાંથી આપણે સાચી પસંદગી કરવી જોઇએ.

(૫) બીલમાં પંચાયતો અને તેમને દોરનાર જીલ્લા લોકલ બોર્ડોનો અવિશ્વાસ દર્શાવવો જોઇતો ન હતો. સદ્‌ભાગ્યે આપણી જીલ્લા લોકલ બોર્ડો પંચાયત માટે ઘુણા બતાવતી નથી; ઉલટું તેઓ તેમના વિકાસ માટે સતત્ પ્રયાસ કરે છે. બીજા સ્થળો કરતાં

અહિં જે આ લાભ આપણને મળે છે તેનો લાભ લઇ સરકારી અમલદારોનો અંકુશ ઓછો કરી તેને સદંતર જીલ્લા લોકલ બોર્ડને સોંપવાનો હતો. બીજા ઇલાકાઓમાં સ્થિતિ ઓછી અનુકૂળ હોવા છતાં તેઓએ આ નીતિ ગ્રહણ કરી છે. આપણે પંચાયતોની સ્વતંત્રતા ગુંગળાવી નાંખી સરકારી અંકુશનો વધારો કર્યો છે અને આશ્ચર્યચકિત કરી નાંખે એવી રીતનો દ્વિભાગી અંકુશ મૂકયો છે. આ વધારાની સત્તાની શી જરૂર હતી તે અમો સમજી શકતા નથી.

આ વધારાના બંધનો ઉપર વધારે ટીકા કરવાની અમારી ઇચ્છા નથી. હમને લાગે છે કે હાલમાં જે અંકુશ છે તેજ બસ છે. અમારી કદાચ ભુલ હોય, પણ જીલ્લા લોકલ બોર્ડો અને ગ્રામ પંચાયતો તરફ જે અવિશ્વાસ બતાવવામાં આવ્યો છે તેથી અમને ઘણો વિસ્મય ઉપજે છે. આ સંસ્થાઓને સ્વતંત્રતાના વિસ્તારમાં રમવા દઇ તેમનો વિકાસ થવા દેવો જોઇએ અને 'આ નહિ કરવું' 'તે નહિ કરવું' વિગેરેની કેદની દિવાલોમાં તેમને મુંઝાવી દેવી જોઇએ નહિ.

---

## તા. ૪ થી અને ૫ મી જુને મુંબાઇમાં મુંબાઇ ઇલાકાની સ્થાનિક સંસ્થાઓની મળેલી પરિષદ્‌માં પસાર થએલા ઠરાવો

૧ આ પરિષદ્ પંચાયતને ફરજીઆત સંસ્થા બનાવવાના સરકારના ઇરાદાને આવકાર આપે છે અને જે ગામમાં ૧૦૦૦ માણસની વસ્તી હોય ત્યાં પણ ફરજીઆત પંચાયત સ્થાપવામાં આવે એમ ઇચ્છે છે.

ઠરાવ રજુ કરનાર મી. ડી. હબલ્યુ. રાઉત
અનુમોદન આપનાર ,, આર. એન. રાજશ
,, ,, જે. એમ. ઠાકોર

સર્વાનુમતે પસાર

૨ આ પરિષદ્‌નો એવો અભિપ્રાય છે કે પંચાયતોનો વિસ્તાર નક્કી કરવા માટે એક અથવા વધારે ગામો અથવા તેમના ભાગોને જોડવાની સત્તા સરકારે પોતા હસ્તક રાખવી.

ઠરાવ રજુ કરનાર મી. જે. એમ. ઠાકોર
અનુમોદન આપનાર ,, એન. એલ. દલાલ

સર્વાનુમતે પસાર

૩ આ પરિષદ્‌નો એવો અભિપ્રાય છે કે જે ગામો પંચાયત રચવા માટે જોઇતાં ઓછામાં ઓછા સભ્યો ચુંટી શકે નહિ તો ત્યાં જોઇતી સંખ્યા પૂરવા માટે નીમણુંક કરવાની સત્તા કલેકટરને નહિ પણ જીલ્લા લોકલ બોર્ડને આપવી.

ઠરાવ રજુ કરનાર મી. એસ એસ. નાયક
અનુમોદન આપનાર ,, બી. કે. ભરૂચા
,, ,, એન. એસ. પાટીલ

સર્વાનુમતે પસાર

૪ આ પરિષદ્‌નો એવો અભિપ્રાય છે કે પંચાયતમાં લઘુમતિ કોમોના પ્રતિનિધિત્વનો નિયમ હાલના કાયદામાં છે તેમજ રાખવો; જેમાં ફક્ત એટલો ફેર કરવો કે હાલ કલેકટર નીમણુંક કરે છે તેને બદલે જીલ્લા લોકલ બોર્ડની ભલામણ મુજબ સરકાર નીમણુંક કરે.

ઠરાવ રજુ કરનાર મી. એસ. એસ. નાયક

અનુમોદન આપનાર ,, એસ. એ. જોશી

સર્વાનુમતે પસાર

૫ આ પરિષદ્ ઇચ્છે છે કે મદ્રાસ ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડ ઍક્ટની કલમ ૫૫ (૬) ની માફક રાજકીય ગુન્હેગારો પંચાયતના સભ્યો થવા માટે ગેરલાયક નથી એમ ચોખવટ કરવી.

ઠરાવ રજુ કરનાર મી એસ. એસ. નાયક

અનુમોદન આપનાર ,, એન. એલ. દલાલ

સર્વાનુમતે પસાર

૬ પંચાયતના સેક્રેટરીને સરકારી નોકર ગણવા સામે આ પરિષદ્‌નો સખ્ત વિરોધ છે. આ પગલું લોકશાસનની નીતિની અને ગામડાંઓને સ્વરાજ્ય માટે કેળવવાના ધ્યેયની વિરૂદ્ધ છે કારણ કે તેથી જીલ્લા લોકલ બોર્ડ, પંચાયત અને સેક્રેટરીને વારંવાર અથડામણ થવાનો સંભવ છે. હાલના કાયદામાં આ માટે જે નિયમો છે તેજ ચાલુ રાખવા જોઇએ. લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટીટ્યૂટે સરકાર અને જીલ્લા લોકલ બોર્ડના સહકારથી લોકોને સેક્રેટરીની પદવી માટે કેળવવા યોગ્ય પગલા લેવા.

ઠરાવ રજુ કરનાર મી. સી. ડી. બરફીવાળા

અનુમોદન આપનાર ,, ડી. ડબલ્યુ. રાઉત

સર્વાનુમતે પસાર

૭ આ પરિષદ્ ન્યાયદાનની સત્તા વધારવાના પગલાને સ્તુત્ય ગણે છે અને સરકારને અરજ કરે છે કે અદાલતના પ્રમુખની કલેકટર નીમણુંક કરે છે તેને બદલે પંચાયતને અદાલતના પ્રમુખની ચુંટણી કરી લેવા દેવી.

ઠરાવ રજુ કરનાર મી. એન. એમ. દલાલ

અનુમોદન આપનાર ,, લક્ષ્મણરાવ કદલે

સર્વાનુમતે પસાર

૮ (અ) આ પરિષદ્‌નો એવો અભિપ્રાય છે કે અદાલતના હુકમનામા અથવા હુકમ વિરૂદ્ધ અપીલનો હક રાખવો પરંતુ અપીલ અદાલતોએ ફક્ત કાયદાના પારિભાષિક કારણોને અંગે પંચાયતના નિર્ણયમાં દખલ નાંખવી નહિ (બ) જે પક્ષ જીતે તેને વકીલ ફી તરીકે પાંચથી વધારે રૂપીઆ મળવા જોઇએ નહિ.

ઠરાવ રજુ કરનાર મી. એન. વી. ભોન્ડે

અનુમોદન આપનાર ,, આર. એન. રાજગુરૂ

સર્વાનુમતે પસાર

૯ આ પરિષદ્ સરકારને અરજ કરે છે કે પંચાયતના વિસ્તારમાંથી જે જમીન મહેસુલ મળે તેનો અમુક ચોક્સ ભાગ પંચાયતને આપવાની નીતિ તેણે જાહેર કરવી. આ રકમ મહેસુલ તરીકે મળેલી રકમના ૧/૧૬ ભાગ કરતાં ઓછી હોવી જોઇએ નહિ. આ નિયમ પંચાયતના કાયદામાં દાખલ કરતો કાયદામાં ફેરફાર કરવો.

ઠરાવ રજુ કરનાર મી. ડી. ડબલ્યુ. રાઉત
અનુમોદન આપનાર ,, જી. કે. દેસાઇ

સર્વાનુમતે પસાર

૧૦ જીલ્લા લોકલ બોર્ડ ગ્રામ ફંડ તરીકે જે ફાળો આપે છે તે ગ્રામ પંચાયતના વિસ્તારમાંથી જમીન સેસ આવે તેનો ૧/૫ ભાગ છે તેને વધારીને ૧/૪ ભાગ જેટલો કરવો.

ઠરાવ રજુ કરનાર મી. એન. એલ. દલાલ
અનુમોદન આપનાર ,, બી. કે. ભરૂચા

સર્વાનુમતે પસાર

૧૧ બીલમાં જે મધ્યસ્થ અંકુશનો વધારો માલુમ પડે છે તેને આ પરિષદ્ ભયકારક ગણે છે અને લોકશાસનના હિત માટે તે સંબંધી ફરી વિચાર કરવા સરકારને અરજ કરે છે.

ઠરાવ રજુ કરનાર મી એસ. એસ. નાયક
અનુમોદન આપનાર ,, જી. કે. દેસાઇ

સર્વાનુમતે પસાર

# લોકલ બોર્ડ, ગ્રામ પંચાયત, મ્યુનિસિપલ બરો, ડીસ્ટ્રીકટ મ્યુનિસિપલ અને પ્રાથમિક કેળવણીના કાયદાની રૂએ થએલી નીમણુંકો અને ચુંટણીઓ

તા. ૧૭-૩-૩૮ થી તા. ૩૦-૬-૩૮ સુધી.

### મહેલાજ (ખેડા) ગ્રામ પંચાયત

મી. પીતાંબર દેવજી, મી. શંકરલાલ રણછોડદાસના મરણને લીધે તેમની ખાલી પડેલી જગ્યાએ માતર તાલુકાના મહેલાજ ગામની ગ્રામ પંચાયતના તેની હાલની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

### પાલેજ (ભરૂચ) ગ્રામ પંચાયત

નીચેના સભ્યો ભરૂચ તાલુકાના પાલેજ ગામની ગ્રામ પંચાયતના ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

(૧) મી. અમીરૂદ્દીન હુસેનુદ્દીન
(૨) ,, મોહમદઅલી હૈદરઅલી
(૩) ,, જગમોહનદાસ કૃષ્ણવલ્લભદાસ
(૪) ,, રેવાશંકર બાલાશંકર
(૫) મી. ભોગીલાલ મોતીચંદ
(૬) ,, જાફરખાન ભાઇખાન
(૭) ,, રસુલખાન મહોમદખાન નામદારખાન
(૮) ,, નીઝામખાન ભાઇખાન

પાલેજના મહેસુલ પટેલ હોદ્દાની રૂએ પંચાયતના સભ્ય ગણાશે.

### અમદાવાદ બરો મ્યુનિસિપાલિટી

મી. ગુલામરસુલ મીર્આં કુરેશીને સરદારખાન બહાદુર શમસુદ્દીન એસ. કાદરીના મરણને લીધે તેમની ખાલી પડેલી જગ્યાએ અમદાવાદ બરો મ્યુનિસિપાલિટીના સભ્ય નીમ્યા છે.

### થાણા મ્યુનિસિપાલિટી

મી. કૃષ્ણા નારાયણ મહાર, મી. ડી. કે. આંબેડકર બીનલાયક ઠરવાથી તેમની જગ્યાએ થાણા સીટી મ્યુનિસિપાલિટીના તેની હાલની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

### ભરૂચ મ્યુનિસિપલ સ્કુલ બોર્ડ

નીચેના સભ્યો ભરૂચ મ્યુનિસિપલ સ્કુલ બોર્ડના સભ્યો ચુંટાયા છે.

(૧) મી. ચીમનલાલ નગીનદાસ શુંદરીઆ
(૨) મીસીસ ખોરશેદ બાનુ ફરદુનજી હોમાવાળા
(૩) મી. રમણલાલ નરોતમદાસ પટેલ
(૪) ,, લાલજી હરજીવન સોલંકી
(૫) ખાન બહાદુર અલીભાઇ મુસાભાઇ પટેલ બી. એ., એલ.એલ. બી.
(૬) મી. જગજીવનદાસ ચુનીલાલ ગાંધી. બી. એ., એલ.એલ. બી.
(૭) ,, ફરદુનજી દારાશા હોમાવાળા
(૮) ,, ઠાકોરલાલ મગનલાલ ચોકસી બી. એ., એલ.એલ. બી.
(૯) ,, બાપાલાલ પીતાંબરદાસ મોદી બી. એ., એલ.એલ. બી.

## નાયકા (ખેડા) ગ્રામ પંચાયત.

મી. ચીમનલાલ રૂપશંકર, મી. અંબાલાલ લીલાધર દવેના મરણને લીધે તેમની ખાલ પડેલી જગ્યાએ માતર તાલુકાના નાયકા ગામની ગ્રામ પંચાયતના તેની હાલની મુદતમાંન બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## પાલેજ (ભરૂચ) ગ્રામ અદાલત.

નીચેના સખ્શોને ભરૂચ અને પંચમહાલ જીલ્લાના ભરૂચ તાલુકાના પાલેજ ગામન ગ્રામ અદાલતના સભ્યો નીમ્યા છે.

(૧) મી. રેવાશંકર બાલાશંકર
(૨) ,, ભોગીલાલ મોતીચંદ
(૩) ,, અમીરદ્દીન હુસેનુદ્દીન
(૪) ,, મોહમદઅલી હૈદરઅલી.
(૫) મી. ઇઝમતખાન મહમદખાન બકરખા
(૬) ,, હરગોવન હીરાભાઇ.
(૭) ,, કેવળ કરસન

મી. રેવાશંકર બાલાશંકરને અદાલતના પ્રમુખ નીમ્યા છે.

## સુરત મ્યુનિસિપલ સ્કુલ બોર્ડ.

નીચેના સખ્શો સુરત મ્યુનિસિપલ સ્કુલ બોર્ડના સભ્યો ચુંટાયા છે.

(૧) મી. અરદેશર હોરમસજી તલાટી
(૨) મીસીસ ગુણવંતગૌરી ચંપકલાલ ઘીઆ
(૩) મી. હરિસીંહ છોટુંસીંહ ઠાકોર બી. એસ. સી.
(૪) ,, મંછુભાઇ વિશ્રામ
(૫) ડૉ. મુસાભાઇ હૈદરભાઇ બકસા મુસા એમ. બી. બી. એસ.
(૬) મી. રણધીર પ્રસન્નવદન દેસાઇ બી. એ., એલ. એલ. બી.
(૭) ,, મોહનલાલ લલ્લુભાઇ મરચંટ
(૮) ,, શાહાબુદ્દીન સૈયદ અહમદ એડ્રુસ.
(૯) ,, ગેમનલાલ ખુશાલચંદ સુતરવાલા

## વલસાડ મ્યુનિસિપાલિટી

મી. ઇસ્માઇલ કાસમ બી. મી. ગુલામમોહમદ ફકીરભાઇ મનીઆરે રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ મુસ્લીમ વૉર્ડ નં. ૬ માંથી વલસાડ મ્યુનિસિપાલિટીના તેની હાલની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## અંકલેશ્વર મ્યુનિસિપાલિટી

મી. અમરતલાલ ચુનીલાલ દેસાઇ, રાવસાહેબ હીરાલાલ તુળજારામ દેસાઇ બીનલાયક ઠરવાથી તેમની જગ્યાએ બીન-મુસ્લીમ વૉર્ડ નં. ૩ માંથી અંકલેશ્વર મ્યુનિસિપાલિટીના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## ઝાડેશ્વર (ભરૂચ) ગ્રામ પંચાયત

મેસર્સ (૧) હરખાભાઇ ભવાન, (૨) ગુલાબભાઇ ઇશ્વરભાઇ, (૩) આશાભાઇ શંકરભાઇ, (૪) મૂળજીભાઇ ઇશ્વરભાઇ અને (૫) લલ્લુભાઇ ગોપાળભાઇ, ભરૂચ તાલુકાના ઝાડેશ્વર ગામની ગ્રામ પંચાયતના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

## સુરત જીલ્લા લોકલ બોર્ડ

નીચેના સભ્યો સુરત જીલ્લા લોકલ બોર્ડના તેની તા. ૨૬ મી જુન ૧૯૩૮ થી શરૂ થતી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

### બીન-મુસ્લીમ કૉન્સ્ટીટ્યૂએન્સી

#### ચોર્યાસી તાલુકો

(૧) સવીતાબેન છોટુભાઇ
(૨) મી. દેવજીભાઇ ભીખાભાઇ
(૩) મી. અંબેલાલ દયાળજી દેસાઇ
(૪) ,, લલ્લુભાઇ હરીભાઇ પટેલ

#### ઓરપાડ તાલુકો

(૫) મી. બાલુભાઇ કાળીદાસ
(૬) મી. મંછુ ભગવાન
(૭) ,, માધવ લાલા

#### માંડવી તાલુકો

(૮) મી. પ્રેમશંકર કેશવરામ
(૯) મી. બનસી કુકીઓ
(૧૦) ,, હીરાલાલ ઝવેરચંદ
(૧૧) ,, દેસાઇ ખાલપો

#### વાલોડ મહાલ

(૧૨) મી૦ રણછોડ ચીમય

## ચેમ્બુર કોન્સ્ટીટ્યુએન્સી.

(૭) મી. વ્રજલાલ માણેકલાલ આરતીક (૮) મી. રામકૃષ્ણ હરિશ્ચંદ્ર ચેમ્બુરકર
(૯) મી. બાલુ બાબાજી પલવનકર

## મુસ્લીમ કોન્સ્ટીટ્યુએન્સી.

(૧૦) મી. જબીર એ. અલી.

## ઘાટકુપર-કીરોલ મ્યુનિસિપાલિટી.

મી. હરીલાલ રામજી મહેતા, મી. લખમીચંદ એમ. દોશીએ રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ "ડી. બોર્ડ"માંથી ઘાટકુપર-કીરોલ મ્યુનિસિપાલિટીના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## સમોર (અંકલેશ્વર) ગ્રામ પંચાયત.

મી. મકના ગોવિંદને અંકલેશ્વર તાલુકાના સમોર ગામની ગ્રામ પંચાયતના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## સાકરપોર (અંકલેશ્વર) ગ્રામપંચાયત.

મી. પરશોતમ કરસનને અંકલેશ્વર તાલુકાના સાકરપોર ગામની ગ્રામ પંચાયતના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## બલોટા (અંકલેશ્વર) ગ્રામ પંચાયત

મી. ડાહ્યાભાઇ ભગવાનને અંકલેશ્વર તાલુકાના બલોટા ગામની ગ્રામ પંચાયતના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## ભડકોદરા (જંબુસર) ગ્રામ પંચાયત

મી. દેસાઇ પુંજાને જંબુસર તાલુકાના ભડકોદરા ગામની ગ્રામ પંચાયતના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## નીકોરા (ભરૂચ) ગ્રામ પંચાયત

મી. છીતા બાપુ દલાલને ભરૂચ તાલુકાના નીકોરા ગામની ગ્રામ પંચાયતના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## મેમદાવાદ મ્યુનિસિપાલિટી

મી. સેમ્યુઅલ ગોવિંદભાઇને રેવરન્ડ એ. હેલ્ડર્સે રાજીનામુ આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ ખેડા જીલ્લાના મેમદાવાદના મ્યુનિસિપલ બોર્ડના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## ડાકોર મ્યુનિસિપાલિટી

મીસીસ ઇન્દુમતી હરીહર ભટને મી. ભાઇલાલ પુરૂષોત્તમદાસે રાજીનામુ આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ ખેડા જીલ્લાના ડાકોરના મ્યુનિસિપલ બોર્ડના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## ઘાટકોપર-કીરોલ મ્યુનિસિપાલિટી

મી. નરભેરામ મોરારજી, મી. સી. જે. હાંસોટીએ રાજીનામુ આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ ઘાટકોપર-કીરોલ મ્યુનિસિપાલિટીના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## ગોદાવાડી (સુરત) ગ્રામ પંચાયત

મેસર્સ ભવાન લાલા અને ઉકડો પાંચીઓ મી. જમના મજ્જાનું મરણ થવાથી અને મી. જુગલભાઇ જેસલભાઇ બીનલાયક ઠરવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ માંડવી તાલુકાના ગોદાવાડી ગામની ગ્રામ પંચાયતના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

## વીરમગામ મ્યુનિસિપાલિટી.

મી. આત્મારામ નાથુભાઇ દલાલને વીરમગામના મામલતદારે રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ અમદાવાદ જીલ્લાના વીરમગામ મ્યુનિસિપલ બોર્ડના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## મેમદાવાદ મ્યુનિસિપાલિટી.

મી. પરભુલાલ છગનલાલ ઠાકરને મેમદાવાદના મામલતદારે રાજીનામુ આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ ખેડા જીલ્લાના મેમદાવાદ મ્યુનિસિપલ બોર્ડના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## અમદાવાદ જીલ્લા લોકલ બોર્ડ.

નીચેના શખ્સો અમદાવાદ જીલ્લા લોકલ બોર્ડના તેની તા. ૨૬ મી જુન ૧૯૩૮ થી શરૂ થતી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

### બીનમુસ્લીમ કૉન્સ્ટીટ્યુએન્સી.

#### ઉત્તર દસક્રોઇ તાલુકો.

(૧) મી. દેવજીભાઇ નારણભાઇ
(૨) મી. હરીભાઇ દલપતરામ
(૩) મીસીસ મૃદુલાબેન પ્રફુલ્લવદન સાયેદ
(૪) મી. ત્રીકમલાલ મહાસુખરામ
(૫) મી. ભવાનીશંકર બાપુજી.

#### પ્રાંતીજ તાલુકો

(૬) મી. અમથા નારણ પંડ્યા
(૭) મી. ગોપાળજી વેણીદાસ પટેલ
(૮) મી. રતીલાલ કેશવલાલ શાહ
(૯) મી. ભોગીલાલ પુંજાલાલ શાહ
(૧૦) મી. ચુનીલાલ દેસાઇભાઇ પટેલ
(૧૧) મી. પુરૂષોત્તમ જેઠાભાઇ સોલંકી.

#### મોડાસા મહાલ

(૧૨) મી. મથુરદાસ લાલજીભાઈ
(૧૩) મી. પરશોતમ ગોકળદાસ શાહ.

### ધોળકા તાલુકો

(૧૪) મી. ડાહ્યાભાઈ મનોરદાસ
(૧૫) મી. સંતોકરામ રામશંકર
(૧૬) મી. ચંદુલાલ દામોદરદાસ
(૧૭) મી. શકરા હરગોવન
(૧૮) મી. શાંતીલાલ મણીલાલ
(૧૯) મી. બુલાભાઇ નાથાભાઇ પટેલ
(૨૦) મી. ગીકા દુધાભાઇ.

### વીરમગામ તાલુકો

(૨૧) મી. ઇશ્વર સાંકળચંદ
(૨૨) મી. પરશોતમ રણછોડ
(૨૩) મી. અલા ખેતા
(૨૪) મી. મગનલાલ જેઠાલાલ
(૨૫) મી. ભુપતલાલ મન્જલાલ
(૨૬) મી. શીવલાલ ભગવાનદાસ
(૨૭) મી. મોહનલાલ વનમાળીદાસ
(૨૮) મી. અંબારામ અમથાભાઇ
(૨૯) મી. મગનલાલ રણછોડ.

### ધંધુકા તાલુકો

(૩૦) મી. રાણા રામા

### દક્ષિણ દસક્રોઇ તાલુકો

(૩૧) મી. ભાઇલાલ સારાભાઇ પટેલ
(૩૨) મી. હીરાલાલ જીવાભાઇ ડૉકટર
(૩૩) મી. બાલા જીવા

### મુસ્લીમ કોન્સ્ટીટ્યૂએન્સી.

(૩૪) મી. અબ્દુલ કરીમ નુરમહમદ
(૩૫) મી. મહમદખાન વલીખાન ગુનશી પઠાણ
(૩૬) ખાનસાહેબ મુસાભાઇ કાળુભાઇ

### અમદાવાદ મ્યુનિસિપાલિટી

મી. કે. એસ. ફૈઝ મહમદખાન, મી. ફાઝલમીઆં હોટુમીઆં હકીમના મરણને લીધે તેમની ખાલી પડેલી જગ્યાએ મુસ્લીમ વૉર્ડમાંથી અમદાવાદ મ્યુનિસિપલ બોર્ડના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

### કલ્યાણ મ્યુનિસિપાલિટી

મી. સદાશીવ ચિંતામણ પટવર્ધન, મી. રણજી મુરારજી કચરેએ રાજીનામુ આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ કલ્યાણ મ્યુનિસિપાલિટીના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

### સુરત જીલ્લા લોકલ બોર્ડ.

નીચેના સભ્યો સુરત જીલ્લા લોકલ બોર્ડના તેની તા. ૨૬ મી જુન ૧૯૩૮ થી શરૂ થતી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

### બારડોલી તાલુકો

(૧) મી. કપીલરામ સન્મુખરામ
(૨) મી. કલ્યાણજી વીઠ્ઠલભાઇ
(૩) મી. નારણ પરભુ નાથા.

## વાલોડ મહાલ

(૪) મી. મકનજી પરશોતમ.

## જલાલપોર તાલુકો

(૫) મી. નારણ ઉર્ફે બાબર મીકુલ (૬) મી. દુલ્લભજી પરાગજી

(૭) મી. ડાહ્યા મોરાર વલ્લભ.

## અમદાવાદ જીલ્લા લોકલ બોર્ડ.

નીચેના સભ્યો અમદાવાદ જીલ્લા લોકલ બોર્ડના તેની ૨૬ મી જુન ૧૯૩૮થી શરૂ થતી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

## દક્ષિણ દસક્રોઇ તાલુકો

(૧) મી. શીવલાલ પરશોતમ ઠાક્કર (૨) રાવ સાહેબ છોટાલાલ ભુલાભાઇ

## સાણંદ મહાલ

(૩) ,, પરશોતમદાસ પેલાભાઇ (૪) મી. ત્રીકમલાલ વ્રજલાલ

(૫) સરદાર જહાંગીરજી રૂસ્તમજી

## ઘોઘા મહાલ

(૬) મી. ઉદેસીંહજી નાજીભાઇ ગોહેલ (૭) મી. વ્રજલાલ નરોતમદાસ

## ધંધુકા તાલુકો

(૮) ,, દાદભા તખતસંગ (૯) મી. મુળજીભાઇ નારણભાઇ પટેલ

(૧૦) ,, જીવણસિંહજી માલુભા (૧૧) ,, તખુભા નારસિંહજી

(૧૨) ,, પરભુદાસ મોતીલાલ ભુતા (૧૩) ,, માધવસંગ નાથુભા

(૧૪) ,, ધધરલાલ કાશીદાસ વ્યાસ

## પંચમહાલ જીલ્લા લોકલ બોર્ડ

નીચેના સભ્યો પંચમહાલ જીલ્લા લોકલ બોર્ડના તેની તા. ૨૬ મી જુન ૧૯૩૮ થી શરૂ થતી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

## સમેશ્રા કૉન્સ્ટીટયૂએન્સી

(૧) મી. પન્નાલાલ માણેકલાલ પરીખ (૨) મી. ભાઇજી જીભાઇ બારીઆ

## હાલોલ કૉન્સ્ટીટયૂએન્સી

(૩) મી. કાળાઆ રાધીઆ નાયક. (૪) મી. ભગવાનદાસ જશવંતરાય દિક્ષીત

(૫) ,, નાનાભાઇ ગબા બારીઆ.

## કાલોલ કૉન્સ્ટીટયૂએન્સી

(૬) મી. મારૂતીસિંહ છત્રસિંહ (૭) મી. ઝવેરભાઇ શંકરભાઇ

## ઝાલોદ કૉન્સ્ટીટયુએન્સી

(૮) મી. છગનલાલ ચુનીલાલ મજમુદાર (૯) મી. ગજા પેસ્તા દાસા

લીમડી કૉન્સ્ટીટ્યુએન્સી

(૧૦) મી. અંબાલાલ પરશોતમ વ્યાસ (૧૧) મી. ભાલજી ધુળીઆ કાજી

શાહેરા કૉન્સ્ટીટ્યુએન્સી

(૧૨) મી. ભાથી ભાઇજી (૧૩) મી. સોમેશ્વર હરગોવન દેસાઇ

ગોધરા કૉન્સ્ટીટ્યુએન્સી

(૧૪) મી. વામનરાવ સીતારામ મુકાદમ (૧૫) મી. ભાઇલાલ તુળશીદાસ પટેલ
(૧૬) ભુરીબેન માણેકલાલ નરસીદાસ

બારીઆ કૉન્સ્ટીટ્યુએન્સી

(૧૭) મી. પુંજાભાઇ મોતીભાઇ (૧૮) મી. રતનસીંગ નવલસીંગ

મોરવા કૉન્સ્ટીટ્યુએન્સી

(૧૯) મી. રતીલાલ દ્વારકાદાસ દેસાઇ (૨૦) મી. બાપુ ગાના
(૨૧) મી. નાથીઆ રામલા

વેજલપુર કૉન્સ્ટીટ્યુએન્સી

(૨૨) મી. હીંમતલાલ ગરબડદાસ આર્ય (૨૩) મી. રાઇજી નાગર

દાહોદ કૉન્સ્ટીટ્યુએન્સી

(૨૪) મી. લક્ષ્મીદાસ મંગળદાસ શ્રીકાંત શેઠ (૨૫) મી. મીઠાલાલ ચુનીલાલ નાથજી દેસાઇ
(૨૬) મી. બાબર ગલા માનજી

ગરબાડા કૉન્સ્ટીટ્યુએન્સી

(૨૭) મી. પાંડુરંગ ગોવિંદ વાણીકર (૨૮) મી. પુનમચંદ ઉનકર વાણીઆ
(૨૯) મી. હીરા કુંવરા કસના

મુસ્લીમ કૉન્સ્ટીટ્યુએન્સી

(૩૦) કે. એસ. અબદુલ્લા હાજી ઇસા ભગત

ભરૂચ જીલ્લા લોકલ બોર્ડ.

નીચેના સભ્યો ભરૂચ જીલ્લા લોકલ બોર્ડના તેની તા. ૨૬ મી જુન ૧૯૩૮ થી શરૂ થતી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

બીન મુસ્લીમ કૉન્સ્ટીટ્યુએન્સી

હાંસોટ કૉન્સ્ટીટ્યુએન્સી

(૧) મી. ભગુભાઇ પ્રાણવલ્લભ દેસાઇ (૨) મી. બાલુભાઇ ખુશાલ
(૩) મી. બાપાલાલ ગરબડદાસ વૈદ્ય.

અંકલેશ્વર કૉન્સ્ટીટ્યુએન્સી

[૪] મી. છોટાલાલ ઉર્ફે હીરાલાલ ચેલાભાઇ ગાંધી [૫] મી. યશવંતરામ રાજારામ જોશી
[૬] મી. રામા દેવા.

કાવી કૉન્સ્ટીટ્યુએન્સી

[૭] મી. ફૂલા ચંદાબાવા [૮] મી. ગેમલસંગ હમીરસંગ

જંબુસર કૉન્સ્ટીટ્યુએન્સી

[૯] મી. શીવશંકર છગનલાલ ભટ [૧૦] મી. લલ્લુ ઓકાર

[૧૧] મી. ભગા ડાહ્યા

ત્રાલસા કૉન્સ્ટીટ્યુએન્સી

[૧૨] મી. મહેશ્વરભાઇ કાશીભાઇ અમીન [૧૩] મી. રાણા જેસંગબાવા ચંદાબાવા

[૧૪] મીસીસ નર્મદા રૂતુપ્રસાદ.

શુક્લતીર્થ કૉન્સ્ટીટ્યુએન્સી

[૧૫] મી. ગલાબસંગ જેસંગ [૧૬] મી. નાગજી દેસાઇ

[૧૭] મી. ધનજીભાઇ પુંજાભાઇ

આમોદ કૉન્સ્ટીટ્યુએન્સી

(૧૮) મી. બાપાલાલ પીતાંબરદાસ (૧૯) મી. પ્રાણજીવન ભગવાન

(૨૦) ,, ભગવાન જેસંગ

વાગરા કૉન્સ્ટીટ્યુએન્સી

(૨૧) મી. મોહનભાઇ અમથાભાઇ (૨૨) મી. સોમાભાઇ કકાભાઇ

(૨૩) ,, મંછુ ગલા

મુસ્લીમ કૉન્સ્ટીટ્યુએન્સી

ભરૂચ અને અંકલેશ્વર તાલુકા

(૨૪) કે. એસ. ઉમરજી સાલે મુસં (૨૫) મી. રહેમાન હુસેન ચાચા

(૨૬) મી. મુસ અહમદ આદમ ભુતા (૨૭) ,, ઇસપ બાપુજી અમીજી શેઠ

જંબુસર અને વાગરા તાલુકા

(૨૮) મી. મોહમદ અલીભાઇ પટેલ (૨૯) મી. ભરતસંગ રાયસંગ

(૩૦) ,, મોહમદ મુસે એબ્રામ

દાહોદ મ્યુનિસિપાલિટી

મી. નટવરલાલ ગીરધરલાલ પરીખ, મી. ગીરધરલાલ ભીખાભાઇ પરીખના મરણને લીધે તેમની ખાલી પડેલી જગ્યાએ બીન મુસ્લીમ વૉર્ડ નાં. ૨ તરફથી ભરૂચ અને પંચમહાલ જીલ્લાના દાહોદના મ્યુનિસિપલ બોર્ડના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

થાણા જીલ્લા લોકલ બોર્ડ

નીચેના સભ્યો થાણા જીલ્લા લોકલ બોર્ડના તેની તા. ૨૬ મી જુન ૧૯૩૮ થી શરૂ થતી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

થાણા મહાલ

(૧) મીસીસ પાર્વતીબાઇ શંકર કર્ણિક (૨) મી. લક્ષ્મણ વિનાયક ભાવે

દહેણુ તાલુકા

(૩) મી. દાજી માધવ દુબળા
(૪) મી. પરમાનંદ ગોપાળજી પજવાણી
(૫) ,, પરમાનંદ હરિભાઇ શાહ
(૬) ,, સુરજી રાવજી વારલી
[૭] ,, મંગળદાસ ગોવનદાસ શાહ

ઉંબરગાંવ પેટા

[૮] મી. વસંત પ્રભાકર વીરકર
[૯] મી. ભાળચંદ્ર કેશવ કારૂલકર
[૧૦] ,, ફકીર કાળીઆ ધોડી
[૧૧] ,, હરિકૃષ્ણ ચિંતામણ જોશી
[૧૨] ,, મહાદેવ ગોપાળ પેથે

પાલઘર તાલુકા

[૧૩] મી. નીલકંઠ ગોપાળ બર્વે
[૧૪] મી. રામકૃષ્ણ આત્મારામ સામંત
[૧૫] ,, સખારામ ભીકાજી પાટીલ
[૧૬] ,, જનાર્દન પાંડુરંગ રાઉત
[૧૭] ,, દશરથસીંગ હીરાસીંગ ઠાકુર
[૧૮] ,, બળવંત કૃષ્ણા દાંડેકર

વાડા પેટા

[૧૯] મી. ગોવિંદ નાથા પાટીલ
[૨૦] મી. નારાયણ ગણપત ભાનુશાળી

મોખાડા પેટા

[૨૧] મી. મુકુંદ જીવણ સાંખે
[૨૨] મી. યશવંત શંકરરાવ ઝુંઝારરાવ

શાહપુર તાલુકા

[૨૩] મી. રાજારામ વાલકૃ ચંભાર
[૨૪] મી. ગંગારામ ગુણાજી માને
[૨૫] ,, નારાયણ રામ ગજે
[૨૬] ,, ચંદુલાલ સ્વરૂપચંદ શેટ
[૨૭] ,, ધાઉ રામા વેહેલા

મુરબાડ તાલુકા

[૨૮] મી. રામચંદ્ર ગણેશ ધોલપ
[૨૯] મી. રઘુનાથ તીકારામરાવ ઝુંઝારરાવ
[૩૦] ,, મંગળદાસ રૂપચંદ

કલ્યાણ તાલુકા

[૩૧] મી. ધાઉ રધો મહાર
[૩૨] મી. પોસુ બાલ પાટીલ
[૩૩] ,, ગણેશ કૃષ્ણા ફડકે
[૩૪] ,, જૈતુ નામાજી પાટીલ

ભીવાંડી તાલુકા

[૩૫] મી. પાંડુરંગ વિઠ્ઠલ પાટીલ
[૩૬] મી. ગજાનન ગોવિંદ નાઇક
[૩૭] ,, પુરૂષોત્તમ ગોપાળ ઠાકર
[૩૮] ,, દત્તાત્રય વામન રાઉત

વસઇ તાલુકા

[૩૯] મી. ઇનાસ રોમાઓ ડૅમેલ
[૪૦] મી. ગોવિંદ ધર્માજી વર્તક
[૪૧] ,, વાડીલાલ કાશીદાસ પ્રતાપ
[૪૨] ,, ગોવિંદ નારાયણ પાટીલ
[૪૩] ,, કાશીનાથ કેશવ ગાળવણકર

## ખેડા જીલ્લા લોકલ બોર્ડ

### બીન-મુસ્લીમ કૉન્સ્ટીટ્યૂએન્સી

નીચેના સખ્શો ખેડા જીલ્લા લોકલ બોર્ડના તેની તા. ૨૬ મી જુન ૧૯૩૮ થી શરૂ થતી ત્રણ વર્ષની મુદત માટે સભ્યો ચુંટાયા છે.

### આણંદ તાલુકો

(૧) મી. રાતુભાઇ મહીજીભાઇ પટેલ

### મેહમદાવાદ તાલુકો

(૨) મી. રમણભાઇ નાગજીભાઇ પટેલ
(૩) મી. હીરાજી લાલાજી ચૌહાણ

### માતર તાલુકો

(૪) મી. માધવલાલ ભાઇલાલ શાહ
(૫) મી. વલ્લભભાઇ જેઠાભાઇ પટેલ

### બોરસદ તાલુકો

(૬) મી. તળશીભાઇ સદ્દુભાઇ પટેલ
(૭) મી. ઝવેરભાઇ દાજીભાઇ પટેલ
(૮) ,, માધવલાલ શંકરલાલ પંડયા
(૯) ગોવિંદભાઇ આશાભાઇ પટેલ
(૧૦) ,, નાથાભાઇ ઉત્તમભાઇ પટેલ
(૧૧) મી. બધાર રઘનાથ

### નડીઆદ તાલુકો

(૧૨) મી. ભીખાભાઇ ઝવેરભાઇ પટેલ
(૧૩) મી. જશભાઇ મકનદાસ પટેલ
(૧૪) ,, ભવાનીશંકર હરિશંકર દવે
(૧૫) ,, ચતુરભાઇ નરશીભાઇ પટેલ

### મુસ્લીમ કૉન્સ્ટીટ્યુએન્સી

(૧૬) મી. પ્રતાપસંગ ફતેસંગ ઠાકોર
(૧૭) મી. ખાવામીઆં શેખમીઆં કાઝી

## ખેડા મ્યુનિસિપલ બોર્ડ

મેસર્સ માનસિંહજી વખતસિંહજી ઠાકોર અને નગીનદાસ મોતીભાઇને ખેડાના સીવીલ સર્જન અને હઝુર મામલતદારે રાજીનામા આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ ખેડા મ્યુનિસિપલ બોર્ડના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્યો નીમ્યા છે.

## ડાકોર મ્યુનિસિપલ બોર્ડ

મી. ચતુરભાઇ ચુંથાભાઇને ઠાસરાના મામલતદારે રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ ખેડા જીલ્લાના ડાકોર મ્યુનિસિપલ બોર્ડના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## બોરસદ મ્યુનિસિપલ બોર્ડ

મી. કહાનદાસ મોતીલાલ ઇનામદારને બોરસદના મામલતદારે રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ ખેડા જીલ્લાના બોરસદ મ્યુનિસિપલ બોર્ડના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## અંબરનાથ (થાણા) નોટીફાઇડ એરીઆ કમિટી

મી. જી. ડબલ્યુ. સેલીંઅને મી. એચ. ટીબીનેટે રાજીનામુ આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ અંબરનાથ નોટીફાઇડ એરીઆ કમિટિના તેની તા. ૩૦ મી જાન્યુઆરી ૧૯૩૭ થી શરૂ થએલી ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## અમદાવાદ બરો મ્યુનિસિપાલિટી

મેસર્સ છબલુલાલ એચ. દિવાન એમ. એ., એલ. ટી. સી. અને ભોગીલાલ ટી. લાલા બી. એ., એલ. એલ. બી. ને હોદ્દાની રૂએ ગણાતા સભ્યો શહેરના ડેપ્યુટી કલેક્ટર અને અમદાવાદના કલેક્ટરના અંગત સેક્રેટરીએ રાજીનામા આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ અમદાવાદ બરો મ્યુનિસિપાલિટીના સભ્યો નીમ્યા છે.

## કપડવંજ (ખેડા) મ્યુનિસિપલ બોર્ડ

મીસ લવીનીઆ રામસીંઘ ગોહીલ અને મી. માધવલાલ નાથાલાલ પટેલને કપડવંજના મામલતદાર અને કપડવંજ દવાખાનાના એસીસ્ટન્ટ સર્જને રાજીનામા આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ ખેડા જીલ્લાના કપડવંજ મ્યુનિસિપલ બોર્ડના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્યો નીમ્યા છે.

## આણંદ (ખેડા) મ્યુનિસિપલ બોર્ડ

મીસ એમીલીઆ જીવાભાઇ મકીકાને આણંદના મામલતદારે રાજીનામુ આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ ખેડા જીલ્લાના આણંદ મ્યુનિસિપલ બોર્ડના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## ઉમરેઠ (ખેડા) મ્યુનિસિપલ બોર્ડ

મીસ લલીતા ગોરધનદાસને આણંદના મામલતદારે રાજીનામુ આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ ખેડા જીલ્લાના ઉમરેઠ મ્યુનિસિપલ બોર્ડના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## ધંધુકા (અમદાવાદ) મ્યુનિસિપલ બોર્ડ

મી. મેઘા મોતાને ધંધુકાના મામલતદારે રાજીનામુ આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ અમદાવાદ જીલ્લાના ધંધુકા મ્યુનિસિપલ બોર્ડના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## દેગામ (ચીખલી) ગ્રામ પંચાયત.

મી. ઘેલાભાઇ પરાગજી, મી. મગનલાલ નારણજીએ રાજીનામુ આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ ચીખલી તાલુકાના દેગામ ગામની ગ્રામ પંચાયતના તેની તા. ૨૪ મી મે ૧૯૩૬ થી શરૂ થએલી ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય ચુંટાયા છે

## બોરભાઠા (અંકલેશ્વર) ગ્રામ પંચાયત.

મી. જહાંગીરજી પીરોજશા કુવાવાળા મી. કાશીદાસ હરખાભાઈની જગ્યાએ તાલુકાના બોરભાઠા ગામની ગ્રામ પંચાયતના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની મુદત માટે સભ્ય ચુંટાયા છે.

## ભરૂચ જીલ્લા સ્કુલ બોર્ડ

મી. રા. એલ. બ્રહ્મચારી પંચમહાલના કામચલાઉ સીનીયર ઍસીસ્ટન્ટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરને તા. ૧ લી જુલાઇ ૧૯૩૮ થી ભરૂચ જીલ્લા લોકલ બોર્ડ સ્કુલ બોર્ડના હંગામી કામચલાઉ એડમીનીસ્ટ્રેટીવ ઑફીસર નીમ્યા છે.

## જુહુ (મુંબાઇ ઉપનગર જીલ્લો) મ્યુનિસિપલ બોર્ડ.

મી. સન્મુખલાલ ઝવેરલાલ પંડ્યાને મી. સુલતાન એમ. ચીનાઇએ રાજીનામું આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ મુંબાઇ ઉપનગર જીલ્લાના જુહુ મ્યુનિસિપલ બોર્ડના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## વલસાડ મ્યુનિસિપલ બોર્ડ.

મી. મોહનલાલ માણેકજીવનદાસને વલસાડના મામલતદારે રાજીનામુ આપવાથી તેમની ખાલી પડેલી જગ્યાએ સુરત જીલ્લાના વલસાડ મ્યુનિસિપલ બોર્ડના તેની હાલની ત્રણ વર્ષની મુદતમાંની બાકીની મુદત માટે સભ્ય નીમ્યા છે.

## અમદાવાદ જીલ્લા બોર્ડ સંબંધી

તૈયાર કરેલી

## બોર્ડના નવા પ્રમુખ

### શ્રી. ભાઈલાલ સારાભાઇ પટેલ, બી. એ. એલએલ. બી. ની

# નોંધ.

નવ તાલુકા તેમજ જીલ્લા લોકલ બોર્ડના બજેટનો અભ્યાસ કરતાં મને લાગે છે કે વૈદકીય રાહત માટેની સગવડ બહુજ ઓછી રાખવામાં આવે છે. આખા જીલ્લામાં ફકત બે વ્યાધિવિપરિતચિકિત્સા (Allopathic) ના અને દસ આયુર્વેદિક દવાખાના છે. વીરમગામ, ધંધુકા અને ધોળકા એ ત્રણ મોટા તાલુકા જ્યાં બબે દવાખાના છે તેના અપવાદ સિવાય તાલુકા દીઠ સરેરાશ એક દવાખાનું આવે છે. આ દવાખાનાઓ બાદ કરતાં જે કવીનીન વહેંચવામાં આવે છે તે વધારાની રાહત અપાય છે. આ બધા ઉપરથી માલુમ પડશે કે જીલ્લાના દરેક ગામને એકસરખી મદદ મળી શકતી નથી.

કિશોર મુંબઈ ઈલાકાના કેળવણીખાતા તરફથી મંજૂર થયું છે.
વેસ્ટર્ન ઇન્ડિયા સ્ટેટ્સ એજન્સિમાં 'કિશોર' શાળાઓ માટે મંજૂર થયું છે.

## બે વર્ષ પૂરાં કરી 'કિશોરે' ત્રીજા વર્ષમાં પ્રવેશ કર્યો છે.

અનેકવિધ સાહિત્ય અને સુંદર ચિત્રોથી સમૃદ્ધ ગુજરાતના કિશોર વિદ્યાર્થીઓનું માસિક

કિશોરોની જિજ્ઞાસાને ઉત્તેજી સંતોષે એવી અનેકવિધ અને રસમય સામગ્રી પૂરી પાડતું માસિક

# ૠ કિશોર ૠ

તંત્રીઃ નગીનદાસ પારેખ

### આવકાર

"કિશોર માસિક મને ખૂબ ગમી ગયું છે. એટલું બધું ગમ્યું છે કે વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોનું બજેટ મંજૂર કરવાની તક મને મળી હોત તો રાજ્યનાં ઘણાં પુસ્તકાલયોમાં 'કિશોર' માસિક દાખલ કરી દીધું હોત. × × માસિક માટે મારાથી બનતું કરીશ."

શ્રી. મોતીભાઈ અમીન
વડોદરા.

"×× મને તો એક શિક્ષક તરીકે આ કહેવું બીજું કોઈ સામયિક નથી આકર્ષી શક્યું. બીજાં ઘણું પડતાં છીછરાં કે ઘણું પડતાં ગંભીર છે. જ્યારે આ વિદ્યાર્થીને જોઈએ તેવું જ છે. 'સાહિત્ય પાઠાવલિ'ની યોજનાને અંગે મેં આપણાં બધાં માસિકો ઠીકઠીક ઉથલાવ્યાં છે, અને મને તો એમ લાગ્યું છે કે 'કિશોર' પાસે એટલું વૈવિધ્ય છે કે પાંચ સાત વર્ષે કોઈ નવો સંપાદક નીકળશે તો તેને પોતાના સંગ્રહનું નામ 'કિશોર પાઠાવલિ' કે એવું જ રાખવું પડશે. એટલા બધા પાઠો તેને 'કિશોર'માંથી લેવા પડશે. વિદ્યાર્થીઓ સમજે એવી ભૂમિકા ઉપર એનું લખાણ વિહરે છે. છતાં તેના સાહિત્યગુણ તેણે બરાબર જાળવી રાખ્યા છે, એટલે મને તો આનંદ સાથે ગર્વ પણ થાય છે. ××× હું તમને સતત રીતે મારાથી બનતી મદદ કરીશ. ××"

ઝીણાભાઈ રતનજી દેસાઈ [સ્નેહરશ્મિ]
પ્રિન્સિપાલઃ ઉ. પી. હાઈસ્કૂલઃ વિલેપારલે.

×× એની ભાતભાતની વાનીઓ વિદ્યાર્થીવર્ગની ભૂખીભૂખી જિજ્ઞાસાનો અમર ક્ષેત્ર પરિપૂર્ણ કરે એમ છે. અને તેથી આખાય વિદ્યાર્થીવર્ગને એ પ્રિય થઈ પડશે જ, એ નિઃશંક બાબત છે. મારા જેવા વિદ્યાર્થી-શિક્ષકને પણ એમાંથી ખૂબખૂબ રસ અને આનંદ મળે છે. મને તો પૂરી ખાત્રી છે કે તમારું આ નવિન માસિક ઘેરેઘેર બાળકોનું પ્રિય થઈ પડશે.

શ્રી શંકરપ્રસાદ શુક્લ
પ્રિન્સિપાલ, ફેલોશિપ સ્કૂલ: મુંબઈ.

## તમે પણ ગ્રાહક થઈ અમારા આ સાહસને ઉત્તેજન આપશોજી.

લવાજમ હિંદમાં રૂ. ૪) પરદેશમાં રૂ. ૬)

## કિશોર કાર્યાલય : પારસી અગિયારી સામે : અમદાવાદ.

શરૂઆતથી ગ્રાહક થનારને પહેલા વર્ષના બધા અંકો અડધા લવાજમે મળશે.

મેં આ પ્રમાણે મીક્શ્ચર વહેંચવાની તેમજ ગામડા સાફ કરવાની બન્ને યોજનાઓનો અનુભવ કર્યો છે. આમાંની પહેલી યોજનાનો અનુભવ સન ૧૯૨૯ માં જ્યારે હું દક્ષિણ દસક્રોઇ તાલુકા લોકલ બોર્ડનો પ્રમુખ હતો અને ઇન્ફ્લુએન્ઝા ફાટી નીકળ્યો તે વખતે, અને બીજી યોજનાનો છેલ્લા ૮ વર્ષમાં બારેજામાં વખતોવખત અનુભવ કર્યો છે. આ યોજનાના લાભો દેખીતા છે અને તેની કદર પણ થઇ શકે એમ છે. ઘણું ખરું આરોગ્યતાના [illegible] સામે ગામડાઓમાં વિરોધ જોવામાં આવે છે એટલે ગામડાના લોકોને આરોગ્યતા સંબંધી ભાન થાય એમ થોડુંક ખર્ચ કરીને પણ થતું હોય તો ગામોદ્ધારની યોજનામાં એ એક સરસ પ્રયાસ છે.

ગામડાઓની અને ખાસ કરીને હરિજનોના લત્તાની આજુબાજુ પાણીની સગવડ કરવી એ બીજો પ્રશ્ન છે. ઘણાખરા ગામોમાં હરિજનો જે કુવામાંથી પાણી મેળવે છે તે પાણીના મળી આવતા સાધનથી થોડેક દૂર રખાયા હોય છે અને ચોમાસામાં આ સાધન પાણી પુરૂં પાડી શકે એ પ્રમાણે ભરી લેવાના હોય છે. આ મુશ્કેલીઓ તરફ પણ ધ્યાન આપવું જોઇએ; ગામોદ્ધારની યોજનામાં આ પણ ખાસ જરૂરી વસ્તુ છે.

જો બોર્ડો આ યોજનાઓ હાથ નહિ ધરી શકે તો લોકલ બોર્ડોમાં મોટી સંખ્યામાં જે હરિજનો આવ્યા છે અને બોર્ડોના સભ્યોની સામાન્ય સંખ્યામાં જે વધારો કરવામાં આવ્યો છે તે નિષ્ફળ જશે. દવા વહેંચણીની યોજના અંગે દરેક સભ્યે લગભગ બે સમૂહમાં વહેંચણી કરનારાઓ ઉપર દેખરેખ રાખવાની આવશે. બીજી યોજનામાં તો હરિજન સભ્યો તેમની કોમ અને તેમના ગામ અંગેની સેવા જાતેજ ઉપાડી લેશે. જો હરિજનોના લત્તાની આજુબાજુનો ભાગ સારી રીતે સાફ રાખવામાં આવે તો ઉચ્ચ કોમ પણ તેનો દાખલો લે એવી આશા બાંધી શકાય. અમુક ચુંટી કાઢેલા ગામોમાં જો વખતોવખત આવા પ્રયાસ ચાલુ રહે તો આ યોજના વધારે આકર્ષક થઇ પડે.

---

# થાણા જીલ્લાની ગ્રામ પંચાયતોના સન ૧૯૩૬–૩૭ ના સાલના આવક અને ખર્ચ.

(ગયા અંકનું બાકી)

| અનુક્રમ નંબર. | ગ્રામ પંચાયતનું નામ. | આવક. રૂા. | ખર્ચ. રૂા. |
|---|---|---|---|
| ૧ | મરોલી | ૩૩૬ | ૩૩૮ |
| ૨ | ફનસા | ૧૧૮ | ૧૫૮ |
| ૩ | શીરગાંવ | ૩૮૮ | ૩૭૭ |
| ૪ | અગાશી ગ્રુપ | ૧૯૧ | ૧૦૮ |
| ૫ | ઉમરગાંવ | ૩૦૪૧ | ૩૧૦૧ |
| ૬ | નારગોલ | ૧૦૪૫ | ૧૩૪૮ |
| ૭ | સંજાણ | ૧૫૧૬ | ૨૨૭૭ |
| ૮ | ડેહરી | ૪૦૫ | ૪૯૫ |
| ૯ | સરોન્દા | ૪૫૫ | ૪૫૭ |
| ૧૦ | ખાટલવાડા | ૧૦૪૭ | ૯૯૪ |
| ૧૧ | પાલઘર | ૫૬૦૭ | ૫૨૫૧ |
| ૧૨ | કેલવા | ૭૩૭ | ૭૮૨ |
| ૧૩ | માહીમ | ૩૬૪૬ | ૨૨૭૭ |
| ૧૪ | તારાપુર | ૧૪૬૭ | ૧૨૮૩ |
| ૧૫ | મનોર | ૫૪૧ | ૮૨૬ |
| ૧૬ | વાડા | ૨૧૭૩ | ૧૧૧૨ |
| ૧૭ | ગોઢડે | વિગત મળી નથી | વિગત મળી નથી |
| ૧૮ | ધસાઈ | ,, | ,, |
| ૧૯ | ખારડી | ,, | ,, |
| ૨૦ | કાસાર | ,, | ,, |
| ૨૧ | પડઘે | ૫૫૦ | ૭૬૧ |
| ૨૨ | નીંપાડા | ૬૨૧૫ | ૬૫૮૦ |
| ૨૩ | મુરબાદ | ૨૦૦૩ | ૨૧૧૦ |
| ૨૪ | બાદલપુર | ૬૮૭ | ૮૨૨ |
| ૨૫ | ડોંબીવલી | ૬૨૧૪ | ૬૩૯૩ |
| ૨૬ | ચૌધાણી | ૨૮૩૦ | ૨૭૦૩ |
| ૨૭ | દહેણુ | ૧૮૪૫ | ૧૮૧૮ |
| ૨૮ | ઘોલવડ–બોરડી | ૨૨૭૬ | ૨૩૨૫ |
| ૨૯ | માલ્યણ | ૧૧૪૦ | ૧૧૫૨ |
| ૩૦ | વીરાર | ૨૫૩૪ | ૩૦૫૫ |
| ૩૧ | શાહપુર | ૧૮૮૯ | ૧૯૮૯ |
| ૩૨ | કીન્હાવલી | ૩૪૯ | ૫૯૧ |